# સનમની શોધમાં

[ હાસ્યરસીક નવલીકા સંગ્રહ ]



શ્રી હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ અને પબ્લીશર્સ
ટાવર રોડ, સુરત.



મી. ઈ. ઈ. મુન્શી '**સુફી**' સાહેબ. (જો. બર્ગ. સા. આફ્રિકા.)

આપ એક ગુજરાતના સારા કવિ, લેખક અને વિવેચક હોઈ, સારા વક્તા પણ છો, અને કૌમી કેળવણીમાં પણ સારો ભાગ લઈ રહ્યા છો, તથા મુસ્લિમ સાહિત્યનો ઉત્કર્ષ એજ આપનું ધ્યેય હોઈ, તેના ઉત્તેજન અર્થે આપ ઉચિત પ્રયત્નો કરી રહ્યા છો; તે તરફ આકર્ષાઈ આ મારી અદના કૃતિ આપને અર્પણ કરતાં સગર્વ આનંદ લઉં છું.

લી. આપનો

**"બેકાર"**

# સનમની શોધમાં

[ હાસ્યરસીક નવલિકા સંગ્રહ ]

લેખક :
' એકાર. '



શ્રી હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ અને પબ્લીશર્સ
ટાવર રોડ, સૂરત.

# પ્રસ્તાવના

ગામ હોય ત્યાં ઢેડવાડો હોય જ; તેમ પુસ્તક હોય ત્યાં પ્રસ્તાવના હોયજ! આથી હું પુસ્તકને ગામ અને પ્રસ્તાવનાને ઢેડવાડા સાથે સરખાવી રહ્યો છું; એથી તમને કંઈક ઘૃણા ઉપજશે! પણ ગાંધીજીએ હરિજન ચળવળ ઉપાડયા પછી લોકો ઢેડવાડાને ખૂબ ખૂબ અપનાવી રહ્યા છે; તો પછી હું પણ શાનો બાકી રહી જાઉં? આ ગામમાં ૧૪ ફળીયાં છે. વળી શહેરની જેમ દરેક ફળીયાનું નામ પાટીયાં પર લખેલું છે. પણ તે પર ધૂળ ચોંટેલી હોવાથી લોકો ગુંચવાઈ ન જાય તે પુરતીજ આમાં થોડી ઘણી લફ્ફાસી કરવી પડી છે. બાકી ગામડામાં એવી કંઈ અંધારી ગલીકુંચીઓ હોતી નથી કે અજાણ્યો વટેમાર્ગુ અટવાઈ જાય! ટુંકાણમાં એટલુંજ કે પ્રસ્તાવના એટલે માલની જાહેર ખબર. બાકી હાસ્ય પુસ્તકો તો એવાં સરળ હોવાં જોઈએ કે તેના માટે અંગુલિ નિર્દેષની આવશ્યકતાજ ન હોય. અસ્તુ.

આ પુસ્તકનું નામ છેલ્લા લેખ ઉપરથી પાડવામાં આવ્યું છે. પ્રથમ લેખ '**સ્વર્ગમાં સુધારો**' તો એજ સૂચવે છે કે જ્યાં મૃત્યુલોક સુધારાનાં મિષ્ટ ફળો આરોગી રહ્યા છે, તો પછી સ્વર્ગલોક શા માટે એનાથી વંચિત રહે? જો એ લેખમાં તમને સુધારા ઉપર કંઈક માર્મિક કટાક્ષ જેવું લાગે તો તેના માટે મારું જુના વિચારનું ભેજું જ જવાબદાર છે એમ સમજી લેવું. એ પછી બીજા નંબરે આવે છે '**ડીપોટી**'. એ નાનકડા સ્કેચમાં કેટલી વાસ્તવિક્તા છે તે તો અનુભવીઓજ જાણી શકે છે. જો કે એ પ્રાણી કોઈને હેરાન કરે એવું હોતું નથી; છતાંય વગર સત્તાએય તે કેવો સત્તાનો પરચો બતાવી શકે છે; તે તો કોઈ પુરાણા પંતુજીને પૂછી જુઓ તોજ સમજાય? બાકી જમાલમિયાં જે. પી. જેવા '**હાતમ તાઈકા બેટા**' ઓ તો તમને ગામો ગામ મળીજ રહેવાના. અને સાચું પૂછાવો તો એવા પરોપકારી પ્રાણીઓથી જ આ સંસાર સકટ ચાલી રહ્યું છે! હવે આવ્યું "**સુખી કોણ?**" એમાં તો દરેક પતિઓ પોતાનાજ દુઃખનાં રોદડાં રડે છે. પણ "પશુમાં પડી એક તકરાર" જેવી ધણીધણીયાણીની એવી લડાઈઓ તો જગતના અંત સુધી ચાલતીજ રહેવાની! અરે! ભગવાનના ઘરમાં પણ એવાં

યુદ્ધો ક્યાં ન્હોતાં થતાં? પછી આવ્યો '**સંતતિનો સંતાપ**'. એ માટે આ ભૂખડી બારસ દેશમાં તો એટલુંજ કહેવું રહ્યું કે "એ તો લકડેકા લડુ" જેવી વાત છે. ખાય તેય પસ્તાય, ને ન ખાય તેય પસ્તાય! કોઈ એને પ્રભુના પૈગંબરો કહે છે તો કોઈ શૈતાનના શાગરીદો કહે છે. પણ હું તો ટુંકાણમાં એટલુંજ કહું છું કે **"બાપા બનવું સ્હેલ છે નભાવવું મુશ્કેલ!"**

પછી આવે છે '**તમાચો**' એતો દરેકે ખાધો હોય છે! પણ ખાવાની બધી વસ્તુઓમાં એક તમાચોજ એવી વસ્તુ છે કે જેને ખાવા કરતાં ખવરાવવામાં વધુ મઝા પડે છે! અને '**મહાત્મા મનોહરદાસ!**' બસ ન પૂછો વાત. પણ એવા મહાત્માઓનોય શું દોષ? લોભીયા વસે ત્યાં એવા ધુતારા ભૂખે મરતા નથી. બાકી એમનો ધંધોય અનુકરણીય તો છેજ! વળી આજકાલ તો સંસારમાં પણ એવા સાધુ-શૈતાનોનીજ મૅજોરીટી છે. સીધાસાદા મનુષ્યોનો તો આજે કોઈ ભાવજ પૂછતું નથી! જ્યાં સમાજનાં ત્રાજવાંજ બદલાઈ ગયાં છે; ત્યાં એવાં ધડાનાં કાટલાંજ ફાવી જાયને? બાકી **ઈદનાં એકસીડન્ટમાં**' તો ગરીબ બિચારા ભોળા મિયાંભાઈને ઇદને દિવસે દેવી કેવી મુસીબત પડી તેનું ખાનગી દાસ્તાન છે. બાકી બુધ્ધુમિયાંએ જેવી ઈદ ઉજવી, તેવી ઇદ ખુદા કોઈને ન દેખાડે! અને ફુવડનારના સ્વામી બનવા કરતાં અખંડ બ્રહ્મચારીજ રહેવું શું ખોટું છે? એ વાંચકોના મગજમાં ઉતરી જાય એમ છે. ઈદના છેલ્લા સીનમાં મમદુમવાલી જેવા સેકસપર્ટ ખિસ્સાં કાતરૂને પણ કેટકેટલાં ફાંફાં ઈદની આગલી રાતે મારવાં પડે છે, એ તો ચોરીના વિકાસ કરતાં લોકોની કડકાઈ કેટલી કારમી બનતી જાય છે એજ વધુ સાબિત કરે છે. '**એડીટર આખ્યાન**' માં તો એડીટર નામનું એક એવું બે પગું પ્રાણી છે કે જેના પર ગમે તેટલો બોજ લાદો, ચાહે તો ભૂખ્યું રાખો, ચાહે તો ડીફણાં મારીને હાંકો; છતાં તે પોતાની સમાધીમાંથી નહિજ ચળવાનું! જગતનાં બધાંય પ્રાણીઓના શંભુ મેળામાંથી ભગવાને એ પ્રાણીને સરજ્યું છે, એમ આપને એ વાંચતાં સમજાશે!

'**અણમોલ રેખાચિત્રો**'માં તો 'ભગલો હજામ', 'લલ્લુભાઈ લીડર,' 'પીરૂમીયાં પટાવાળો,' 'મુન્શી ફાઝિલખાં,' 'કલ્લુ કલાઈગર,'

'કરસનદાસ કાપડીઆ,' 'મરોડચંદ મારવાડી,' 'મોલ્વી ડંડેખાં,' "રાવસાહેબ રંગીલદાસ', 'બુધ્ધુ ભિસ્તી', 'પીરસાબ છોટેમીયાં', 'સાક્ષર શ્રી. અડવાશંકર', 'પટેલ સલ્લુ', 'ગવૈયો દલ્લુ', 'ભીખાજી ભેસાનીયા', 'વીમાવાળો' અને 'વકીલ' એ એવાં ચિત્રો છે કે જે અહરનિશ તમારી આંખો આગળ અટવાતાં જ રહે છે. જેને સ્હેજ પણ બુદ્ધિ હોય અને આંખો રતાંધળી ન હોય તે એવાં પાત્રોને પહેલી નજરે જ ઓળખી શકે છે. એમાં શબ્દોની ભભક નથી, રંગની સુંદર મેળવણી નથી; છતાં સરળ અને સાદું રેખા દર્શન તો તમને જરૂર દેખાશે. સડેલાં બોરના આખા ટોપલામાંથી પાકાં છતાં સડ્યા વગરનાં બોર ચૂંટવાં જેટલાં અઘરાં પડે, તેટલી જ આવાં શબ્દ ચિત્રોની ચુંટણી કરવી અઘરી છે. એ ક્ષુદ્ર બિસાતમાં નહિ જેવાં લાગે છે, છતાં કામ પડે ત્યારે ખબર પડે કે એવાં છે!

'**પ્રવાસ વર્ણન**' એમાં તો લાંબી જંજાળવાળો જીવ મુસાફરીએ નીકળે; ત્યારે છોકરાં ને પોટલાં કેવો અગત્યનો ભાગ ભજવે છે. અને ગાડીના થર્ડ કલાસમાં કેવાં કેવાં પરોપકારી પ્રાણીઓનો ભેટો થાય છે; તેની સાદી રૂપ રેખા છે. મજબૂત મન ન હોય તેણે થર્ડ કલાસની મુસાફરીજ ન કરવી એટલીય ગાંઠ જો એ લેખ વાંચીને વાળો તોય બસ છે. '**અંટોળદાસે ઉદ્ધાર કર્યો**' એમાં તો કાણા કે કદરૂપા માણસોને બૈરૂં મેળવવું કેટલું અઘરૂં પડે છે તેનું શબ્દ ચિત્ર છે. અને સંસ્કૃતમાં જેને અર્ધાંગના કહી છે, એ અર્ધું અંગ સાનુકૂળ મળવું એ તો આ જમાનામાં લોટરી લાગવા જેવી વાત છે! વળી પહેલાં ગમે તેમ આગળ ચાલો પણ ઝખ્ખ મારીને ઠામ થવુ પડે અને પડયું પાનું સુધારી લેવું પડે, એ સત્યનું દર્શન કરાવ્યા છતાંય આ સંસાર હવે સરળ માણસોને રહેવા લાયક રહ્યો નથી એનું પણ ડગલે પગલે ભાન કરાવ્યું છે. "**દિવાળી કે હોળી?**" એનું તો હેડીંગ જ કહી આપે છે કે એ દાબડામાં કેવાં રત્નો ભર્યાં હશે? હવે છેલ્લે આવી '**સનમની શોધ**' એ માટે તો સહશિક્ષણ આપતી આપણી કૉલેજોના કંપાઉન્ડમાં દષ્ટિપાત કરવો પડશે. **જ્ઞાનદેવના** ઓઠા નીચે **કામદેવની** આરાધના કરતા આપણા કોઈ પાગલ પ્રેમી વિદ્યાર્થી તરફ વેધક દષ્ટિ નાખશો તો તે તમને સનમ ઘેલો જ દેખાશે!

એ ગાંડપણુનો કોઈ ઈલાજ જ નથી; ત્યાં મારા જેવો નીમહકીમ શું નુસ્ખો બતાવે ? છતાં ય એટલી આશા તો હું ગુણીજન ગુજરાતીઓથી રાખી જ શકું કે જેમ મારાં આગલાં પુસ્તકો '**પ્રેમ પીંજણ**', '**રસનાં ચટકાં**', '**હાસ્યકુંજ**', '**જુની આંખે નવા નમાશા**', '**કલમ ચાબુક**', '**અક્કલના ઈજારદાર**', '**હું રાજા હોઉં તો ?**', '**રમતા રામ**', વગેરેની જોત જોતામાં ચટણી કરી નાખી; તેમ આ આ '**સનમની શોધમાં**' ની પણ ચટણી કરી નાખશો જ ! જોકે આજકાલ તો હીટલરે સળગાવેલી જગત હોળીમાં હિંદ પણ બળી રહ્યું હોઈ આપણી બધાયની ચટણી વટાઈ રહી છે ! આર્થિક ચક્કીમાં પીસાઇ પીસાઈને આપણો આટો નીકળી રહ્યો છે; તેવા વખતમાં આવું ટોળ ટપ્પાનું પુસ્તક આપની સમક્ષ રજુ કરવું એ નર્યું ડહાપણ તો નથી એમ આપને લાગતું હશે !

ખેર ! ડહાપણ નહિ તો દોઢ ડહાપણ સમજીનેય એને અપનાવશો તો ચાલશે ! દશેય દિશાએથી જ્યાં કરુણતાનો આર્તનાદ સંભળાઈ રહ્યો છે; એવા 'ખાઉં કરડું' વાતાવરણમાંય થોડીક ક્ષણો આ પુસ્તક વાંચી, હસી ખુશીથી ગુજારો તોય બસ છે ! જરા ખેલ દિલીથી આ પુસ્તકને અવલોકશો તો તમારો તન, મનનો થાક જરૂર ઉતરી જશે. બાકી ધનનો થાક તો ભગવાનથી પણ હાલના સંજોગોમાં મટાડી શકાય એમ નથી તો મુજ જેવા પામર માનવીનું શું ગજું ?

છેવટમાં પેલા નાટકવાળાઓની જેમ ક્ષીર–નીર ન્યાયે સમાલોચના કરવાનું વાંચકોને સોંપી આ પુસ્તકના પ્રકાશક તે હરિહર પુસ્તકાલયના સંચાલક ભાઈ શ્રી. જયંતિલાલની હિંમતનાં પણ વખાણ કર્યા વગર રહી શકતો નથી; કે એક ચાંદીના પતરાં જેટલી કીંમત, એક કાગળની આપવી પડે છે; તેવા કટોકટીના સમયમાંય આવું પુસ્તક પ્રગટ કરવાનું સાહસ કરી રહ્યા છે. પ્રભુ એમનું સાહસ અને મારી મહેનતને સફળ કરી વાંચનારના મૂખથી એટલા જ શબ્દો બોલાવી દે, કે "પૈસા વસુલ થયા છે." તો એથી વધુ શું જોઈએ ?

બેકાર ઑફિસ
રાંદેર તા. ૧૦–૧–૪૨

લી૦
હાસ્ય મર્મજ્ઞોનો નમ્ર સેવક
'બેકાર'

# ❊ અ નુ ક્ર મ ણિ કા ❊





# સ્વર્ગમાં સુધારો !!!

**વીસમી** સદીના સુધારકો અને પેપરોના એડીટરો જેમ જેમ સ્વર્ગમાં સિધાવતા ગયા; તેમ તેમ તેના પ્રાચીન પુરાણા વાતા-વરણમાં સુધારાનો પવન ફુંકતા ગયા. આજે સ્વર્ગમાં સુધારાએ ખડભડાટ મચાવી દીધો છે. જગતના આદિકાળથી અત્યાર સુધીના કરોડો મનુષ્યો સુધારો કરવા ઉંચાંનીચાં થઈ રહ્યાં હોય એમ નરી આંખે નહિ પણ દુરબીનથી દેખી શકાય છે. સોળમા લુઈના વખતમાં ફ્રાન્સમાં વિપ્લવ જાગ્યો હતો, અને ૧૮૫૭માં હિંદમાં બળવો જાગ્યો હતો; તેવું કંઈ સ્વર્ગમાં થવાની મને ધાસ્તી રહે છે!

છેલ્લા મહાભારત યુદ્ધ પછી યુરોપી રશીઆમાં ઝારશાહીનો અંત આણી સોવીએટ સત્તા જામી અને નવીન સુધારા થયા. જરી પુરાણા ટર્કીમાંથી કમાલપાશાએ નવીન ટર્કી રચ્યું. ચીનાઓ ચંડુલ તજીને "કયાઉ ફયાઉ, મ્યાઉ ચ્યાઉ" કરતા સ્વતંત્ર થવા લાગ્યા, ઈરાન પણ પ્રગતિને પંથે પડયું એ બધા સમાચારો કોઈ ધારાસભાના ઉમેદવારે 'ટાઈમ્સ ઑફ ઈન્ડીયા'ના પેજનો કનકવો વગર મોસમે ચગાવેલો તે કોઈ રાવબહાદુર સાથે પેચ લડાવતાં ભરદરીએ કપાઈ સ્વર્ગમાં જઈ ચઢેલો તે વાંચીને સ્વર્ગવાસીઓએ બધા સમાચાર જાણ્યા જેથી તેઓ અજાયબીથી માથાં ખંજવાળવા લાગ્યા ( કદાચ જુઓ પડવાથી પણ માથું ખંજવાળતા હોય કારણ કે સ્વર્ગમાં તો જટાધારી જોગી, જતી, ઋષિમુનિઓની જ બહુમતી હોય )

"શું એ મૃત્યુલોકના સાધારણ મનુષ્યો આટલા બધા આગળ ધપી રહ્યા છે? તો આપણે આવા પ્રાચીન પુરાણા પ્રખ્યાત માનવોએ કેમ ન સુધરવું?" ઈત્યાદિ ચર્ચા સ્વર્ગમાં જોશભેર ચાલવા લાગી. જોતજોતામાં સ્વર્ગના દરેક ઝાડની ડાળીએ "અહીં કોઈએ કાગળ લટકાવવા કે ચોંટાડવા નહિ." એવું લખ્યું હતું છતાં સુધારકોએ હેંડબીલો ટાંગી દીધાં હતાં અને ઝાડના થડો પર પોસ્ટરો પણ ચોંટાડી દીધાં હતાં, જેમાં જણાવ્યા પ્રમાણે એક સનડે (રવિવાર)ની શુભ પ્રભાતે સ્વર્ગમાં એક ગંજાવર જાહેર સભા મળી.

સભામાં કોટિધા મનુષ્યોની મેદની જામી હતી, તે બધાંએ બરાબર વિના સંકોચે જોઈ શકે જેથી ખાસ પ્રમુખસ્થાનને માટે ઉંચામાં ઉંચા તાડના ઝાડ પર માળો બાંધ્યો હતો, કે જેથી કપાળે કરચલીઓ પાડ્યા વગર કે આંખ ઉપર આડો હાથ કર્યા વગર દરેક મનુષ્ય પ્રમુખને જોઈ શકે.

વળી બીજી ખાસ પ્રસંશાને પાત્ર મેનેજમેંટ એ હતી કે સભાના પ્રવેશ દ્વાર પર ફુટપટી લઈને બે મુનિકુમારો વૉલંટિયર તરીકે ઉભા હતા જે અંદર પ્રવેશ કરનાર દરેક વ્યક્તિને માપતા અને અનાજના વેપારીઓ જેમ કાંટા પર ગુણ ચઢાવી મોટેથી વજનની બૂમો મારે છે તેમ બૂમો પાડતા ૪ ફુટ ૪ ઇંચ, ૬ ફુટ ૬ ઇંચ. એમ ઉંચાઈની બૂમ સાંભળી બીજા વૉલંટિઅરો આવનાર પ્રેક્ષકોનું કાંડું પકડી યોગ્ય જગ્યાએ બેસાડી દેતા (આપણી સભાઓમાં તો કોઈ વૃદ્ધ આવતાં યુવાનોને આગલી બેઠક પરથી પદભ્રષ્ટ કરવામાં આવે છે!) કે ઠીંગણા હોય તે આગળ અને ઉંચા હોય તે પાછળ. મતલબ કે સ્વર્ગમાં માનમરતબા પ્રમાણે નહિ પણ ઉંચાઈ નીચાઈ પ્રમાણે જ બેઠકોની ગોઠવણ થતી. (આપણે ત્યાં રાવબહાદુરો, ખાનસાહેબો ઈત્યાદિ પહેલી હારમાં ગોઠવાય છે અને તેલી, તંબોલી, ઘાંચી, મોચી, ભઠીઆરા તો પાછળની લાઈનમાં હોય. હા, કદાચ તેઓ લાખોપતિ હોય તો આગળની લાઈનમાં આવી શકે એ અપવાદ ખરો!)

આટલી આબાદી છતાંએ સંપૂર્ણ શાંતિ હતી, અને એ શાંતિમાં ભંગ કરતા બ્રહ્માજીના પુત્ર નારદમુનિ, તે આજની સભાની સ્વાગત કમિટિના પ્રમુખ-ઉભી શીખાનાં દર્શન કરાવતા ઉભા થયા ને લાંબો ઘાંટો-કાઢી વદયા—

"સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ! આજનું પ્રમુખસ્થાન આપણે એવી પ્રૌઢ અને પ્રતિભાશાળી વ્યક્તિને આપવું જોઈએ; કે જેના પ્રભાવથી આવી અગત્યની સભાનું કાર્ય રીતસર ચાલી શકે." એવામાં એક ભૂદેવ ચડભડી ઉઠયા કે,

"જો સભામાં શાંતિનીજ જરૂર હોય તો ભીમસેનને પ્રમુખસ્થાન આપવું કારણ કે તે પ્રમુખ હોયને કોઈ જરા પણ ગરબડ કરે તો તેને એ એકજ તમાચો મારીને ઠેકાણે લાવે! કાં તો એના બંધુ વાયુપુત્ર હનુમાનને પ્રમુખસ્થાન આપવું કારણ કે-આટલા ઉંચા પ્રમુખસ્થાને તેના સિવાય કોઈ એક કૂદકો મારીને ચઢી પણ ન શકે-બીજા પ્રમુખને માટે તો નિસરણીઓ લાવવી પડશે! માટે મારા શબ્દોને મુનિરાજ ધ્યાનમાં લેશે. એટલી જ વિનંતિ."

"પહેલાં મારે જાણવું જોઈએ કે આપ કોણ છો?" નારદ મુનિએ પ્રત્યુત્તર વાળતાં નામ જાણવાની આકાંક્ષા બતાવી." હું અકબરના દરબારનો જુનો ને જાણીતો હાજર જવાબી બીરબલ છું." ભૂદેવે ખુલાસો કર્યો.

"અલ્યા, બીરબલ! તું હસીહસાવી જાણે! તને રાજદ્વારી પોલીસીઓની શી ખબર? અહીં કંઈ લાડુ જમાડવાની મેચ નથી; કે ભીમ, હનુમાન જેવાને પ્રમુખસ્થાન અપાય? વળી તને એટલું એ ભાન નથી કે હનુમાન મનુષ્ય નહિ પણ લંગૂર છે!" નારદ મુનીએ બીરબલને ખંખેરવા માંડ્યો.

"મહારાજ! આપ સતયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગનું જ્ઞાન ધરાવો છો, પણ આ કળિયુગમાં યુરોપના ડારવીન નામના ભૂરા માથાના માનવીએ શોધી કાઢયું છે કે "વાંદરા મનુષ્યોના દાદા છે."

એ બાબત આપની જાણબહાર છે. હું પણ જાણતો ન હતો પણ અમારી પાડોશમાં બેઠેલ "ગુજરાતી"ના મુંબઈવાળા બીરબલે મારા કાનમાં એ વાત હમણાં જ કહી." બીરબલે વધુ ખુલાસો કર્યો.

આ વાદવિવાદ કરવાનો સમય નથી, અહીં તો સભાનું કાર્ય આગળ ધપાવવાનું છે. માટે બેસી જાઓ, નહિ તો દુર્વાસા જેવા કોઈ ઋષિ ગુસ્સે થઈને શાપ આપશે તો ભારે થઈ પડશે!" નારદજીએ દમ ભરાવ્યો. "હું મારા શબ્દો પાછા ખેંચી લઉં છું." એમ કહીને બીરબલ બેસી ગયો. અને હાથમાં કિડતાલ સહિત નરસિંહ મહેતા ઉભા થયા ને બોલ્યાઃ—

"માન્યવર મુનીજી! મારી અરજ આપ સ્વીકારો તો કહેવાનું એજ કે આજની સભાનું પ્રમુખસ્થાન વિદુરજી કે સુદામાજી જેવા કોઈ ભગવાનના ભક્તને આપવું જોઈએ."

"ભક્તરાજ! વિદુરજી ભાજી ખાઈ જાણે. એમને રાજદ્વારી બાબતનું જ્ઞાન નહિ! સુદામાજીને તો એક ખૂણામાં બેસી માળા ફેરવવી ઉત્તમ છે! એ કાર્ય ભક્તજનોનું નથી સમજ્યાને નરસિંહ મહેતા!" નારદજીએ નરસિંહ મહેતાને ટકોર કરી, જેથી નરસિંહ મહેતા બોચી ખંજવાળતા બેસી ગયા.

"મારો વિચાર દુર્વાસામુનિને પ્રમુખસ્થાન અર્પવાનો છે, માટે આ દરખાસ્તથી વિરૂદ્ધ હોય તેણે હાથ ઉંચા કરવા." નારદજીએ દરખાસ્ત રજુ કરી, પણ દુર્વાસામુનિનો ક્રોધ જગજાહેર હોવાથી કોઈ એમનું નામ પ્રમુખ તરીકે સૂચવતાં વિરૂદ્ધ મત દર્શાવવા હાથ ઉંચો કરી શક્યું નહિ. પછી વષિષ્ઠ ઋષિએ નારદમુનિની દરખાસ્તને અનુમોદન આપ્યું, જેથી તાળીઓના ગડગડાટને બદલે શંખના નાદ અને રણશીંગડાના સાદ વચ્ચે કચ્છ ભીડીને દુર્વાસામુનિ તાડ પર ચઢીને પ્રમુખસ્થાને પહોંચ્યા, અને ખોંખારો કરી ઉચર્યા.

"ઋષિમુનિઓ, સાધુસંન્યાસીઓ, ભક્તઅતિતો, રાજારજવાડાઓ, જોષિજતીઓ, ભુવા જાગારીઓ, ભૂદેવો ભિખારીઓ, અમીરો

ગરીબો, સાક્ષરો એડીટરો, લીડરો કવિઓ, લેખકો ટીકાકારો, ચર્ચાપત્રીઓ નાટકકારો, તરગાળાઓ રામલીલાવાળાઓ, મદારીઓ, ગાયકો વાદ્યકો, ઠગ ને ફાંસીગરાઓ, મવાલીઓ અને ખીસ્સા કાતરૂઓ અરે! ભૂલ્યો, એ મહાશયો તો સ્વર્ગને બદલે નર્કમાં મ્હાલી રહ્યા હશે! ઇત્યાદિ રજીષ્ટર થએલા સદ્‌ગૃહસ્થો અને તેમની સન્નારીઓ તથા બીજા કેટલાક બ્રહ્મચારી અને બ્રહ્મચારીણીઓ!"

"જત લખવાનું કે વાંચવાનું નહિ પણ કાનનો મેલ કાઢીને સાંભળવાનું કે આજની ગંજાવર સભાનું પ્રમુખસ્થાન મારા જેવા એક લાયક મનુષ્યને અર્પ્યું એ ખરેખર આપ સર્વ સ્વર્ગવાસી ગૃહસ્થોની લાયકાતનું લિવિંગ સર્ટિફીકેટ આપ્યા બરાબર છે! એ મને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ છે કે સ્વર્ગમાં લાંચરૂશ્વતથી એક પણ શરીફ બદમાશ અને જેન્ટલમેન લોફર ઘુસવા પામ્યો નથી. ખરે! એ સ્વર્ગના દ્વારપાળોનું કાર્ય પ્રસંશાને પાત્ર છે. માટે તેમને પ્રથમ તો મુબારકબાદીના તાર કે ટપાલ તો હજી સ્વર્ગમાં આવ્યા નથી જેથી મોઢામોઢ બે ચાર બોલ સંભળાવીને જેને કંઈ "**સ્વર્ગમાં સુધારો**" એ વિષય પર બોલવું હોય તેને બોલવાની રજા આપું છું.

સ્વાગત કમિટિના પ્રમુખ નારદમુની ઉભા થયા અને પ્રથમ ઠરાવ રજુ કરવા લાગ્યા.

**ઠરાવ ૧ લો—**"પ્રમુખ મહાશય અને અન્ય સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ! પૃથ્વી પરથી તાજા આવેલા સાક્ષર સર રમણભાઇએ મારા કાનમાં કેટલીક સૂચનાઓ, વિનંતિઓ ને ભલામણો કરેલી તે આધારે હું જણાવું છું કે પ્રથમ તો ઈન્દ્રરાજાને એક અરજ લખી સ્વર્ગના જુનાપુરાણા કોન્ટ્રાકટર કાર્પેન્ટર વિશ્વકર્માને નવીન સુધરેલા સ્વર્ગનું બાંધકામ કરવા માટે પેરિસ, ન્યુયૉર્ક કે બર્લીન મોકલાવી અપ-ટુ-ડેટ સ્ટાઈલની બીલ્ડીંગો અને બંગલા બાંધવાની તાલીમ લેવા ફર્સ્ટકલાસ રેલ્વેફેર તથા હાઈકલાસ બૉર્ડીંગ લૉજીંગનો ચાર્જ આપી એક વીકમાં (અઠવાડીઆ)માં સઘળું શીખી વાયરલેસ

મારફતે પાછા વળવાની સૂચના કરવી. સાથે સાથે વિશ્વકર્માને એટલું પણ લખી જણાવવું કે તમારે મુસાફરીનું બીલ બનાવી સ્વર્ગના પ્રાચીન પુરાણા કુબેર ભંડારી તે અર્વાચીન સમયના "નેશનલ બેંક ઑફ સ્વર્ગ"ના બૅંકર લૉર્ડ કુબેરદાસ પાસેથી નાણાં વસુલ કરવાં "પણ મુનિરાજ! આપને એટલી ખબર નથી કે પુરાણાં સ્વર્ગનાં ઝુપડાં તોડી પાડવાની દરખાસ્ત રજૂ કર્યા વગર નવું સ્વર્ગ બનાવવાનો ઠરાવ શી રીતે રજુ થાય?" કાયદાની પોથીમાંથી મોઢું કાઢીને મી૰ સી. આર. દાસ બોલ્યા "હું મી૰ સી. આર. દાસના સુધારાને મળતો થાઉં છું. અને ફરીથી ઠરાવ રજુ કરૂં છું કે જુના સ્વર્ગને તોડી પાડી નવું સ્વર્ગ બંધાવવું. વળી આમ અસ્તવ્યસ્ત ઝાડો અને છોડવાઓ ઉગેલા છે તેને નાબુદ કરી ખાસ લંડન, પેરિસ, બૉમ્બે, ઈત્યાદિ સ્થળોએથી યમરાજાને નવિન માળીઓ સપ્લાઈ કરવાનું લખવું. કદાચ યમરાજની ડાયરીમાં તેવું કાર્ય કરવાનું ન લખ્યું હોય તો અહીંના પુરાણા માળીઓને નવીન ગાર્ડનોની તાલીમ લેવા દોરડે બાંધી રાજાબાઈ ટાવર પર લટકાવી દેવા; ત્યાંથી તેઓ જમીન પર પહોંચી બનતી તાકીદે તૈયાર થઈને આવે!" નારદમુનિના ઠરાવને અનુમોદન આપવા દાદાભાઈ નવરોજી ઉભા થયા અને બોલવા લાગ્યા.

"લેડીઝ એન્દ ઝેનતલમેન! મી૰ નારદજીના બોલવાને હું મલતો થાઉંચ તે ઉપરાંત હું તો એમ કેઉંચ કે સ્વરગમાં વલી રાજસત્તાની પંચાત સા સારૂ જોઈએ? આપને ઇંદરરાજાને અરજ કરીએ, વલી તેવન મંજુર કરે કે ન કરે! કારન કે એવનના દેમાગની મરજી પર આધાર રાખેચ. ન કંઈ હાઉસ ઑફ લૉર્ડ મલ્લે કે ન કંઈ હાઉસ ઑફ કૉમન મલ્લે; પછી એવન બિચારા કોની સલાહ લીયે? માતે એ સર્વ કરાકૂતમાં પરતા પહેલાં હું સવરગમાંથી સંપૂરન સ્વરાજ્ય જાહેર કરવાની તરફેનમાં છેઉંજી. જુઓને તરકીમાં ખલીફાને પદભરસ્ત કરીને કમાલપાસાને પરેસીદંત ચુંતી કા'રીયા તો તેમને તરકીને કેટલું બધું સુધારી દીધું? દોરસો વરસનું કામ દસ

વરસમાં પતાવી દીધું. વળી રસીયાના ઝારની સત્તા નાબુદ કરી સોવીએતોએ કેટલા સુધારા કર્યા? આ બધી વાતો પેલા કનકવાના કાગલ પર વાંચીને હું તો અજાયબ થઈ ગયો? માતે સ્વરગમાં રાજા–પરજાસત્તાક રાજ્ય બનાવવું કાંતો પરજાસત્તાક રાજ્ય બનાવવું કાંતો પરજાસત્તાક રાજ બનાવી કમાલપાસાને કાંતો ઈંદરરાજાને સ્વરગના પેરસીદન્ત ચૂંતી કારવા!" એક તરફથી લૉર્ડ સિંહા ઉભા થયા અને બોલવા લાગ્યા. "મી. દાદાભાઈ નવરોજી! તમે સ્વરાજનો ઝેરી પવન પૃથ્વી પરથી અહીં સ્વર્ગમાં પણ લાવ્યા? આવું જાણતો હોત તો હું ચીરૂટ પણ સાથે લેતો આવત. કારણ કે–રંગુની ચીરૂટ પીધા વગર મારાથી ઝાઝું બોલી શકાતું નથી. છતાં ટુંકમાં બોલી દઉં છું કે–કાયદેસરના સુધારા માગવા એ પણ આપણી ફરજ છે. અહીંના રાજદ્વારી તંત્રમાં માથું મારવું એ ઘણું અઘટિત પગલું ભરવા સમાન છે."

"તમારા જેવા શાણા ને સમજુ ઈન્સાનો જ હિંદમાં શહેનશાહના સ્તંભ બનીને સ્વરાજ અટકાવી રહ્યા હતા. બાકી સ્વરાજ એ આપણો જન્મસિદ્ધ હક છે; તે માંગવામાં અઘટિત નહિ પણ ઘટિત પગલું જ ભરાય છે." પરસેવો થવાથી એક હાથે પાઘડી ઉંચી કરી ચોટલીને વળ દેતા લોકમાન્ય તિલક તથા લાલા લજપતરયા એકી સાથે બોલી ઉઠ્યા.

"તમારી પૃથ્વી પરની વરાળ અહીં ઠાલવવાની નથી સર્વે ચુંચા કર્યા વગર બેસી જાઓ!" પ્રમુખસ્થાનેથી દુર્વાષા મુનિએ આજ્ઞા કરી; જેથી બધા બેસી ગયા. એટલામાં ચાણક્ય મુની ઉભા થયા અને "નાદરજીના ઠરાવને હું વધારે ટેકો આપું છું." કહી કંઈ યાદ આવ્યાથી બેસી ગયા. થોડાક વિરૂદ્ધ મતે ઠરાવ પાસ થયો હવે વિશ્વામિત્ર બીજો ઠરાવ રજુ કરવા "પોઝીશન ઑફ ધ સોલ્જર" પ્રમાણે ઉભા થયા.

ઠરાવ **બીજો**:—"અધ્યક્ષ સાહેબ અને અન્ય જનો! આજકાલ જોગી જતી સાધુ સંન્યાસીઓને પૃથ્વીવાસીઓ નીંદી રહ્યા છે. અને

ખરૂં પૂછો તો " આ જુની જટાઓમાં જુઓ પણ પડી ગઈ છે " લાંબા દાઢાથી ખૂબસુરતી પણ ઢંકાઈ જાય છે; માટે હવે તો હું બીજા ઋષિમુનિ અને સાધુ બાવાઓના સહકારથી જટાઓ અને દાઢી કપાવવાના મતપર આવી ગયો છું. બાળકો તો ઠીક પણ બૈરાંઓય હવે મ્હારૂં આવું બ્હાઉક જેવું સ્વરૂપ નિહાળીને ભય પામી નાસી જાય છે. જેથી ઇંદ્રની અરજીના બીજા પેરેગ્રાફમાં જણાવવું કે સ્વર્ગમાં " ઈમ્પીરીયલ હૅર કટીંગ સલુન, રૅયલ હેર કટીંગ સલુન " ઈત્યાદિ સલુનો કાઢવા તાકીદે પૃથ્વી પરથી અપ–ટુ–ડેટ બાર્બરોને બોલાવવાની યમરાજને ભલામણ કરવી. કાંતો અહીંના પુરાણા ભગલાઓને વિમાન મારફતે વિલાયત રવાના કરવા, ને ત્રણ દિવસમાં પરત થવાની ખાસ સૂચના કરવી. સાથે સાથે સ્વર્ગવાસીઓને આજથી ચેતાવી દઉં છું કે (ધાજેરે ! ધાજેરે ! આગ લાગી ઈ૦ બૂમો મારતા કેટલાકે બીકણ પ્રેક્ષકો દોડવા લાગ્યા, તેને પ્રમુખે રોકયા) " હે કાયર મનુષ્યો ! વિશ્વામિત્રે ચેતાવી દેવાનું એટલે સળગાવી દેવાનું નહિ પણ ખબરદાર કરી દેવાનું કહ્યું છે ! વળી અહીં સ્વર્ગમાં આગ પેટી પણ કયાં છે; કે તમને ચેતાવી દે ! " ધીમે ધીમે શાંતિ થઈ " બધાએ હવે જટાઓ કપાવી ફેન્સી અંગ્રેજી વાળ રખાવવા. દાઢીઓ મુંડાવવી કાંતો ફ્રેન્ચકટ કપાવવી. વળી સાથે સાથે અરજીમાં ઇંદ્રરાજને એટલું પણ જણાવી દેવું કે આ પિતાંબરો અને મેલાં ધોતીઆં તથા વલ્કલ પહેરીને પણ કંટાળી ગયા છીએ. અને પરસેવાને લીધે એને ચઢેલા મેલથી પણ કાયર થઈ ગયા છીએ, માટે ખાસ મુળજી જેઠા મારકીટની અત્રે બ્રાંચ કાઢવી અને થોડાક અપ–ટુ–ડેટ ટેલર એન્ડ આઉટ ફીટરોને પણ અહિં ઘસડી આણવા !

" વ્હાઈટવે લેડલોવાળાને લખી જણાવવું કે તે પણ અહીં એકાદ બ્રાંચ કાઢે કે જેથી નવીન સ્વર્ગના જેન્ટલમેનોને સેંટ લવંડર, સોપ, હૅઝેલાઈન, વેસેલાઈન, લુકીંગ ગ્લાસ, હૅરબ્રશ, સેફ્ટીરેઝર, હૅંડકરચીફ, મોજાં, કૉલર, નેકટાઈ, ઇત્યાદિ તાત્કાલિક મળી શકે. બુટશુઝ મરચંટ મી. બાટા જેવાને પણ અહીં આવવાનું આમંત્રણ કરવું.

ડાયમંડ જ્યુબીલી વૉશીંગ કું૦ એ સુરતમાં છઠ્ઠી બ્રાંચ કાઢી છે તો અમારા વતી જરા વધારે તકલીફ લઈ સ્વર્ગમાં સાતમી બ્રાંચ કાઢવી !”

પ્રેસીડન્ટ દુર્વાષામુનિએ તાડ પર ઉભા થઈને ઉપરના ઠરાવમાં વધારો કરતાં જણાવ્યું, કે “ તમારે જેટલા ઠરાવો રજુ કરવા હોય એટલા ભલે રજુ કરો પણ છેવટે નોટમાં ઇંદ્રરાજને એટલી સૂચના કરી દેવી કે કોઈ ઋષિ તપ કરવા મંડી પડે છે એટલે ઈંદ્રાસનના પાયા ડોલી જાય છે; માટે ખાસ આરસપહાણના પત્થરનું ઇંદ્રાસન, મયુરાસન, બાંધનાર મિસ્તરીઓને પૈસા આપીને કે વેઠે પકડી લાવીને ચણાવવું !”

પછી કાશ્યપ ઋષિ ઉભા થયા અને બીજા ઠરાવને અનુમોદન અર્પતા બોલ્યા;—

“ઉંચે બિરાજેલા મહાશય, બીજા ભાઈઓ, અને બાઈઓ ! હું બીજા ઠરાવને સંપૂર્ણ મળતો છું. તે ઉપરાંત મારી શકુંતલાએ કહ્યું હતું કે સ્વર્ગમાં વલ્કલ અને આવા જાડા કામળા ને ધાબળા જેવાં ભરવાડણોનાં વસ્ત્ર પહેરવાનાં હોવાથી કેટલીક સ્વર્ગમાં નવીન આવેલી વીસમી સદીની સુંદરીઓ ઘણી અકળાય છે, અને પોતે સ્વર્ગમાં પધારવા બદલ પશ્ચાતાપ કરે છે. તો હવે વાયલ કે જરી જ્યૉર્જેટની સાડીઓ. ( દોઢસો વાર છેટેથી શરીર નગ્ન દેખાય એવી ) સપ્લાઇ કરવા માટે ખાસ મીલ માલેકોને લખાણ કરવું. એ ઉપરાંત ફેન્સી પોલકાં, ફ્રૉક, પફ, પાવડરની જોગવાઈ પણ થવી જોઈએ.”

“ લેડીઝ બુટ તો જાણે બુટશુઝના વેપારીઓ આણશે જ પણ થોડાક માણસોને બુટ પૉલિસનું કામ શીખવા માટે ખાસ મુંબઈના માખણદાસો પાસે મોકલવા જોઇએ. કૅાબરા, બુટ પૉલિસની એજન્સી રાખવા આપણા શકુની મામા તૈયાર છે ! વળી સ્વર્ગમાં તાજી આવેલી સુંદરીઓ આવા મોગરો, ચંબેલી, આકડો, ધતુરો ઈ. ના ફુલના અલંકારો પસંદ કરતી નથી તો ખાસ “ કાનજી મૂલજી ઝવેરી, નરોતમદાસ ભાઉ, સુરજમલ લલ્લુભાઈ, વગેરેને

અહીં પ્રાંચો કાઢવાનું લખી જણાવવું એકાદ મિનરવા ગોલ્ડ કે અમેરિકન ગોલ્ડના દાગીનાવાળા મેમણ બિરાદરને પણ બોલાવવો."

"એ બધું તો ખરૂં પણ એ ઠરાવ સ્ત્રીઓ તરફથી રજુ થવો જોઇએ." પ્રમુખનો ઑર્ડર થયો એટલે લજવાતી સંકોચાતી શકુંતલા ઉભી થઇને બોલવા લાગી.

"માન્યવર વડીલો, બંધુઓ, અને ભગિનીઓ! મારા પિતાએ જે કહ્યું છે તે યોગ્ય જ કહ્યું છે. બાકી ગરમીની બીમારીથી કેટલીક બ્હેનોના માથાના વાળ ખરી પડે છે! જેથી ખાસ જર્મનીથી ઈમીટેશન વાળ મંગાવવાની ગોઠવણ કરવી. અને નવિન સ્વર્ગમાં ટૅનીસકૅાર્ટ તથા સ્વીમીંગ બાથ, બનાવરાવવાનું તો ચૂકવું નહિ કારણ કે આકાશ ગંગામાં ન્હાતાં, ન્હાતાં, ઘણી સુંદરીઓ પૃથ્વી તરફ ખેંચાઈ જાય છે! સ્ત્રીઓ બેઠાં બેઠાં બેડોળ ન થઈ જાય માટે ખાસ ટૅનીસની જરૂર છે; તેમ પુરુષો માટે ક્રિકેટ હૉકી કે ફૂટબૉલ રમવાનાં ગ્રાઉન્ડો બનાવવાં પડશે."

"બીજું કંઈ વાંચવાનું મળતું નથી જેથી ભણેલી ભામિનિઓનો સમય એળે જાય છે. તો અત્રે આવેલા એડીટરોને છાપખાનાં, ટાઇપ, ટ્રેડલો ઇત્યાદિ ખાસ અમેરિકાથી મંગાવી આપવાં કે ઝટપટ પેપરો પ્રગટ થાય ને ફુરસદ બાઈનું સત્યાનાશ જાય! કંપોઝીટરો, લેખકો, પ્રેસમેનો ઈ.તો અહીં ઘણાએ પૃથ્વીથી પધારેલા છે. કદાચ જો ખોટ પડશે તો યમરાજને સમજાવી દઈશું. કે જેટલા જોઇએ તેટલા નંગો જી. આઈ. પી.ને રસ્તે ખાસ સ્પેશીયલ ગુડસ ટ્રેનમાં–બોરી–બંદરથી ખેંચી આણશે!"

"હવે બાકી રહ્યા સ્પેકટેકલ તો તેની એજન્સી કઢાવ્યા વગર વાંચવાનું વસમું થઈ પડે છે? વળી પુરૂષોને બહાર તડકામાં રખડવાનું રહ્યું એથી એમને માટે સનગોગલ્સ વસાવવાની પણ ઉદાર દિલે ભલામણ કરૂં છું. હજી મારા કહેવામાં કંઈ અપૂર્ણતા રહી હશે તે શ્રીમતિ મીરાંબાઈ પૂર્ણ કરશે." શંકુતલા બેસી જાય છે ને મીરાંબાઈ સર્વને નમસ્કાર કરી બોલવાનો આરંભ કરે છે.

"ઉંચે તાડ પર બેઠેલા મુનિરાજ, નીચે બેઠેલા બીજા ગુરુ અને ચેલાઓ, ભક્તજનો તથા સંસારી બંધુઓ અને ભગિનિઓ! તમે બધાં સુધારો કરવા જ તૈયાર થયાં છો તો મારી ના નથી. બાકી તંબુરાને બદલે ફીડલ કે દિલરૂબા હોય તો આજકાલ ભગવાન વધુ પ્રસન્ન થાય છે. અર્ધ સત્તાવાર સાંભળ્યું છે કે ખુદ ભગવાન શ્રીકૃષ્ણ પણ વાંસળીને બદલે પીયાનો વગાડવાનું પસંદ કરે છે. હરિ કથાઓમાં તંબુરાની જગ્યાએ હારમોનિયમ વાગે છે. એવું તો મારી પાડોશમાં બેઠેલાં ધનકોરબાઈ પણ કહે છે."

"વળી કળિકાળને વિષે પૃથ્વી જેવી જગ્યામાં એક પૈસામાં ત્રણ ત્રણ પ્રભુ એટલે કે એક એક પાઈમાં એકેક પ્રભુ વેચાતા મળે છે; તો પછી આપણે આટલી બધી ભક્તિ કરી મર્યાં એ ફોકટ! મારૂં ન માનો તો કોઈ આવતા જતા માણસ સાથે લક્ષ્મીઆર્ટ કે એવી બીજી કોઇ દુકાનમાંથી થોડાંક કાર્ડો સેંપલ તરીકે મંગાવી જુઓ. સ્વર્ગમાં એ કાર્ડોની એજન્સી કાઢવી કે ન કાઢવી એ તો આપ મુરબ્બીઓ જાણો પણ "ટાઇમ ઇઝ મની" એવું તો મહાકવિ કાળીદાસ પણ કહી ગયા છે! જો આપ એ સૂત્રને ખરૂં માનતા હોય તો પછી એજન્સી કાઢવામાં શું વાંધો છે? સેંકડો વર્ષ સુધી ભક્તિ કરવાની પીડા મટે!"

"વળી જરૂર પડે તેવા દેવ-દેવીઓના ઝડપી ફોટો પ્રગટ કરવા માટે વેનગાર્ડ સ્ટુડીઓને સ્વર્ગમાં બ્રાંચ કાઢવાનું લખવું. છતાં એ બાબતમાં સુદામાજી, નરસિંહજી, કબીરજી, સગાળશા, ધ્રુવ, પ્રલ્હાદ, તુલસીદાસ, અખો, ભોજો ઇ. શું કહે છે તે જાણવું જોઇએ.

મીરાંબાઈ બેસી જાય છે, ને નરસિંહ ઉભા થાય છે, ને કિડતાલ લઈ પ્રભાતીયાં લલકારે છે.

**"સાંભળો સ્વર્ગનાં નર ને નારી તમો, હાથ જોડી કહું છું હું આજે"**

"અહીં પ્રભાતીયાં લલકારવાનાં નથી! ભાષણ કરવું હોય તો સીધા સીધા ભાષણ કરીને બેસી જાઓ! "પ્રમુખ તરફથી ઑર્ડર

થયો અટલે કિડતાલને બગલમાં મારી બોચી ખંજવાળતાં નરસિંહ મહેતા બોલ્યા:—

"હરિજનો! (એય મોં હંભાળીને બોલ તું ઢેડ હશે! એક અવાજ) ભાઈઓ, હરિજનનો અર્થ ઢેડ નહિ પણ પ્રભુના સરજેલાં માણસો એવો કર્યો છે. મૃત્યુલોકમાં પણ મારી હાંસી થતી હતી અને અહીં સ્વર્ગલોકમાં પણ મારી હાંસી થાય છે; એ અજાયબીની વાત કહેવાય! પણ હું પુછું છું કે તમારામાંથી કોઇની પણ હુંડી ભગવાને સ્વિકારી છે? ના, નહિ જ! મારા શબ્દોની કિંમત ભગવાન જાણે છે તમે શું જાણો?

"જયારથી મનીઑર્ડર અને પોસ્ટલઑર્ડર નીકળ્યા છે; ત્યારથી હુંડીઓનું લગભગ પડી ભાંગ્યું છે. માટે એ વાસી વાતોને હવે તાજી કરવામાં માલ નથી! તમે માગેલા છતાંએ પાંજરાપોળમાં જવા લાયક બળદો જોડી મામેરૂ કરવા ગયા હતા. તેવું હવે કોઇને ન થાય માટે ખાસ એ ઠરાવ તમારે રજુ કરવો જોઇએ. કે મામેરૂ કરવા જનાર મનુષ્યોએ ખાસ ટેક્ષી કે મોટરબસમાંજ જવું જોઇએ અને તેટલા માટે સ્વર્ગમાં મી. ફૉર્ડને એજન્સી કરવા આમંત્રણ કરવું" એક યુવાન બોલ્યો.

"વચ્ચે બોલવાનો તમને શો અધિકાર?" નરસિંહ યુવક પર તપ્યા.

"તમે કહેવાનું નથી કહેતા અને ન કહેવાનું કહો છો તેથી આપ તો—

"ઝાઝા ચાંચડ, ઝાઝા જુવા, ત્યાં મહેતાના ઉતારા હુવા."

જેવી ફર્સ્ટકલાસ જગ્યામાં રહેવાને ટેવાઈ ગએલા તેથી સુધારો કરવો તમને ન ગમે?" યુવકે પ્રત્યુત્તર વાળ્યો.

"છોકરા બેસી જા! મોટા માણુસોની વાતમાં વચ્ચે કેમ ડાપું મારે છે? આટલો વખત તને સુધરવાની તક આપુ છું. જો હવેથી આવું કંઈ કર્યું તો શાપ દઈ માણુસમાંથી ભેંસ બનાવી

દઈશ !" પ્રમુખસ્થાનેથી ઑર્ડર થયો. એટલે યુવાન ડરનો માર્યો બેસી ગયો

"મારે હવે કંઈ ખાસ કહેવા જેવું નથી." કહી નરસિંહ પણ બેસી જાય છે. બીજો ઠરાવ થોડાક વિરૂદ્ધ મતે પસાર થાય છે.

**ઠરાવ ૩ જો :**–"ઉંચે બેઠેલા મુનિરાજ અને નીચે બેઠેલાં બીજાં મનુષ્યો? અત્યાર સુધીમાં ચર્ચેલા વિષયો સાવ નિર્બળ ઉપલકીયાને નિરસ હતા. જેથી હું ખાસ ભારપૂર્વક ઠરાવ રજુ કરૂં છું, કે હવે તો સ્વર્ગનાં કાચાં પાકાં કંદમૂળ ને ફળફળાદિ આરોગીને આંતરડાં પણ થાકી ગયાં ! જેથી આપ મી. બીલીમોરીયાના કહેવા પ્રમાણે બેકરીવાળાને અર્જંટ તાર કરી, ભૂલ્યો! હજુ સ્વર્ગમાં તાર આવ્યા નથી તો તાકીદ વાયરલેસની ગોઠવણ કરાવી તે મારફતે પ્રથમ બેકરીવાળાઓને બોલાવી મંગાવો. પછી પાઉંરોટી, બિસ્કીટ, નાનખટાઈ, કેક, સેંડવીચ, સમોસા ઈત્યાદિ ખાવાનું મળે તો હજારો વર્ષોની ભૂખ ટળે ! મને તો ઝાઝી ખાવા પીવાની દરકાર નથી, હું તો ઝાડનાં પાંદડાં ખાઇને પણ પેટ ભરૂં કે વરસ દહાડના ઉપવાસ પણ કરી નાખું ! પણ અમારા કેટલાક મોદકની ( લાડુની ) મેચોમાં ચેમ્પીઅનશીપ મેળવનાર ભૂદેવ મિત્રોની ફરમાશથી આટલું કહેવું પડયું છે. વળી આ મી. શર્મા કહેતાં કહેતાં શરમાય છે કે સ્વર્ગમાં અમૃત પીવાનું મળે છે; પણ ચાહ પીવાની મળતી નથી તેથી સ્વર્ગ અમને તુચ્છ ભાસે છે. માટે તાજમહાલ, ગ્રીનરેસ્ટોરાં, ઈટાલીનરેસ્ટોરાં, મેજેસ્ટીક, ગોખલે, કોરોનેશન દરબાર ઈત્યાદિ હૉટલો અને રેસ્ટોરંટવાળાને સ્વર્ગમાં બ્રાંચો કાઢવાનું લખો. કાંતો, ચાહ, કૉફી, સોડા, લેમન વગેરેનાં તળાવો ભરાવી તેમાંથી નળ મૂકાવી ઠેરઠેર ચાહ, સોડા વગેરે પુરાં પાડવાં."

"બીજું સ્વર્ગનાં આત્માઓને શાંતિ પમાડવા માટે તેમના વંશજો બિચારાં અનેક તરેહનાં પુન્યદાન જેવાં કે અન્નદાન ( બે દહાડાનું વાસી વધેલું કુતરાંને ખવરાવા લાયકનું ) વસ્ત્રદાન ( ફાટીને નક્કામાં

થઈ ગયેલાં કપડાં વૉશિંગ કંપનીનો એક હુમલો પણ ન વેઠી શકે તેવાં) સુવર્ણદાન કે રૂપાદાન (હાલ અમુક મુદત થયાં મુલ્તવી રહ્યું છે, અને ક્યાં સુધી રહેશે તે નક્કી નથી! કારણ કે પીચગોલ્ડ, રોલ્ડગોલ્ડ. અને જર્મન સીલ્વરનું વધુ ચલણ થવા માંડ્યું છે) નીકલદાન (ઘસાઈ ગએલી આનીઓ) ત્રાંબાદાન (ઘસાઇ ગએલા પૈસા કે પાઈ) નું દાન કરે છે; છતાં પોતાના વડિલોના આત્માને શાંતિ મળી કે નહિ તે જાણતા નથી! ને વળી હવે તો મરનારના આત્માને પેપરોદ્વારા, ટપાલદ્વારા, તાર કે વાયરલેસદ્વારા શાંતિ અર્પવાના પ્રયત્નો થાય છે. તો સર્વથી સહેલો ઉપાય એજ છે કે સ્વર્ગમાં બે ચાર આઈસ ફેકટરીઓ કઢાવવી કે જેથી આઇસ શરબત, આઈસક્રીમ, કુલફીમલાઇ, ઇત્યાદિ આરોગીને સ્વર્ગવાસીઓના હોજરાં તથા આત્માને શાંતિ થાય! આજકાલની આવી ઉપયોગી બાબતોથી હું તો અજાણ હતો પણ આઈ મી. અંટોલદાસ અંડર ગ્રેજ્યુએટે એ વિગતો મને કહી, તે મેં સભા સમક્ષ જાહેર કરી. બસ હવે મારે બોલવાનું ઘણું ખરૂં બોલાઈ ગયું છે. માટે હું બેસી જતાં પહેલાં એટલું કહું છું કે મારો ઠરાવ કંઈ લુલો લંગડો કે અપંગ તો નથી કે તેને બીજાના ટેકાની જરૂર હોય! છતાં કોઇ વગર વિચારે ટેકો આપવા ઉભું થશે તો તેને એક લપડાક મારી ગબડાવી દઇશ!" ભીમનું ભાષણ પૂર્ણ થતાં ભીષ્મ ઉભા થાય છે.

"અધ્યક્ષ મહાશય અને અન્ય વીરો તથા વીરાંગનાઓ! અમારો પૌત્ર ભીમ જે કંઈ બોલી ગયો તે મોટી ઉંમરના મનુષ્યોને માટે હતું પણ બિચારા નાના બાળકોએ શી ગુનેગારી કરી? તો તેઓને માટે મી. પેસ્તનજી પીપરમીટ વાલાની ફરમાસથી સ્વર્ગમાં ડૅાગરેનું બાલામૃત, મેલી-સફુડ ચૅાકલેટ પીપરમીટ ઇ. ની એજન્સીઓ કાઢવી જોઇએ."

"આપ મારા વડિલ છો. જો કોઇ બીજો હોત તો બતાવી દેત કે મારા ભાષણને કેમ ટેકો અપાય છે?" ભીમ બોલી ઉઠયો.

" ગાંડા તુંતો હજી પણ તેવોને તેવોજ રહ્યો!" ભિષ્મે ભીમને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

" ઓ! પાણીપતના યોદ્ધાઓ તમે કંઇ પણ વધુ બોલ્યા વગર બેસી જાઓ; નહિતર બ્હાદુરી અવળી નીકળી જશે!" ભીમ તથા ભિષ્મ બેસી જાય છે. ને ત્રીજો ઠરાવ એક વિરૂદ્ધ મતે પાસ થાય છે. પછી અગસ્ત્ય મુનિ ઉભા થઇને પ્રેસીડન્ટ સાહેબને અરજ કરે છેઃ–

" હું કંઈ ઠરાવ રજુ કરવા કે તેને ટેકો દેવા ઉભો થયો નથી પણ પગે ખાલી ચઢવાથી ઉભો થયો છું; તો તે સાથે સાથે એટલું કહી દઉં છું કે ભીમ ખાવાની વાત જાણે માટે ખોરાકનો ઠરાવ એ રજુ કરી શકે, પણ પીણાઓનો ઠરાવ રજુ કરવાની એની શી મગદુર? બહુ બહુ તો બે ચાર ગાગર મીઠું પાણી પી શકે પણ હું તો આખો ખારાપાણીનો દરીઓ પી ગયો હતો; જેથી પીણાઓનો ઠરાવ રજુ કરવાની ખાસ મારી લાયકાત હતી! ખેર! હવે એ ગઇગુજરીને હું ઉદાર દિલથી જતી કરૂં છું."

" વારૂ, ઠીક છે. પછીથી તમારો સવાલ વિચારાશે." એમ કહી તેમને બેસાડી દીધા.

"ભીમ લડવા ઉઠવાનો પ્રયત્ન કરે છે; પણ કર્ણ, ભિષ્મ, દ્રોણાચાર્ય વગેરે તેને રોકી રાખે છે. ખેંચાખેંચીમાં ભીમનો ખભો એક નાળીએરીના થડને વાગે છે; તેથી વીંઝાઇને નાળીએરનો એક લુમખો તુટી પડે છે જે બે ચાર માથાં મુંડાવેલા યતીઓના મસ્તકને ભેટી પડે છે! સભામાં ખડભડાટ થાય છે જેથી પ્રમુખસ્થાનેથી ગર્જના સંભળાય છેઃ–

"કોણ છે? કોણ છે? આ સભામાં ધાંધલ કરનાર! એ અભાગી આત્માને ભાન નથી કે શાપ દઈને બાળી નાખીશ!" પ્રમુખના ગુસ્સાથી બધા ઠંડા થઈ જાય છે. એટલે ધર્મરાજ ઉભા થઈને ચોથો ઠરાવ રજુ કરે છે.

ઠરાવ ૪ થો:—" ઉચ્ચ સ્થાને બિરાજેલ માન્યવર મુનિરાજ,. વડિલો, બંધુઓ અને ભગીનીઓ! તમારી આગળ જણાવેલા સુધારામાં ધર્મ સચવાય એમ લાગતું નથી. જે સોડા વૉટરની બાટલીને ભૂદેવ ને ભંગીયાઓ પણ મોઢું વળગાડીને પીએ તેવી વસ્તુ સ્વર્ગમાં આવે પછી ધર્મ કેમ સચવાય? સૅંડવીચ ને સમોસા? હરિ! હરિ!" એટલામાં વચ્ચે ઉભા થઇને શ્રી. ડાહ્યાભાઈ ધોળશાજી લલકારે છે કે "**સૃજેલાં શ્રી પ્રભુજીનાં મનુષ્યો સર્વ સરખાં છે.**" એટલે ધર્મરાજ તેમને ટકોર કરતાં કહે છે કે—

" એ તમારા જેવા આજકાલના નાટકકારો જેટલું ન કરે એટલું ઓછું.

" તમે ચાલુ વિષયમાં ફાચર ન મારો! મુદ્દાના વિષયથી આડા ફાટવું હોય તો બેસી જાઓ" પ્રમુખ તરફથી ધમકી અપાય છે. એટલે ધર્મરાજ પોતાનું ભાષણ ટટાર ઉભા રહી આગળ લંબાવે છે.

" જો કે એ બાબતનો ઠરાવ પસાર થયા પછી મને ઉપર્યુક્ત વિચારો સૂઝયા માટે નિર્થક હોય તો સરફીરોજશા મહેતાની સૂચના એમનાજ શબ્દોમાં ૪ થા ઠરાવ તરીકે રજુ કરૂં છું-તેઓની તબીયત જરા નાદુરસ્ત હોવાથી મારે તકલીફ ઉઠાવવી પડે છે. "સ્વર્ગમાં આઈ બધાં જુનાં પુરાનાં કધંગાં તખલ્લુસો, ઉપનામોને દીગરીયો હજ્જારો વરસ થીયાં વપરાયચ તેમાં સુધારો થવાની પરથમ જરૂર જનાયચ. ઋષિ, મુનિ, ભગત, અતિત, યોગી, યતિ, મહાશય, શ્રીયુત, રા. રા. ઈત્યાદિને બદલે સર, બૅરોનેટ, નાઇટ, લૉર્ડ, રાવસાહેબ, ખાનસાહેબ, ખાનબહાદુર, કેપ્ટન, કમાન્ડર, કર્નલ, જનરલ, જે. પી. માસ્ટર, બેરીસ્ટર વગેરે નવીન દીગરીયો ને બેતાબો વાપરવા!"

" વળી મીસ્ટર તેમુરસ તારીવાલાને પેસ્તનજી પાપરવાલાના શબ્દે શબ્દમાં તેમના દિલની વરાળ રજુ કરૂંચ કે:—

" આય સવરગની અપસરાઓ બિલ્કુલ જુની પુરાની ઢાંચરીઓ થઈ ગેઈચ તો તેને પાંજરાપોળમાં રવાના કરી ઈંગ્લીશ ડેન્સ કરી

શકે એવી તદ્દન અપ-તુ-દેત ફેશનની દેન્સરો હોલીવુદથી આય લાવીને વસાવવી. વલી તેઓને ખેંચી આનવા માતે બીજા લ્હેરી જીવરાઓને સ્વરંગની સહેલગાહે આવવા જવા માતે ખાસ એરોપ્લેનની એજન્સી મુકરર કરવી જોઈએ. એ એરોપ્લેનો જમીન પર વપરાતાં સાધારણ એરોપ્લેન જેવાં નહિ, પણ ખાસ પાંચ સદી પેસેન્જરો જરાબી મુંઝવન વગર મુસાફરી કરી સકે, એવાં ગ્રેત યાને વિસાલ હોવાં જોઈએ. વલી તેમાં સંડાસ બંડાસ બીતો હોવુંજ જોઈએ. બીજું કંઈ નહિ તો "ગરમા ગરમ ભેમણીઆ ચાયને સોલાપુરી ચેવરો" તો તેમાં મલવો જ જોઈએ! અને જો આપના હિન્દુ બેરાદરોને કંઈ વાંધો ન હોય તો બરાન્ડીને વીસ્કીની બાતલીઓ પરબારી વિલાયતથી વી૦ પી૦ થઈને અહીં આવે એવી મેનેજમેન્ત થવી જોઈએ. "(શેઈમ! શેઈમ! ના અવાજો થયા) જેથી ધર્મરાજ બોલ્યા "એ કંઈ મારા પોતાના શબ્દો નથી પણ તેમુરસ તાડીવાળા અને પેસ્તનજી પાપરવાળાના એકેમતે ને ઉચરાએલા શબ્દો છે.

"તો તેવણુને જ જાતે બોલવા દયો ને?" (એક અવાજ) મી૦ તેમુરસ તાડીવાળા ઉભા થઈને ધ્રૂજતી ફીલમ પ્રમાણે બોલવા લાગ્યા :-

"સાહેબો અને મદમો! આપનામાં એવી તાકાત નહિ મલે કે આવી મોત્તી યાને ગ્રેત મજલીસમાં ગોફતેગો કે લેકચર ફેકચર એગ્યુ. મીકચર કરી સકીએ! બાકી મારસદનની હિસ્તરીમાંબી લખીયુંચ કે આરયો સોમ નામના છોરવાનો રસ પીતા હતા, એ સોમ નામના છોરવાનો રસ તે દેસી દારૂ, ને બરાન્દી એ વિલાયતી દારૂ કહેવાય! છતાં આય સેવક દેસી બેવરા ને સવદેસી તારીના પીઠાનું સવરગમાં પન કનતરાક્ત રાખવા તૈયાર થઈ કમર કસીને આવીયેચ!"

"અય પારસી! જરા તારૂ મોઢું આરસીમાં જોઈને પછી બોલ! આર્યો સોમ નામના છોડવાનો રસ પીતાં એ તારો માસ્ડર્ન ક્યાં જોવા ગયો હતો? છતાંએ ખરૂં જ હોય અને યાદવો પણ મદ્યપાન

ફરી યાદવાસ્થળીમાં લડી મુઆ એ પણ ઈતિહાસમાં લખ્યું હોય; પણ એ મોટા માણસોની વાતમાં તારે દખલગીરી કરવાની શી જરૂર ? માટે બસ હવે મારે ડ્રીલ માસ્તર પ્રમાણે આજ્ઞા કરવી પડે છે કે "સીટ ડાઉન" પ્રમુખ સ્થાનેથી ઑર્ડર થયો એટલે "લ્યો બાવાજી ત્યારે મારા વર્ડ્ વર્ડ યાને મારા સબદે સબદ હું દિલગીર થયા વગર પાછા ખેંચી લેઉંચ !" એમ કહીને બેસી જાય છે એટલે પ્રમુખસ્થાનેથી પાછી વીર ગર્જના સંભળાય છે.

જુઓ આ મી. તૈમુરસ તાડીવાળા પોતાના બોલેલા શબ્દો પાછા ખેંચી ગયા એ સુધારો અહીં સ્વર્ગમાં ન પરવડે ! કોઈને લાકડી મારીને પછી માફી માગવી એ માથું વાઢીને પાઘડી બાંધવા સમાન છે !

જેમ થુકેલું ગળાય નહિ તેમ બોલેલા બોલ પાછા ખેંચાય નહિ ! ને ખેંચવા હોય તો એ સુધારાની હું સખ્ત વિરૂદ્ધ છું ! પણ હવે ચોથા ઠરાવ સંબંધી કોઈને કંઈ બોલવું છે ?"

વિદુરજી ઉભા થયા અને બોલવા લાગ્યાઃ—

"અધ્યક્ષ મહાશય અને અન્ય હરિજનો ! આપ સ્વર્ગમાં સુધારો કરો ને સુધારાની વિરૂદ્ધ હોય એવો કયોક કપુત હશે ? હું ધર્મરાજાના શબ્દોને સંપૂર્ણ મળતો છું; પણ મને ધાસ્તી રહે છે કે વિધર્મિઓના સહવાસમાં ધર્મ સાચવી શકાય નહિ. જુઓને બેવડા બ્રાન્ડીનું આગમન થાય એટલે બાકીજ શું રહ્યું ? હું જીવન પર્યંન્ત ભાજીપાલો ખાતો હતો અને ભગવાન પણ મારી ભાજી ભાવથી ખાતા હતા; તો તમારે દરેકે દરેકે ભાજી ખાવી અને તેટલા માટે સ્વર્ગનાં એગ્રીકલ્ચર ડીપાર્ટમેન્ટના મીનીસ્ટર સાહેબને ખાસ સૂચના કરવી કે હવે સ્વર્ગનાં બધાં ખેતરોમાં ભાજી રોપાવવી !

"ભાજીખાઉને દાળખાઉનું કલંક આપણા મસ્તકેથી હજુ તો ભુસાયું પણ નથી !" એક યુવાને કહ્યું.

"ભલે, ભાજીખાઉ ઉપનામથી આપણે શરમાવાનું નથી. જો આપણે જરા પણ ઢીલ મૂકીશું તો બ્રાન્ડીના ઉપાસકો સ્વર્ગમાં માંસાહાર પણ દાખલ કરી દેશે!" વિદુરજી બોલ્યા.

"બ્રાન્ડીના ઠરાવ સામે અણગમો બતાવ્યો છે; છતાં તમે વચ્ચે તેનેજ ઝાંસા કરો છો! વળી માંસાહારથી ભલે બધા વિરૂદ્ધ હોય પણ મૃગ્યા રમવાને માટે તો ક્ષત્રિઓ જન્મે છે ને!" મૂછ આમળતા મહારાજા સિદ્ધરાજ બોલ્યા:--

"તમે ભલે ક્ષત્રિય છો; પણ પતિત છો, સતી રાણકદેવી! સતી જમસા ઈ. માં મોહાંધ થઈ તમે ક્ષત્રિયધર્મ વગોવ્યો છે!" વિદુરજીએ સામો પડકાર કર્યો.

"**શું સમજે બાપર બિસ્કોલી સાકરના રસને ઘેલી?"** પ્રેમની વાતો તમે ભગતડાં શું સમજો? અરે! આપણા સ્વર્ગના રાજા ઈન્દ્ર પણ અહલ્યા પર મોહિત થઈ ગૌતમ ઋષિની ઝુપડીમાં ઘુસ્યા હતા; તો તેમને કેમ કશું બોલતા નથી ને મને દમદાટી કરો છો?" સિદ્ધરાજે જવાબ વાળ્યો.

"તમે બંને અંગત ટીકામાં ઉતરી ગયા છો; માટે બેસી જાઓ. અહીં કોઈનાં છિદ્ર નિરખવાનાં નથી. બેના વાદવિવાદમાં શા માટે ત્રીજાની નિંદા કરો છો?" બંને બેસી જાય છે. બહુમતીથી ચોથો ઠરાવ પસાર થાય છે. પાંચમો ઠરાવ રજુ કરવા પ્રાચીન નાટ્યકાર ભરતમુનિ ઉભા થાય છે.

**ઠરાવ પાંચમો**—"મી. પ્રેસીડેન્ટ અને અન્ય લેડીઝ એન્ડ ઝેન્ટલમેન! (ઋષિરાજ! સાઠી બુદ્ધિ નાઠી છે કે શું? આ કેવો બકવાટ કરી ગયા? એક અવાજ) બોલનારની બુદ્ધિ બ્હેર મારી ગઈ હોય એમ ભાસ થાય છે. બાકી હું તો આગળ થયેલા ચોથા ઠરાવને અત્યારથીજ અમલમાં મૂકું છું. હું તમારા જેવા મતનો નથી કે ઠરાવો કરી તેને કાગળ પરજ ઉધાઈ ખાતા રહેવા દેવા! સ્વર્ગવાસીઓએ તો શાંત

સ્વભાવ ધારણ કરવો જોઈએ. તેને બદલે જરા જરા વાતમાં ફાચરો: મારો એ શું શોભાસ્પદ છે? હવે તમારો વધુ વખત ન લેતાં મુદ્દાના વિષય પર આવતાં જણાવીશ કે આજકાલ હરિકથા કે ઉપદેશથી જે અસર થતી નથી; તે અસર, નાટક, સીનેમાથી થઈ શકે છે. માટે મારો તો ખાસ એવો આગ્રહ છે કે નાટક, સીનેમા દ્વારા ધાર્મિક શિક્ષણનો સાહિત્ય પ્રચાર કરવો. શાળાઓમાં ઇતિહાસ, ભૂગોળ, ગણિત, કવિતા ઈ. વિષયો સીનેમાદ્વારા ઠીક શીખવી શકાય. દેશસેવા, પુનર્લગ્નની જરૂરી તાલીમ પણ એ દ્વારા સારી આપી શકાય. પણ ચોરી શીખવાની કળા, પ્રેમલા પ્રેમલીનાં ધીંગાણાં, કે ચુંબનનો ચેપી રોગ દાખલ ન થાય તે માટે ખાસ અનુભવી નાટ્યકારોની એક સેન્સોર બૉર્ડ સ્થાપી એવી બાબતો પર મીરઠની કાતર ચલાવવી! કોમ્પલીમેન્ટરી પાસવાળાઓને એકસ્ટ્રાને બદલે ખાસ પીટ કલાસમાં જગ્યા આપવી. આજે દેશને દોરવાનું કાર્ય નાટ્યકારોના હાથમાં છે. ખરે! એજ નાટ્યકારનો એક સાધારણ હાથ આખા દેશને ઉન્નતિના પંથે દોરવી શકે છે! વળી મૃત્યુલોકના "ઑપેરાહાઉસોમાં" બીડી પીવાની સખ્ત મનાઈ હોય છે; તેથી ત્યાં બીડી પીવા અનેક પ્રેક્ષકો ધાંધલ મચાવે છે; તેમ અહીં ન થાય તે માટે ખાસ પાટીઆં લટકાવી દેવાં કે "સીગારેટ પીવાની મનાઈ નથી."

"ચલમ પીવી એ અમારો જન્મસિદ્ધ હક છે. માટે સ્વર્ગના નાટકોમાં સીગારેટ નહિ પણ ચલમ દાખલ કરવી! એક ગોસાંઈ બાવાએ વિરોધ જાહેર કર્યો.

"નહિ આજકાલ સીગારેટના ઉપાસકોની બહુમતી થતી જાય છે માટે સીગરેટજ જોઈએ!" ભરતમુનિ પોતાના શબ્દોને વળગી રહ્યા.

"ચલમે પ્રાચીન સમયમાં પણ મહા પુરુષોનો ચાહ મેળવ્યો છે. અને આજે પણ સાધુ, સંતો, સાંઈ ફકીરો, એના વડેજ ટકી રહ્યા છે. માટે સ્વર્ગમાં તો ચલમજ હોવી જોઈએ! ગોસાંઈએ પુનઃ પોતાના શબ્દો પર ભાર મૂકયો.

" ચલમને લીધે ગાંજાના લાઈસન્સદારોની પણ જરૂર પડે! એ બધી કડાકૂટ કરતાં સીગારેટજ સારી!

" નહિ બસ ચલમજ સારી!

" નહિ સીગારેટ સારી! સામસામા પક્ષો ઉભા થઈ ગયા. એટલામાં પ્રમુખસ્થાનેથી પ્રચંડ ધ્વનિ સંભળાયો." બધા શાંત થઈ ચુપચાપ બેસી જાઓ નહિતર સર્વને બાળીને ભષ્મ કરી દઈશ! બધા ભયથી બેસી જાય છે એટલે વળી પાછા ભરતમુનિ ઉભા થાય છે. અને–" સ્વર્ગમાં તો ખાસ પાશીંગ શૉની એજન્સી હોવીજ જોઈએ " એવું જાહેર કરે છે.

" નહિ સીલ્વર કલાઉડ સસ્તી પડે માટે તેની એજન્સી હોવી જોઈએ " એક મીસ્ટર બોલ્યાઃ–

" જો સસ્તીજ સીગરેટ પીવી હોય તો લાલટીન કે ચહારમીનાર છાપની કયાં નથી મળતી ? " બીજા સાહેબ બોલ્યા.

" એ બધામાં હલકી તંબાકુ વપરાય છે, માટે ખાસ પીલા હાથીની એજન્સી હોવી જોઈએ, " એક વકીલ સાહેબ બોલ્યા.

" ત્યારે ગોલ્ડફ્લેક શું ખોટી ? " મી૦ બટલર બોલ્યા.

" ચાલો એ બધી તકરારને બદલે સીગાર યાને ચિરૂટની એજન્સી સ્વર્ગમાં સ્થાપવી કારણ કે બ્રીટનના વડા પ્રધાન ચર્ચીલ પણ ચિરૂટ જ પીએ છે ને!" ભરતમુનિ છેલ્લો નિવેડો લાવી બેસી ગયા. એમના ઠરાવને ટેકો આપવા મી. વાઘજી આશારામ ઉભા થયા.

" માન્યવર પ્રેસીડન્ટ સાહેબ, અને અન્ય સભાજનો! હું પાંચમા ઠરાવને ટેકો આપવા ઉભો થયો છું. તે સાથે સાથે [ બે ચાર મચ્છર ગણગણતા કાન આગળ ઉડે છે ] સ્વર્ગમાંએ મચ્છરો અને ચાંચડો આમ કાન કરડી ખાય અને હેરાન કરે; અને ભરસભામાં તોફાન કરી આમ અપમાન કરે એ અમારા જેવા સ્વર્ગમાં રહેતા સદગૃહસ્થોને માટે ઓછી શરમની વાત

છે? માટે સર્વથી પહેલાં સ્વર્ગમાંથી ચાંચડ, માંકડને નાબુદ કરવા ખાસ મ્યુનિસિપાલિટીની સ્થાપના કરવી, અને એક ખાસ હેલ્થ ઑફીસર ચાંચડ એન્ડ માંકડ યાને પીસ્સુ ઓર ખટમલ વિનાશક ડયુટી બજાવવા નીમવો! વળી બીજું એ કે પૃથ્વી પરની કંપનીઓ "ફક્ત એક જ નાઈટ સારૂ" લખીને એકાવન નાઈટ ભજવે! તથા બસો બસો વાર ભજવાએલા નાટકને તદ્દન નવો ખેલ લખે છે! એવું અસત્ય સ્વર્ગમાં લખવા કે બોલવા માટે ખાસ પ્રતિબંધ રાખવો. બસ એટલું જ કહીને ગળું સુકાતાં પહેલાં કે પગ દુઃખતાં પહેલાં હું બેસી જઈશ તે પહેલાં એટલું જ કહેવાનું કે આજની સભા થોડાક વિવેચન પછી સમાપ્ત થશે આપ સાહેબો અને મડમોએ પધારી આ સભાને જે માન આપ્યું છે તે માટે આ સભા તમારો આભાર માને છે!" મી. વાઘજીભાઈ બેસી જાય છે, અને વધુ ટેકો આપવા મી. ઑગરા ઉભા થાય છે.

"મેરે શરીફ સોસાયટીકે ઓનરેબલ મેમ્બરો! મેરે જસ્ટીસ ઑફ ધ પીસો! જબ આપ જમીનપે થે તો પીસ્સુ ઓર ખટમલકો મારનેસે બાઝ આતેથે ઓર આજ ઉસકો નાબુદ કરનેકે લીયે તૈયાર હો ગયે? અફસોસ! આજ આપકી અહિંસા કહાં છુપ ગઈ? મહઝ ગેરઈન્સાફ હોતા હે! લેકીન—

"પરવા નહિ જો આજ ઝામાના ખિલાફ હે;
રસ્તા વોહી ચલુંગા જો ઠીક ઔર સાફ હય!"

"આબે બારાંકી કસરતસે ફિલહાલ સ્વર્ગમેં મચ્છરોંકી વિલાદત હદસે ઝીયાદહ હુઈ હય ઉસ્કો દફા કરનેકા ખિયાલે ખામ તો મેં નહિ ઈઝહાર કરતા; લેકિન ઉન્કે હમલોંસે બચનેકે લીયે મચ્છરદાનીકા કિલ્આ બનાનેકી ખાસઝુરરત હય! બસ અબ સદ્ર સાહેબકે લેચરકે બાદ આજકા તમાશા ખત્મ કિયા જાયગા ઓર કલ સ્ટા. ટા. ૪ા બજે ઈસ્કા રીપોર્ટ રાજા ઈંદરકો દિયા જાયગા!

"બસ મેં ભુક કે સબબસે અબ જાઉંગા ઔર દો પેસેકે ચને મુમરે લે કે ખાઉંગા!" બેસીજાય છે. એકેમતે પાંચમો ઠરાવ પાસ થાય છે. હવે કોઈને કંઈ ઠરાવ રજુ કરવાનો ન હોવાથી તાડ ઉપર ઉભા થઈને પ્રમુખ મહાશય પોતાનું વિવેચન આરંભે છે.

"સભા જનો! આજે ઘણું જ બુદ્ધિ પૂર્વક સભાનું કાર્ય થયું છે. જુઓ હાથ પગને આંગળી પણ પાંચ હોય છે. આપણું શરીર પણ પંચ ભૂતોનું જ બનેલું હોય છે. ઈંદ્રીયો પણ પાંચ જ છે તેમ આજની સભામાં ઠરાવો પણ પાંચ જ રજુ થયા છે! ઠરાવો થયા પણ તેમાં કંઈક ખામી રહી ગઈ હોય એમ મને જણાય છે. જેથી પુસ્તકમાં શુદ્ધિપત્ર રજુ થાય છે તેમ આપણે ઠરાવોમાં સુધારા કરવા પડશે. સીગારની ગોઠવણ થઈ ગઈ પણ તેને સળગાવવા મેચબોક્ષ (આગપેટી) ને કેમ ભૂલી ગયા? ફેશનમાં ચકમક ન ચાલે! માટે ખાસ મેચીસની મેન્યુફેકચરીંગ કંપની કાઢવાની રહી અને જો તેમાં કદાચ દાવાનળ પ્રગટે તો જોખમ આપણે શીર ન પડે માટે ખાસ એસ્યુરન્સ (વીમા) કંપનીઓ સ્થાપવી અને મ્યુનિસિપાલિટીના બંબાઓ પણ વસાવવા. વળી વૉકીંગ માટે આવેલા સ્હેલાણીઓએ યમરાજ પાસેથી ફ્રી કોમ્પ્લીમેન્ટરી પાસ લઈ આવવું પણ કોઈની મુલાકાતની ઈચ્છા હોય તો પ્રથમ વીઝીટીંગ કાર્ડ મોકલાવવો. (જુગાર રમવા માટે નહિ પણ એકાદશી કે હોલીડે હોય ત્યારે નવરાસને ગાળે બીઝીક કે સાત હાથ રમવા માટે પ્લેઇંગ કાર્ડ પાનાંની કેટ વસાવવી જોઈએ એક અવાઝ.) નહિ એ પણ એક પ્રકારનો જુગાર છે. નળ અને ધર્મરાજ જેવા જેન્ટલમેન માણસો જેનાથી દુઃખી થાય તે ગેઈમ સ્વર્ગમાં ન જ હોઈ શકે. એ વાતને અહીંથી જ અટકાવી અસલ વાત પર આવું છું! જો કે સ્વર્ગનાં દ્વાર સદા સર્વદા ખુલ્લાં જ રહે છે ને તેના પ્રવેશદ્વાર પર "નો એડમીશન" નું બૉર્ડ ન લટકાવેલું હોવાથી એમાં આવનાર ટાઈમટેબલ પ્રમાણે ન વર્તતાં ગમે ત્યારે ઘુસી જતા હોવાથી સ્વર્ગવાસીઓની નીદ્રા અને શાંતિમાં ભંગ ન થાય

માટે રબરના સોલવાળા બુટ પહેરી આવવું. પણ જો પોઝીશનમાં પંચર પડવાની ધાસ્તી ન લાગતી હોય તો અમદાવાદીઓ પ્રમાણે ઉઘાડા પગે આવવું એ જ વધુ ઠીક છે!"

"ઘણી વખત પ્લેગ, કોલેરા કે ક્ષયના દર્દીઓ અહીં વધુ પ્રમાણમાં આવી ચઢે છે; તો તેવા ચેપીરોગના દર્દીઓ માટે ખાસ એક સ્પેશીયલ હોસ્પીટલ બંધાવવી. ડૉક્ટરો, કંપાઉન્ડરો નર્સ તો અહીં ઘણાંએ છે; છતાં જો વધુની જરૂર પડશે તો જે–જે હોસ્પીટલ વાયા **સોનાપુરમાં** તાર કરતાં કયાં વાર લાગે એમ છે?"

"જેટલું કહેવાનું હતું એટલું કહેવાઈ ગયું ઇંદ્રસભામાં અપ્સરાઓની મેચ અને કનકવાના પેચથી ઈંદ્રરાજ પરવારશે કે કાલે સાંજ સુધીમાં જ આ ઠરાવોની અરજી તેમને રૂબરૂમાં જ આપવામાં આવશે. અને એની બીજી નકલ પૃથ્વીની પબ્લીકની જાણ માટે "ટાઇમ્સ ઑફ ઈંડીઆ" પર રવાના કરવામાં આવશે. એ જ ભૂલચૂક લેવીદેવી. થોડું બોલ્યું ઘણું કરીને સાંભળજો. બસ હવે સભા બરખાસ્ત કરૂં છું. અને નજીકના ભવિષ્યમાં ફરીથી આપણે કયારે એકઠા થઈશું તેના વિચારોમાં ગુંથાઈ જાઉં છું!"

---

# ડીપોટી !!!

આજે નાઝી સીપાહીનું નામ સાંભળતાં જ યુરોપની જનતા ભડકી ઉઠે છે, ઇન્કમટેક્ષવાળાનું નામ સાંભળતાં આપણા ડબલ ચોપડા બનાવનારા વહેપારીઓ ભડકી ઉઠે છે, ખાકસરોનું નામ સાંભળતાં પોલિસ ભડકી ઉઠે છે, ઝીણાનું નામ સાંભળતાં શ્રી. સાવરકર ભડકી ઉઠે છે. જવાબદાર રાજતંત્રનું નામ સાંભળતાં શ્રી. એમેરી ભડકી ઉઠે છે, હુલ્લડનું નામ સાંભળતાં ગાંધીજી ભડકી ઉઠે છે, કોંગ્રેસનું નામ સાંભળતાં રા. જમનાદાસ કે ડો. આંબેડકર ભડકી ઉઠે છે! અથવા ઊંટનાં દર્શન થતાં ભેંસ ભડકી ઉઠે છે; તેમ ફક્ત થોડાંક જ વરસો પહેલાં **ડીપોટીનું** નામ સાંભળતાં જ માસ્તરો અને **વિદ્યાર્થીઓ** ભડકી ઉઠતા હતા !

'એ હાઉ આવ્યો!' 'એ બાવો આવ્યો!' 'એ સિપાઈ આવ્યો!' એમ બાળકોને બ્હીવરાવવા માતાઓ કહેતી હતી; તેમ પંતુજીઓને બ્હીવરાવવા '**ડીપોટી**'નું નામ લેવામાં આવતું 'ડીપોટી' એ કોઈ વાઘ, વરુ, કે અજગર જેવું ભયંકર પ્રાણી નથી; છતાં ય બકરાં કે ઘેટાંની જેમ પંતુજીઓ તેના દર્શનથી ધ્રુજી ઉઠતા! આજે સદ્ભાગ્યે ધોળી ટોપીના પ્રતાપે તે જમાનો રહ્યો નથી છતાં ય તે યુગનું થોડુંક ચિત્ર દર્શન અસ્થાને નહિ ગણાય.

જેમ કલેકટર કે કમીશ્નરની ગામમાં પધરામણી થાય છે; ત્યારે ગામના રસ્તાઓ વાળી ઝાડીને સાફ કરવામાં આવે છે, ને ઉકરડાઓને વ્યવસ્થિત કરવામાં આવે છે, ખાડા ટેકરાઓ સરખા કરવામાં આવે છે; તેમ 'ડીપોટી'ની પધરામણી થતાં બીજું બધું તો જેમનું તેમ રહેતું પણ નિશાળ તો નળીઆથી તળીઆ સુધી સાફસુફ થતી! વરસના ૩૬૪ દિવસ સુધી વળગી રહેલાં જાળાં પણ 'ડીપોટી'ના માનમાં અદષ્ય થતાં; તો પછી દિવાલોની ધૂળ ઝટકાઈ જાય એમાં તો શંકાને સ્થાનજ કયાં રહ્યું? હરહમેશ ગંદા રહેતા ગામડીયાં છોકરાં પણ તે દિવસે ધોએલાં કપડાં પહેરીને આવતાં! અઠવાડિયાનાં અઠવાડિયાં સુધી વધેલી હજામતો અને નખ તે દિવસે કપાએલા જોવામાં આવતા! અને વડા મહેતાજી તો પોતાનો વરસોથી પેટીમાં મૂકી રાખેલો અને ફકત પરીક્ષાના દિવસે જ બહાર કાઢવામાં આવતો કાળા પરમાટાનો કોટ, અને રાતી ચણોઠી જેવી લાલ પાઘડી તથા ધોળો ખેસ નાખીને સાજનીયામાં મ્હાલતા જ્ઞાતી પટેલ જેવા દેખાતા! અને આસિસ્ટંટ શિક્ષકો પણ રોજની દોઢ ઇંચ મેલ ઠરેલી ટોપીઓને બદલે નવી ટોપીઓ અને ધોએલા ડગલા પહેરીને રજુ થતાં સફાઈનું વાતાવરણ ત્યાં સુધી જામતું કે નિશાળના સાડાત્રણ પાયાના ટેબલ ઉપર પણ કોઈ ગૃહસ્થને ત્યાંથી લાવીને કોઈ ફક્કડ શાલ પાથરવામાં આવતી! પેલો તૂટેલો પાયો ગબડી ન પડે માટે તે તરફ પથરો ગોઠવવામાં આવતો. સારો ખડીઓ પણ ગામના મુખી કે કોઈ દુકાનદારને ત્યાંથી લાવીને ગોઠવવામાં આવતો! યાદ રહે કે આ ફાઉન્ટન પેનના જમાનાની નહિં પણ કિત્તા કે કલમના જમાનાની વાત છે અને તે પણ ફક્ત બે દાયકા પહેલાંની જ વાત છે, ૧૮૫૭ ના બળવાના સમયની પણ નથી!

ડીપોટી આવે તે દિવસે રોજ કરતાં દોઢ કલાક વહેલી નિશાળ ઉઘડતી, અને મેડકો જેમ મોરીઓ કે ખાળ ખાળોચીયાંમાંથી બહાર ડોકું કાઢીને આષાડના મેઘની રાહ જુવે તેમ વડા મહેતાજી

ને તેમના હાથ નીચેના માસ્તરો ડીપોટીની ગાડીની–ગાડી શાની ગાડાની રાહ જોતા! કેટલાક નિશાળીઆ તો ઝાડ પર ચઢીને જોતા. અને 'ડીપોટી' નું ગાડું પણ બનતાં સુધી નરસિંહ મહેતાના મામેરાની વ્હેલને ઘણે અંશે મળતું આવતું હતું! પૂછડાં આમળી આમળીને ચલાવવા પડતા ગળીયા બળદીયા, ખાડાટેકરાવાળી ગામડાની ગડેરો, તથા ધૂળ અને તાપથી હેરાન થએલા ડીપોટી સાહેબ ગામ પર પધારતા ને થાક તથા ધૂળથી આવેલો કંટાળો શિક્ષકો સમક્ષ રજુ કરી વાતવાતમાં પોલાંડપર હિટલર તૂટી પડે તેમ માસ્તરો પર તૂટી પડતા! "આ ભૂગોળમાં શું તમે પથરા ભણાવ્યા છે? પેલા ઊંટ જેવા પહેલા નંબરને પૂછ્યું કે હાનોવર ક્યાં આવ્યું? ત્યારે કહે છે કે પોરબંદર પાસે! પેલા જાડીયાને પૂછ્યું કે મેસોપોટોમીયા શું છે? ત્યારે કહે છે કે ભેંસ જેવું એક જાનવર છે! છેલ્લાને પૂછ્યું કે કોચીન ક્યાં આવ્યું? ત્યારે જવાબ મળે છે કે ચીનમાં! તેની ઉપરના નંબરને પૂછ્યું કે લીવરપુલ ક્યાં આવ્યું? તો ધડશુંને વગર વિચારે જવાબ આપે છે કે નર્મદાની ઉપર! એ અક્કલનો બારદાન નર્મદાના પુલને લીવરપુલ સમજી બેઠો છે! બીજા નંબરને પૂછ્યું કે બોર્ડોમાં શું થાય છે? ત્યારે એણે કહ્યું કે માસ્તરોની બદલી થાય છે કે દંડ થાય છે! એ અક્કલનો ઓથમીર ફ્રાન્સના બોર્ડો શહેરને લોકલબૉર્ડો સમજી બેઠા છે! શું આ તમારા ઉરાંગઉટાંગ જેવા વિદ્યાર્થીઓ પાસ થવાને લાયક છે? તમે તે આખું વરસ ભણાવ્યું છે કે ઘાસ કાપ્યું છે?" એટલે બોચી ખંજવાળતા મોટા માસ્તર કહેતા કે:

"સાહેબ, આપ જરા તડકામાંથી આવ્યા છો ને ગુસ્સામાં છો તેથી છોકરાં ગભરાઈ ગયાં છે. જરા ટાઢા પાણીએ સ્નાન કરી જમી પરવારીને પરીક્ષા લેવાનું રાખોને! છોકરાંની જાત છે ગભરાઈ પણ જાય અને વળી ગામડીયાં છોકરાં એટલે પૂછવું જ શું?"

"ઠીક છે; ચાલો ત્યારે." ડીપોટી સાહેબ મોટા માસ્તરને ઘેર ગયા, ને સ્નાનાદિથી પરવારી જમવા બેઠા.

"વાહ, મહેતાજી લાડુ તો ફક્કડ બનાવ્યા છે ને! મોઢામાં સ્વાદ રહી જાય એવા છે! મારૂં હાળું ગામડાનું તળપદું ઘી દૂરથી જ એની સોડમ કહી આપે ને! શહેરમાં તો વેજીટેબલ ઘી જમી જમીને અમારાં તો ભેજાંજ ભમી ગયાં છે! તમે ગામડામાં રહેનાર લોકો નસીબદાર છો! પણ મારું હાળું આવું ફાંકડું ઘી-દૂધ ખાવાનું છતાં છોકરાં કેમ ઢંગધડા વગરના જવાબો આપે છે?"

"સાહેબ, એ તો મેં કહ્યું ને તેમ ગભરાટને લીધે એમ બોલતા હશે; બાકી છોકરાઓને તો એવા તૈયાર કર્યા છે કે પોપટની જેમ તડાતડ જવાબ આપે! વારુ, સાહેબ! પણ આપના ઘરનું સરનામું લખી આપોને આજે જ વરતણીયા સાથે ઘીની બરણી આપને ઘેર મોકલાવું. ખાસ ખાતરીનું છે." મહેતાજી બોલ્યા.

"પણ મહેતાજી સાહેબ! એ તો સારૂં ન કહેવાય! કંઈ ઘી માટે મેં લાડુની તારીફ કરી નથી? હું ઉપરી અમલદાર થઈને તમારૂં ઘી શી રીતે લઈ શકું? એ તો એક જાતની...!"

"અરે! સાહેબ, એ તો બધું એમજ ચાલે. મોટાઓ કયાં નજરાણાં લેતા નથી? આપની પહેલાં પેલા મારફતીયા સાહેબ હતા ને તેતો બાલબચ્ચાં સાથે જ આઠ આઠ દિવસ સુધી માસ્તરોને ઘેર ધામા નાખતા હતા! પોંક-પાપડી, ઘી-દૂધ, શાક-ભાજી બધાની તેમને તો લીલા લ્હેર હતી! અને ખરૂં પુછાવો તો ઉપરી અમલદારને ખુશ ન રાખે એવા માણસે તો નોકરીમાં પણ ન રહેવું જોઈએ! એ તો જેમ સારો રિમાર્ક કરવો એ આપની ફરજ છે તેમ સાહેબોની આવી આવી નજીવી સેવા કરવી એ અમારી ફરજ છે! અરે! મારફતીયા સાહેબ તો ગામડાના શિક્ષકો પાસેથી વડી, સેવ, પાપડ, અથાણું વગેરે પણ ખુશીથી ઉઘરાવી જતા, અને તેમનાં ઘરવાળાં પણ ભારે ઉદાર દિલનાં હતાં. કોઈ પણ અદના આસિસ્ટંટ માસ્તરને પણ તેમને ઘેર ગયો હોય તો ચાહ-પાણી વગર પાછો ન જવાદે પછી માસ્તરો પણ તેમની કદર કેમ ન કરે?

ભલ ભલા, ડીગ્રેટ થએલા માસ્તરોને પણ મારફતીયા સાહેબે પરમોશન અપાવ્યું છે! અને વળી એમની પહેલાં ઉપાધ્યા સાહેબ હતા તે તો ભારે શોખીન હતા. કન્યાશાળાની મહેતીઓની જ્યાં હોય ત્યાં ભારે પ્રસંશા કરતા! તેમને શિઆળામાં મેથીપાક અને ઉનાળામાં શીખંડ–પુરી કે રસ-રોટલીનો ભારે શોખ હતો! તેમના વખતમાં જ મેં અહીં બદલી કરાવેલી. કેવા ભલા માણસ કે બશેર પાંચશેર બાસુદીમાં જ કામ બનાવી દીધું! સાહેબ એવું તો વેદનાવારાથી ચાલતું આવે છે, માટે આપે કંઈ સંકોચવાની જરૂર નથી!" માસ્તર સાહેબે વકીલની ઢબે પોતાનું કામ કાઢવા માંડ્યું.

"ઠીક છે. એનું જ નામ ગૃહસ્થાઈ કહેવાય! અને માણસ માણસને કામ ન લાગે તો કોણ જાનવર કામ આવવાનાં હતાં? મહેતાજી, તમારાં ઘરવાળાં પણ ભારે રસીક જણાય છે! આવાં ટેસ્ટદાર ભજીયાં તો બીજે કયાંય મેં ખાધાં નથી? અને ધોળા બાસ્તા જેવો ભાતતો એવો ફર્સ્ટકલાસ બનાવ્યો છે કે દેવો પણ ખાવા ઉતરે! અને વળી દાળતો ભાતથી પણ વનનંબર બનાવી છે! ને આ બટાકાનું શાક બસ ના પૂછો વાત......!"

"અરે! સાહેબ એમાં તે તમે શું જોયું? સાંજે અમારા મગનીયાની બાના હાથનો દૂધપાક ને માલપુડા જમશો ત્યારે ખબર પડશે! હા...આ, પણ સાહેબ આ વેળા ફાઈનલનું ગણિતનું પેપર કોની પાસે છે? મારા મગનીયાએ જરા ગણિતમાં ઉતાવળ કરી છે, બીજું બધું તો જાણે ઠીક ઠીક લખ્યું છે!"

"કંઈ નહિ તમે ત્યારે મને જતી વખતે નંબર આપજોને તમારા જેવા કર્તવ્યપરાયણ શિક્ષકોનાં કામ અમે નહિ કરીએ તો બીજાં કોનાં કરીશું? કંઈ પણ કામ હોય તો બેધડક આવવું. પણ હા...આ, પેલું ઘી દસ શેરથી વધુ મોકલાવશો નહિ! તમે પણ બચળવાલ માણસ છો."

"હાં...હાં...આં, પણ સાહેબ હાથ કાં ધોઈ નાખો છો? હજુ તો કેસરીયા દૂધ પીવાનું છે!"

"તમારો વિચાર તે શું આજને આજ આખા વરસનું ખવરાવી દેવાનો છે! કંઈ હજમ થવાનો વિચાર પણ ખરો કે નહિ!"

"અરે! સાહેબ, જાયફળ ને કેસર જેવા પદાર્થો દૂધમાં પડયા હોય પછી હજમ થવામાં તકલીફ શાની પડે?"

"વાહ દૂધતો અમૃતતુલ્ય બનાવ્યું છે ને!" અને પછી જરા વામકુક્ષિ કરી સાંજને ગાળે પરીક્ષા લેવા મહેતાજી સાથે ડીપોટી ગયા. યાદ રહે કે બધા માસ્તરોમાં ઉઘરાણું કરીને વડા મહેતાજીએ સાહેબને આ જમણવાર કરાવ્યો તો હવે તો પરીક્ષાંમાં પણ ખૂબ સરળતાનાં દર્શન થવા લાગ્યાં.

સાતમા ધોરણના પ્રથમ નંબરને ઈતિહાસનો સવાલ પૂછ્યો. "બોલ, અયોધ્યાની બેગમો વિષે શું જાણે છે?"

"તે અયોધ્યાના નવાબની જ બેગમો હશે એમાં વળી બીજું શું જાણવાનું છે! રાજાની બૈરી હોય તે રાણી કહેવાય તેમ નવાબની બૈરી હોય તે બેગમ કહેવાય!" છોકરાએ ખુલાસાવાર જવાબ આપ્યો.

"એ તારૂં ડહાપણ જાણ્યું! હેસ્ટીંગ્સે અયોધ્યાની બેગમો સાથે કેવું વર્તન ચલાવ્યું હતું એ સાહેબને કહેવાનું છે" વચ્ચે મોટા માસ્તર બોલી ઉઠ્યા. એટલે પાછો છોકરો બોલ્યો,

"પણ સાહેબ, સાત જાતના ઈતિહાસ, અને તે દરેકમાં જુદી જ જાતનું લખેલું હોય પછી ખરૂં કયું ને ખોટું કયું તેજ સમજાતું નથી ને!"

"વારૂ, બીજો નંબર બોલે દ્વિરાજ પદ્ધતિ કોને કહે છે? અને તે કયાં ચાલતી હતી?" સાહેબે સવાલ પૂછયો.

"દ્વિરાજ પદ્ધતિ અમારા નારણકાકાના ઘરમાં હજુ ય ચાલે છે! અમારા નારણકાકા નાત પટેલ છે અને જ્ઞાતિ જમણ વખતે કે એવા બીજા કોઈ જ્ઞાતિના કામ પ્રસંગે બહાર તો ખૂબ રોફ મારે છે; પણ ઘરમાં અમારાં કંકુકાકી પાસે એમનું જરાય ચાલતું નથી!

બ્હાર મારકણા સાંઢ જેવા દેખાતા કાકા ઘરમાં ગરીબડી પાંજરપોળની ગાય જેવા બની જાય એનું જ નામ દ્વિરાજ પદ્ધતિ !" બીજા નંબરે જવાબ આપ્યો.

"ચાલો ત્રીજો નંબર બોલે, ઔરંગઝેબ પછી મુગ્લાઇ રાજ્યની કેમ પડતી આવી ?" સાહેબે સવાલ પૂછ્યો.

"ઔરંગઝેબે સંગીત વિદ્યાને ઉંડી કરીને દટાવી હતી; તેથી સારંગીને તબલાંવાળા ઉસ્તાદોની હાય લાગવાથી મોગલાઈની પડતી આવી !" ત્રીજા નંબરે ઉસ્તાદી બતાવી.

"માળા છોકરાતો એકથી એક ચઢીયાતા જવાબ આપે છેને ! આ ઢોરોને તો સાધારણ જ્ઞાન પણ નથી ! આવું તે છેક ચાલે કે ? અમારો પણ કોઈ જવાબ લેનાર હશે ને !" સાહેબે વડા મહેતાજી તરફ જોઇને કહ્યું.

"સાહેબ, એતો ગામડાનાં છોકરાં રહ્યાં એટલે ગભરાઈ જાય !" વડા મહેતાજી બોલ્યા.

"પણ માળાં બધાં જ ગભરાઈ જાય ! જરા તમારે પણ જવાબદારી વિચારવી જોઈએને !'

"શું કરીએ સાહેબ, ઘરવાળાંની બીમારીમાં જ આખું વરસ બગડ્યું છે. મારા હહરા, વૈદ, દાકટર, ને હકીમોના ઘેર ધક્કાખાઈ ખાઈને પુરો થઇ ગયો; પછી ભણાવવાનો ટાઇમ ક્યાંથી મળે ? વળી અધુરામાં પુરૂં ગામના મુખી અભણ છે એટલે એમનો જે કંઈ તુમાર આવે કે કોઇના પર નનામી અરજી કરવાની હોઈ તે પણ મારે જ લખી દેવી પડેને ? શું કરીએ દરિયામાં રહીએ એટલે મગરથી બ્હીવું જ પડેને ! આવતા વરસે બધુંય ઠીક ઠાક થઈ જશે !"

"વારૂ, ચાલો છેલ્લો નંબર બોલે, મહંમદ તઘલકને ગાંડો શા માટે કહેવામાં આવતો હતો ?" સાહેબે પૂછ્યું.

"સાહેબ, તેણે ચામડાના શિક્કા ચલાવ્યા હતા તેથી." એટલે તેની ઉપરનો નંબર બોલી ઉઠ્યો.

" સાંહેબ, ચામડાના શિક્કા ચલાવનાર ગાંડો ગણાય તો આપણી સરકાર તો કાગળના શિક્કા ચલાવે છે તે કેવી ગણાય ? "

' ડાહી, ગાંડી નહિ ! કારણ કે ચામડું તો પરસેવો લાગતાં ગંધાઈ ઉઠે કાગળ નહિ ! " સાહેબે જરાક હસીને ખુલાસો કર્યો, અને પછી ત્રીજું ધોરણ તપાસવા માંડયું.

' ચાલો પહેલો નંબર બોલે, બેટ કોને કહે છે ? '

' સાહેબ, જેની ચારે બાજુ પાણી હોય તેને બેટ કહે છે. ' છોકરાએ જવાબ આપ્યો.

' તળાવમાં ભેંસ પડી હોય તો તે બેટ ગણાય કે નહિ ? ' ફરીથી તેને જ પૂછ્યું.

" ગણાય ! " જવાબથી સાહેબ ખડખડાટ હસી પડ્યા.

છેલ્લો નંબર બોલે, નર્મદા વિષે શું જાણો છો ? "

" નર્મદા મારી મામી થાય છે ! મારા મામા જીવતા હતા ત્યારે ખૂબ ઠાઠમાઠથી રહેતી હતી; પણ હવે તો વિધવા બની છે તેથી ઘરની બહાર ઝાઝી નીકળતી નથી. "

" અલ્યા, હું તો નર્મદા નદી વિષે પછું છું ? "

" તો હું શું જાણું કે આપ નદી વિષે પૂછો છો ? "

" ચાલો ઠીક કવિતા કાઢો. ચાલ ચોથો નંબર બોલે. '**ઉદ્યમથી એકલો હજારને હટાવી દીએ.**' એની સમજુતી કર. "

અમારા મોહોલ્લામાં એક દાદો છે તે આખો દિવસ લોકોને ગાળો ભાંડવાનો જ ધંધો કરે છે; જેથી ગામના બધા માણસો તેનાથી ડરે છે, તો એ એકલા માણસે હજારોને હટાવી દીધેલા ગણાય ને ! "

" વારૂ, બહુ થયું બીજું ધોરણ લાવો. " બીજું ધોરણ આવતાં ત્રીજા નંબરને પૂછ્યું.

" **ઉઠ, વીરા મગન થઈ પ્રભુ કેરૂં નામ દઈ,** " એનો અર્થ સમજાવ.

"હે ભાઇ, તું પ્રભુનું નામ લઈ કેળું ખાઈને ઉઠ!" છોકરાનો આવો સુફીયાણો જવાબ સાંભળીને સાહેબથી હસ્વું નં ખમાયું. આવી રીતે એક એકથી ચઢીઆતા સવાલના જવાબોમાં પરીક્ષા પૂર્ણ થઈ. રિઝલ્ટ આપતાં પહેલાં સાંજની ચાહ આવી ગઈ સાથે પેંડા અને પતરવેલીયાં પણ હતાં. સાહેબે બધા શિક્ષકોને ઠંડો મીઠો ઠપકો દેતાં ચાહ-નાશ્તાને ઈન્સાફ આપ્યો. પછી શિક્ષકો ખુશીપણ ન થઈ જાય અને નારાજ પણ ન થાય એવું ૫૦ ટકા રિઝલ્ટ આપ્યું. વિઝીટ બુકમાં શિક્ષકોના વિનય તથા વિવેક અને સહકારની ભાવનાની ખૂબ તારીફ કરી અને કામ સાધારણ ઠીક છે એમ જણાવ્યું! થોડાંક વરસો પહેલાં આવી રીતે કસોટી થતી હતી; પણ આજે તો માસ્તરોય 'ડીપોટી'ની ચાહ પી જાય એવા મારવાડી બન્યા છે! અને વિવેકને તો જાણે ગીરો જ મૂકીને બેઠા છે. જરાક કશું થતાં ધડાધડ ઉપરી અમલદારોને અરજીઓ કરતા થયા છે! આજેય શિક્ષણનું કામ તો એવું ને એવું રઘસીયા ગાડા જેવું જ ચાલે છે. ફક્ત શિક્ષકોની અરજીઓ કરવાની લાયકાત વધી છે! નિશાળોની બહારની ટપાટપી વધી છે. ખોળીયું સુધર્યું છે, પણ આત્માતો તેજ જરી પુરાણો છે!

હસ્ત ઉદ્યોગને નામે છોકરાઓ પાસે ચકરડીઓ બનવાય છે! પર્યટનને નામે છોકરાઓને ખૂબ રખડુ બનાવવાની ટેવ પડાય છે! સંગીતના નામે સીનેમાનાં ગીતો શીખવાય છે! મોંટેસોરીના નામે ભમરડા ફેરવતાં શીખવાય છે! શારીરિક કેળવણીને નામે દાંડીયારસ કેળવાય છે! છોકરાઓની બોલવાની હિંમત વધે એ માટે ગેધરીંગમાં છોકરા-છોકરીઓ પાસે નાટક ભજવાય છે! આવું આવું બધું ઉપલકીયા રંગરોગાન ખૂબ વધી ગયું છે. બાકી જો '૩ા રૂા. વાર કપડું મળે તો ૩ા વારની કીંમત શું? એવો સાધારણ મોઢાનો દાખલો પૂછીએ તો વિદ્યાર્થીઓ તો ઠીક પણ શિક્ષકોનેય કાગળને પેન્સીલ કાઢવાં પડે છે! ડૉલ્ટન પદ્ધતિ, કિન્ડરગાર્ડન પદ્ધતિ, મોન્ટિસોરી

પદ્ધતિ એવી અનેક પદ્ધતિઓનાં નામ દેવાઈ રહ્યાં છે પણ કામ ને માટે તો મોટું સાઈકલના ટાયર જેવું મીડું જ સમજી લેવાનુ !

આ પ્રમાણે પ્રાથમિક કેળવણીનું રઘસીયું ગાડું સુધરીને મોટર જેવું બન્યું છે. પણ ડ્રાયવરો, કલીનરો તથા પેસેંજરોની હાલત તો જરાય સુધરી નથી. ધીમે ધીમે આમને આમ આગળ હાલ્યું તો આ કેળવણી પણ સીગરેટ જેવી કોઈ શોખની વસ્તુ ન બની જાય તે પહેલાં કરતા કારવતાઓએ ચેતવું જોઈએ ! પણ એ લાકડું કોના માથે ભાંગે ? પણ હું કયાં આડો ફાટ્યો ? 'ડીપોટી'ની વાત કરતાં કરતાં છોકરાંઓની પાંજરાપોળોના વિષય પર ઉતરી પડ્યો ! જેમ ખોડાં ઢોરોને પાંજરાપોળોમાં મૂકવામાં આવે છે, તેમ ખરેખર ! બાળકોનેય ફક્ત સાચવવા માટે, માબાપને ઘરમાં હેરાન ન કરે માટે નિશાળોમાં ગોંધવામાં આવે છે ! ગીજુભાઈ જેવા બીજા સો બસો ગીજુભાઇ પાકે તો જ આપણા બાળકો જાનવર મટી માણસ ગણાય, ને શિક્ષકો ભરવાડ મટી માનવતાના સાચા સર્જક ગણાય તથા 'ડીપોટી' માનવતાના માર્ગદર્શક કે રેહબર ગણાય ! "મગર વોહ દિન કહાં કે......?

# હાતમતાઈ કા બેટા

**અસલ** હાતમતાઇને બેટો ન હતો પણ ફક્ત એક પુરી બેટી જ હતી અને તેની ફીલ્મ તો શ્રી. નાનુભાઈએ ઉતારી દીધી છે. ત્યારે સવાલ એ થાય છે કે આ બેટો કયાંથી પુનઃ ફુટી નીકળ્યો? વાત ખરી છે. પણ આ તેના સીધા વારસદારની વાત નથી આ તો હાતમ જેવા સખી દિલના, જમાલભાઈની વાત છે. હાતમની જેમ દરેકના સવાલ પુરા કરવામાં એ જમાલભાઈ એક્કા હોવાથી જ એમને હાતમકા બેટાનું બિરૂદ આપ્યું છે!

વળી આ જમાલભાઇને ઓલ્યા સરસ્વતિચંદ્રવાળા જમાલ સાથે પણ કંઈ સંબંધ નથી. કારણ કે તેતો નર્યો ઈશ્કીટટ્ટુ હતો ત્યારે આ તો પરોપકાર કરવા જ પૃથ્વી પર પધારેલ માનવી છે. જમાલભાઇએ કોઈ કૉલેજની ડીગ્રી પ્રાપ્ત કરી નથી, વાંચવા લખવાનું સારી પેઠે જાણતા નથી, છતાં ય જગતમાં એવી કોઈ લાઈન નથી કે જેમાં એમણે પરોપકાર ખાતર માથું ન માર્યું હોય!

એમના મરહૂમ પિતાશ્રી કમાલમિયાં હવાલદારીના હોદ્દામાં પણ મીઠી જીભની લાયકાતથી એટલું બધું કમાયા હતા કે આજનો પી. એચ. ડી. થએલો પ્રોફેસર કૉલેજમાં લેકચરો કરી કરીનેય એટલું નહિ કમાતો હોય! કમાલમિયાંમાં વાણીનો વિનય ખૂબ હતો ત્યારે જમાલમિયાંએ વર્તનમાંય વિનયનો વિકાસ સાધ્યો હતો! કમાલમિયાંના હુક્કા ભરીભરીને જમાલમિયાં ખૂબ સેવાભાવી બન્યા.

હતા! પિતાજી ગુજરી જતાં જમાલમિયાં થોડું ઘણું ભણીને ઉઠી ગયા. નાનપણમાંજ મહોલ્લાના દરેકે દરેક ઘરનું બજાર હાટ લાવી દેવાની જમાલમિયાંએ પ્રેકટીસ કરી હતી. એક પાઈની પણ રવાદારગી કરતા નહિ. એટલે મહોલ્લાવાળાઓને એમના તરફ ખૂબ ભાવ હતો. એમને ગમે ત્યાં જમવાનું પણ મળી જતું. ધીમે ધીમે ઉંમર વધતાં જમાલમિયાંની કાર્યસાધકતા પણ વધી. મીઠી વાણીને લીધે ઘાસની દલાલીમાંય ફાવતા ગયા પછી તો ધીમે ધીમે ઢોરોની દલાલીમાંથી માણસોની દલાલી કરવા લાગી ગયા! બીજા દલાલોની જેમ ફાડી ખાવાની વૃત્તિ એમનામાં જરાય ન હતી. વખત જતાં બૈરીછોકરાંવાળા થયા. જંજાળી થતાં તેમની પરોપકાર વૃત્તિ સંકોચાવાને બદલે વધુ વિસ્તરવા લાગી!

કોઈને અજમેરની ટીકીટની જરૂર હોય તો એ ઉઘરાણું કરાવી આપતા. કોઈની શાદીમાં નાચનો જલ્સો ગોઠવવો હોય ને નાણાંની તંગી હોય તો તેને ગમે ત્યાંથી ઉધાર-બુધાર અપાવતા. કોઈના કફન-દફનનું ઠેકાણું ન હોય તો તે ચંદો કરીને જાતે કફન લાવી મુડદાને ઠેઠ કબ્રસ્તાનમાં પહોંચાડી આવતા! આમ લગ્ન કે મરણના ગમે તેવા પ્રસંગે જમાલમિયાં તો આગળ હોય ને હોય જ. ધીમે ધીમે એમની પરોપકાર વૃત્તિ એટલી બધી ફુલી-ફાલી હતી કે એક જુગારીના કેસમાં તેમણે કાલાવાલા કરવાથી તેના સો રૂપિયાના જામીન પણ થયા હતા. અને અંતે તે રૂપિયા માથે પડ્યા તોય એવાં કામોથી ડરતા નહિ! કોઈ કાલાવાલા કરે તો જુઠ્ઠી સાક્ષી પુરવા સુદ્ધાં તૈયાર થતા! ટુંકાણમાં એટલું જ કે દરેકનું કામ કરી આપવું! પછી તે ભલે સારૂં કે નઠારૂં કામ હોય! એક નાતરાના સાટામાં એ જામીન રહ્યા હતા; તેમાં વરના થતાએ સાચા ઓરીજીનલ સોનાને બદલે મિનરવા ગોલ્ડનાં ઘરેણાં નાતરાની બૈરીને ઓળવી દીધાં. વચ્ચે જમાલમિયાં જામીન હતા જેથી ઘણા દિવસ સુધી તે બૈરી જમાલમિયાંને જોતાં જ ગાળો દેતી રહી! આમ પરોપકાર કરવા જતાં ગાળો પડતી તોય એ હિમ્મત ન હારતા!

કોઈ વિદ્યાર્થીને સ્કૉલરશીપની જરુર હોય તો તે અપાવવા પણ કમર કસતા, અને કોઈ સરંગીયા ઉસ્તાદની સારંગી તૂટી ગઈ હોય તો તેને સારંગી અપાવવા પણ ન અચકાતા! મોલુદ કે વાઅઝની મજલિસોમાં ગુલાબદાની લઈ ગુલાબ છાંટવામાં પણ એ આગળ રહેતા અને નાચગાણાની મેહફિલોમાં રંડીયોને "વાહ! વાહ!" કહી દાદ દેવામાં પણ આગળ પડતો ભાગ લેતા. મસ્જીદમાં નમાઝ પઢવા પણ જાય અને વખત આવે કવ્વાલી તો ઠીક પણ ભવાઈ કે રામલીલા જોવાનું પણ ન ચૂકે! ઘણી વેળા તો ઘરનું કામ રઝળતું મૂકીને પારકું કામ કરતા. જેથી ધીમે ધીમે એમની ઘરની હાલત બગડતી ચાલી અને બહારની હાલત સુધરતી ચાલી! એક વેળા કોઈ પીરની દરગાહના મુજાવરની ફરમાસથી ચંદો કરીને કવ્વાલી ગોઠવી; પણ એમણે ખીંટીએ ટાંગેલી શેરવાની જ કોઈ તફડાવી ગયું કે જેમાં પેલા કવ્વાલોને આપવાના ચંદાના પૈસા હતા. કવ્વાલી તો મઝાથી આખી રાત સાંભળી પણ સવારમાં પૈસા ચૂકવતી વખતે શેરવાની ગેબ થયાની ખબર પડી! ઈઝઝત ખાતર ઘેર જઈને બૈરીની જણસ વાણીયાને ત્યાં ગીરો મૂકીને કવ્વાલોના પૈસા ચૂકવ્યા! આમ ઘણીવાર તમાચો મારીને ગાલ રાતા રાખવા છતાંએ એમની પરોપકાર વૃત્તિમાં ન્યુનતા ન આવતી!

આપણા જમાલમિયાંને જ્યાં હોય ત્યાં કઢીમાં ડોયાની જેમ અફળાવાની ટેવ હતી. જેથી ઘણી વેળા તો એકસીડંટ કે લડાઈ-ટંટામાં પંચ તરિકે પોલિસો એમને કેસમાં જુબાની આપવા ઘસડી જતા અમે એવા પ્રસંગે ઘણી વખત એમનો 'આવ બલા પકડ ગલા' જેવો ઘાટ થતો. ઘણી વેળા તો કચેરીના કંપાઉન્ડમાં જ લીમડાના ઝાડ નીચે બેસીને બગાસાં ખાતાં ખાતાં થાકી જવાય ને ભૂખ લાગે ત્યારે ચણામમરા ફાકતાં આખો દહાડો વિતાવવો પડતો; પણ તોય એ પોતાની પરમાર્થ વૃત્તિની ખો ભૂલતા નહિ! ઉલ્ટું જેમ બુઠ્ઠા હથિયારને સરાણ પર વધુ ચઢાવો તેમ વધૂ તેજ થાય; તેમ

આવી આવી તકલીફોથી જમાલમિયાંની પરોપકાર વૃત્તિ વધુ ને વધુ સતેજ થતી ચાલી.

એક વેળા તો બે ઘાંચણોની લડાઈમાં રસ્તે જતાં એ સમાધાન કરવા પડ્યા તો એકે એમનાંય છાજીયાં લઈ નાખ્યાં! એકવાર મચ્છી મારકીટમાં માછણોની લડાઈમાં વચ્ચે પડતાં બંને બાજુની ધક્કાધક્કી અને ખેંચાખેંચીમાં એમની શેરવાનીની બંને બાજુની ચાળ ફાટી ગઈ હતી! લીડરોની જેમ દુબળા કાજી બનીને આખા ગામની ફિકર રાખવા જતાં ઘરમાં કડકાઈ આવવા લાગી, પણ જેમ સંકટોનો વરસાદ વરસ્યો તોય હરિશ્ચંદ્રે સત્ય ના છોડયું; તેમ કડકાઈની કસોટીમાંય જમાલમિયાંની પરમાર્થ વૃત્તિ નાશ ન પામી! ગમે તેવા જરૂરી કામે એ ભાઈસાહેબ જતા હોય ને કોઈ ડોસી રસ્તામાં કાગળ લખાવવા આવે તો ગમે તેના ઓટલા પર બેસીને કાગળ લખી દેતા! ઘરમાં સીધુંસામાન ન હોય તેની ચિંતા ન કરે ને પાડોશીને અરજી લખાવવી હોય તો તેના ઘેર પહેલા દોડી જાય. બે મવાલીઓ દારૂ પીને પીઠામાં લડતા હોય તો પોતાના પોઝીશનનો વિચાર કર્યા વિના પીઠામાં પણ ટંટો પતાવવા ઘુસી જાય! આમ દિનપ્રતિદિન આખા કસ્બામાં જમાલમિયાંનું નામ ગાજતું વાજતું થયું. છેવટે એક કોમી હુલ્લડમાં તો ઘાયલ થઈને હોસ્પીટલમાં પણ પડ્યા. સરકારને ચોપડે પણ એમની સેવા નોંધાઈ. એકવાર રેલમાં તણાઈ જતી કોઈની ભેંસને ઉગારવા જતાં પોતે માંડમાંડ બચ્યા હતા! એક હુલ્લડમાંથી એક સરકારી અમલદારને પણ એમણે વચ્ચે પડીને બચાવ્યા હતા; જેથી અંતે એમને જે. પી.નો ખિતાબ મળ્યો. પછી તો ગાંઠના ગોપીચંદ કરવામાં છેક જ તળીયા ઝાટક થયા. અંતે બૈરીછોકરાંને મોસાળ પધરાવી પરદેશ કમાવા જવાનો નિરધાર કર્યો, એવામાં લડાઇ જાગી ને કોથળાનો ભાવ વધતાં બારદાનના વહેપારમાં એમણે ઝંપલાવ્યું! જોતજોતામાં કોથળાના વહેપારમાં જમાલમિયાં જામતા ચાલ્યા. કોથળાના વહેપારની પ્રવૃતિની ધમાલમાંય જ્યારે વખત મળતો ત્યારે હાતમતાઈની

જેમ લોકોના સવાલો પુરા કરવા નીકળી પડતા. કોઈ પણ કામમાં એમને નાનમ ન હતી. ખિતાબધારી હોવા છતાં ય કોઈ ઢેડ–ભંગીનું કામ કરવામાં પણ ખંચકાતા નહિ. દયા ડાકણને ખાય એવું ઘણીવાર થતું તોય એ અલ્લાનું માણસ જરાએ ડગતું નહિ!

જે. પી. થયા તે પહેલાં થોડા વરસ અગાઉનો આ બનાવ છે, જમાલમિયાં બીજા દોસ્તો સાથે "સયદેહવસ" નો ખેલ જોવા ગયા હતા. ખેલમાં કજલની આંખો ફોડવાનો કરૂણજનક સીન ચાલતો હતો. જમાલમિયાંના દિલપર એવી અસર થઇ આવી કે તે સ્ટેજપર દોડી ગયા ને આંખો ફોડનારના હાથ પકડીને બોલ્યા;

"ભલા આદમી તુતે કયા કરને બેઠા હે? માસુમ બચ્ચેકી આંખાં ફોડને તૈયાર હુવા હે! કુછ ખુદાકા ખોફ બી હે કે નંઈ? આજ ઈસ્કી આંખાં ફોડકે કલ કયામતમેં ખુદાકો કયા મુંહ બતાયગા? કયા તેરા દિલ પત્થરકા હો ગયા હે? ને ચેહ ઇત્ને સગલે બેઠે બેઠ દેખા કરતે હે ઉન્કોભી કુછ નહિ લગતા હે? કયા દુનિયામાંસે તરસ ઔર રહમ ઉડ ગયા!" લોકો એમના આ લેકચરથી હસવા લાગ્યા નાટકના મેનેજરે એમને મહામુસીબતે અંદર લઈ જઈને સમજાવ્યા કે; "ભલા માણુસ આતો નાટક છે આ કંઈ ખરો બનાવ નથી. આવી રીતે આંખો ફોડીએ તો સરકારમાં અમારી શી ફજેતી થાય ને રોજનો બીજો નવો એકટર કયાંથી લાવીએ?" ત્યારે એમને અસલ વસ્તુ સ્થિતિનું ભાન આવ્યું.

જમાલમિયાં પરોપકારી સાથે વાતોડીયા પણ જબરા હતા. એકવેળા કંઇ કામસર મુંબઈ જતા હતા. ડબામાં બેઠેલા એકે એક માણુસ સાથે વાતો કરવાનો લ્હાવો એમણે વારા ફરતી લેવા માંડ્યો. પાસે એક હિંદુ ગૃહસ્થ બેઠલા હતા તેમને પૂછયું.

"કેમ સાહેબ કયાંથી આવો છો?"

"ચરોતર તરફથી" પેલા ગૃહસ્થે કહ્યું.

"કયાં જાઓ છો?"

" મુંબઈ!"

" નાતે કેવા છો?"

" પાટીદાર."

" મુંબઈ શા માટે જાઓ છો?"

" ઝખ્ખમારવા!" એક અપ–ટુ–ડેટ યુવક જે બેઠકને છેડે બેઠો હતો તે સીગરીટના ધુમાડા કાઢતો વચ્ચે ટપકી પડ્યો.

" પણ ભાઈ સાહેબ, તમને કયાં પૂછું છું કે તમે લેવાદેવા વિના ગરમ થાઓ છો?" જમાલમિયાંએ પેલા યુવકને કહ્યું.

" આપણા ઈડીયટ ઈંડીયનો કયારે સુધરશે? બીજાનાં છિદ્ર જોવામાંજ એમને મઝા પડે છે!" પેલા યુવકે બીજા સામે બેઠેલા ખાદીધારી યુવક તરફ જોઈને કહ્યું. એટલે જમાલમિયાંએ તેને જ પૂછ્યું.

" તમે કયાંથી આવો છો?"

" જહન્નમમાંથી!"

" જાઓ છો કયાં?"

" જહન્નમમાં!"

" પણ આમ ભરજુવાનીમાં એટલી ઉતાવળે જવાની જરૂર શી છે? જગતથી કંટાળ્યા લાગો છો! ભાઈ આજકાલની કેળવણીજ એવી છે કે જુવાનીયા છોકરાઓ જરી જરી વાતમાં ઉકળી જાય છે!" જમાલમિયાં બોલી રહ્યા એટલે પેલો યુવાન બોલ્યો.

" તમારા જેવા પાછળ પડે એટલે જહન્નમમાંય જવુંજ પડેને!"

" શું તમને મારી વાતચીતથી ખોટું લાગ્યું છે?"

" પણ પારકી પંચાતમાં પડવાની તમારે શી જરૂર?"

" પણ ભઈલા એમાં મેં તમારૂં શું બગાડ્યું?' પેલો તો કટાણું મોઢું કરીને આડું ફરીને બેસી ગયો. એટલે પાછો પેલા અસલી ગૃહસ્થનો વારો આવ્યો.

" હા...આ, સાહેબ પણ તમે મુંબઈ શા માટે જાઓ છો તે કહ્યું નહિ?"

"આ તમારા લોકોની ટપાટપીમાં મને બોલવાનો વખતજ ચ્યાં મલ્યો છે? અમારી આણંદમાં કટપીસની દુકાન છે તે માલ લેવા જાઉં છું!"

"હાં...આં, ત્યારે આ તમારી હારે છે એ તમારી મોટી દીકરી હશે?" ગૃહસ્થ આધેડ અને તેમની સાથેની યુવતિ ૧૮–૨૦ વરસની હોવાથી જમાલમિયાંએ આગળ પાછળનો વિચાર કર્યા વિના પ્રશ્ન કર્યો" એટલે પેલા ગૃહસ્થે જરા વાંકુ મોઢું કરીને ચરોતરીયા તળપદી ભાષામાં જ જમાલમિયાંને કહ્યું.

"અરે! તમે પણ હું મારા ભઈ હમયજા વના બોલ બોલ કરોચ! એ તો અમારૂં બીજીવારનું બૈરું છે તેનેજ છોકરી ઠેરવી દયોચ! ચ્યમ કંઈ ડાગળી બાગળી ઠેકાણે છે કે નહિ?"

જમાલમિયાં તો બિચારા ઝંખવાણા પડ્યા એટલે પુનઃ પેલા યુવાનનું ચઢી વાગ્યું તે બોલી ઉઠયો.

"**મૂરખ માથે શિંગડા નહિ નિશાની હોય!** એ કવિતા પણ કોઇએ મારી બેટી ખરેખરી લખી છે ને?"

"એય મીસ્ટર મોં સમાલીને બોલો એ તો માણુસ જાત છે ભૂલ થઈ પણ જાય!" જમાલમિયાં બોલ્યા. આ લડાઈ વિશેષ લંબાત પણ એટલામાં ટી–સી આવ્યો ને '**ટીકીટ પ્લીઝ**' કહી વચ્ચે થાંભલા જેવો ઉભો રહ્યો જેથી વાદવિવાદનો અંત આવ્યો. બધાએ ટીકીટો બતાવી પણ પેલો અપ–ટુ–ડેટ બબ્બેવાર ખિસ્સાં તપાસી વળ્યો પણ ટીકીટ ન નીકળી

"આઈ એમ વૅરી સૉરી! હું દિલગીર છું કે ટીકીટ પડી ગઈ!" પેલાએ ખુલાસો કર્યો.

"અમે શું કરીએ? તમારે ટીકીટનો ડબલ ચાર્જ વડોદરાથી અહિં સુધીનો ભરવો પડશે! તમે શા માટે બેદરકારીથી ટીકીટ ગુમાવી દીધી!"

"પણ ચાર્જના પૈસા ન હોય તો? ટીકીટ સાથે મનીબેગ પણ ગુમ થયું છે." પેલા યુવકે કહ્યું.

"ઠાઠ તો મોટો આઈ સી એસ જેવો રાખો છો ને?" ટી. સી. બોલ્યો.

"મીસ્ટર! વિવેક પણ કંઈ વસ્તુ છે ને?"

"અરે! ભાઈ લ્યોને તમારી બે અદબી થઈ હોય તો માફી માગીએ છીએ પણ ડબલચાર્જ તો આપવો જ પડશે!"

"રોકડા પૈસા નથી! કહો તો પ્રોમીસરી નોટ લખી આપું?"

"મીસ્ટર આ તે કંઈ કાંદા-બટાકાની દલાલીનો ધંધો જોયો કે એમાં પ્રેમીસરી નોટ ચાલે? અને તમને શોધવા કયાં આવું? મારે પણ નોકરી કરવાની છે ભાઈબંધી કરવાની નથી!" ટી. સી. ના છેલ્લા વાકયથી પેલા ફક્કડભાઈ મુંઝવણમાં પડયા ને નમણી નવોઢાની જેમ નીચું જોઈ વિચારવા લાગ્યા એટલે આપણા જમાલભાઇને જોશ ચઢયો. જો કે પેલાએ એમની સાથે તોછડાઈ ભર્યું વર્તન ચલાવ્યું હતું છતાં એમણે ડબલચાર્જના પૈસા ભરી દીધા. પેલા યુવકે આભારથી કહ્યું 'થેંકયુ, હું આપનો આભાર માનું છું. ઘેર જઇને આપને મનીઑર્ડરથી પૈસા મોકલાવી આપીશ. મહેરબાની કરીને આપનું એડ્રેસ આપશો."

જમાલમિયાંએ તેને પોતાનું સરનામું આપ્યું. પછી તો આગલા સ્ટેશને પોતાની સાથે પેલા યુવક માટે પણ ચાહ મંગાવી અને ખૂબ વાતે વળગ્યા. પેલો તો વાંદરાના સ્ટેશને ઉતરી પડયો. જમાલમિયાં દાદરને સ્ટેશને ઉતર્યા ને ટીકીટ આપવા ખિસ્સામાં હાથ ઘાલ્યો તો ટીકીટ તો નીકળી પણ પૈસાનું પાકીટ ગુમ થયું હતું! પેલાજ યુવકની એ કરામત હતી. વચ્ચે પાલઘર લગભગ જમાલમિયાં પ્રિવીકાઉન્સીલમાં ગયા હતા તેનો લાભ લઇને પેલા યુવકે આભારના બદલા તરિકેજ જમાલમિયાંના ખિસ્સાંનો ભાર હલ્કો કર્યો હતો!

વગર પૈસે મુંબઈ જેવા શહેરમાં કેવી મુશ્કેલી થાય છે એ તો અનુભવી હોય તેજ જાણે! અધુરામાં પુરૂં જેને ત્યાં એમને ઉતરવાનું હતું તે દેશમાં સિધાવ્યો હતો. ખરેખર! "દયા ડાકણને

ખાય!" એ વાકયમાં એમને શ્રદ્ધા બેઠી પણ અજાણ્યા શહેરમાં ભૂખે ટાંટીયા લથડવા માંડયા. કારણકે એક ટાટના વહેપારી સાથે કાગળથી વહેવાર હતો તે પણ ઘણે દૂર રહેતો હતો. અંતે આઠ દસ માઈલની લેફ્ટરાઇટ પછી તેનું ઘર શોધી કાઢયું ને દુઃખે પાપે પોતાની મુસાફરી પુરી કરી! આ છેલ્લા પાકીટના એકસીડંટથી એમની પરોપકારીવૃતિ છેક નષ્ટ તો ન થઈ; પણ જ્યાં હોય ત્યાં તૂટી પડવાને બદલે વખત વિચારીને એમને હાથ લંબાવવાનો નિર્ણય કરવો પડયો. અસલ હાતમતાઈ કરતાં આપણા આ જમાલમિયાં ઉતરે એવા તો નજ હતા પણ શું કરે આ ઇસુની વીસમી સદી છે ને?

*

# સુખી કોણ ?

પત્નિમાં પડી એક તકરાર-
વાદવિવાદ ચલાવવા પોતે તુર્ત ભરી દરબાર;
અને ત્યાં બેડી સર્વે નાર—પત્નિ.

× × × ×

એક વેળા મહિલા પરિષદમાં "સુખી કોણ ?" એ વિષય પર ભારે વાદવિવાદ જામ્યો. દરેક સ્ત્રી પોતપોતાનાં રોદડાં રડવા લાગી. અંતે જીવકોર ડોશીના પ્રમુખસ્થાને દરેકે પોતપોતાનું પાટલા પિંજણ આરંભ્યું !

**એડીટરની પત્નિ**—આપ બધી બ્હેનો તો એમ જ સમજી બેઠી હશે કે સૌ કરતાં એડીટરોની ઘરવાળીઓ વધુ સુખી હશે ! પણ અમને તો સ્વપ્નામાંએ સુખનાં દર્શન થતાં નથી. વારતહેવારે સારી રસોઈ બનાવીએ અને છોકરાંના બાપા સાથે બેસીને નિરાંતે જમવાનો ઈરાદો રાખીએ પણ હરાયા ઢોર જેવા એ છોકરાંના બાપા વેળાસર ઘેર આવે તો ઉની રસોઈ જમવાનો વારો આવે ને ? અને કદાચ વહેલા ઘર ભેળા થાય તોપણ "જરા આટલો અગ્રલેખ અધુરો છે તે પુરો કરી લઉં ! જરા આટલું જાહેર ખબરનું પ્રુફ તપાસી લઉં !" આમ કહી કાગળ અને કલમ લઇને બેસી જાય તે

સત્તાર વાર ટોકીએ ત્યારે ન છુટકે ઉઠે, અને ઠરી ગયેલી રસોઈ ઉતાવળે ઉતાવળે જાણે પહેલીવાર આગબોટમાં આફ્રિકા જવાનું હોય; તેમ જમી લે, અને પાન સોપારી લેવાની દરકાર રાખ્યા વગર ખભે કોટ ભેરવીને જાહેર ખબરની ઉઘરાણી કરવા દોડી જાય!

ન નિરાંતે બેસી સુખ દુઃખની વાત કરે કે ન કીકાને માથે હાથ મૂકીને પંપાળે! પછી દિવાળી માટે નવાં સાડી પોલકાં કે ઘરેણાં વસાવવાની તો વાતજ કોણુ સાંભળે? રાતે માંડમાંડ બાર વાગે પલંગ ભેળા થાય તો ત્યાંએ દિવાળી અંકનો ધખારો કર્યા કરે! આપણે કંઈ સારૂં નરસું પહેરવા ઓઢવાની વાત કરીએ તો એક મહાન પાદરીની જેમ ઉપદેશ આપે કે "અભણુ ધણીઓ પોતાની પત્નિઓને ઘરેણાંથી લાદે છે! એડીટરોની પત્નિઓએ તો સારાં સારાં દેશોદ્ધારનાં પુસ્તકો વાંચીને દિવાળી ઉજવવી જોઈએ!" આમ દિવાળીના તહેવારે કે હોળીના તહેવારે પણુ પુસ્તકમાં જ મોઢું ખોસવાનું, પોતે તો કાગળના કીડા બન્યા ત્યાં બીજાંને પણુ કાગળના કીડા બનાવે તો પછી અમારા સંસારના લ્હાવા તો **લ્હાવારસ** જેવાજ જણુાય ને?

**લીડરની પત્નિ**—અરે! મુઇરે અમારી જીંદગી! અમારા કરતાં તો સાધુડીઓને પણુ સારૂં સુખ હશે! વાર તહેવારે પણુ વાયલ કે ગવન પહેરવાં ન મળે! બારે બાર માસ ખાદીનાં ખોળીયાં પહેરી પહેરીને આ સુંદર કોમળ કાયા પણુ ખરબચડી થઈ ગઈ! ધણીજી તો બિચારા કાશ્મારથી કન્યાકુમારી અને કરાંચીથી કલકત્તા સુધી મોજ કરે અને અમારે તો પાંજરાપોળનાં ડોબાંઓની જેમ ઘરમાં જ ગોંધાઇ રહેવાનું! આખા દેશને આઝાદી અપાવવાનાં જોરશોરથી ભાષણો કરનારને પોતાની ઘરવાળીની આઝાદીનો તો સ્વપ્ને પણુ વિચાર હોતો નથી! પહેરવાનુંએ ખરબચડું અને જમવાનુંએ ખરબચડું! શીરો, પુરી, લાપસી, લાડુ કે માલપુડા, દૂધપાકનાં તો સ્વપ્નાંજ સુકાઇ ગયાં! હાથે ચોખા ખાંડીખાંડીને અને લોટ દળી-

દળીને, રાજાની રાણી જેવું કોમળ શરીર હતું તે ભરવાડણ જેવું ખડતલ બની ગયું છે! પાણી ભરીભરીને તાલના બાલ ખરી ગયા છે! કોણ જાણે એ સ્વરાજ કયારે મળે કે આ લોઢાની પનોતિ ઉતરે?

જાત્રા-મેળામાં જવાનું તો નામ જ ન લેવાય અને ઘરેણાં બરેણાંની વાત કરીએ તો કવેટાનો ધરતીકંપ અમારા ઘરમાં ફાટી નીકળે! ઓલ્યા નાટકવાળા શનિ માસ્તરની જેમ ત્રાડો પાડીને ભાષણ કરે કે: "ભારતમાતાના હાથ પગોમાં ગુલામીની લોખંડી બેડીઓ પડી છે અને તમને ભારતની નાદાન પુત્રીઓને સોનાનાં ઘરેણાં પહેરવાં છે! સોનું જ દેશમાં શોધ્યું જડતું નથી ને ઘરેણાંના નાદાન વિચારો કયાંથી આવે છે? ભારતીના આક્રંદથી હૈયું ચીરાય જાય છે ત્યાં શણગારની વાતજ કયા મોઢે થઈ શકે? હવે તો રેંટીયાનેજ ઘરેણું સમજી લેવાનું!" લ્યો હવે તમેજ કહોને કે આવા ઉપદેશક ભાયડાને આપણે શી રીતે પહોંચી શકીએ? આવા લીડરો કરતાં તો ઓલ્યા કારકુનો સારા કે તેઓ પણ રવિવારે પોતાની પત્નિઓને લઇને સીનેમા જોવા જાય છે! અમારો તો સંસારજ કરીયાતા જેવો કડવો થઈ ગયો છે; ત્યાં મોજશોખની મીઠી વાતો તો હવાયજ જાય ને? જરાક આમોદ પ્રમોદની વાત કરીએ તો ધણીજી ધડશું ને જવાબ આપે કે "દેશ ગુલામીમાં સબડતો હોય ત્યારે મોજ વિલાસની વાતો કરવી બેવકુફોનું કામ છે!" લ્યો કહો આવા ધીંગા ધણીની ધણીયાણી બનવા કરતાં નધણીયાતાં રહેવું શું ખોટું છે?

**શેઠીઆની પત્નિ**-બહેનો, મારા કર્મની કથની કોને જઇને કહું? આ મારી કેડમાં ખોસેલું ચાવીઓનું જુમખું જોઈને તમે એમ ન ધારી લેશો કે હું કુબેર ભંડારી છું! સોનાનો ભાવ જ્યારથી ચઢતો થયો છે; ત્યારથી તિજોરીમાંનું બધું સોનું તો ઠીક પણ ઘરેણાંએ વેચાઈ ગયાં છે. સોનું વેચીને અમારા ગણતરીબાજ સ્વામીનાથે પાણા ખરીદ્યા છે! એટલે કે બીલ્ડીંગો બનાવી છે; પણ

"કરમ વનાના કરહણીયા, ને જાને કયાંથી જાવા?
કરમે લખ્યાં ઢેબરાં તો ઘેવર કયાંથી ખાવા?"

નસીબ સંજોગે ભાડુતો પણ એવાં ભૂખડી બારસ મળ્યાં છે કે મહીને મહીને એકાદ બે ભાડુતો માટે તો કોરટના ઉંબરા જોવા જ પડે! જેમ ગુલબકાવલીની ફિલ્મમાં ડગલે ને પગલે ચોકીઓ વટાવવી પડે છે; તેમ મારે એ મારા ખર્ચ માટે અનેક ચોકીઓ ચૂકવવી પડે છે? પ્રેમને નામે તો અમારે બારે માસનો પૂળો મૂકાયો છે! હું કંઈ નાટક સીનેમાની રસીલી વાત કરૂં તો અમારા શેઠ ધણીજી, "લડાઇ થશે તો કાપડનો ભાવ વધશે માટે થોડીક વધુ ગાંસડીઓ વસાવી નાખું તો કેમ?" એવી જ ગડમથલ કરતા હોય! હું કહું કે "પાડોશવાળાં સરલા શેઠાણી તો "પૂર્ણિમા"ની રાજેશ્વરી જેવી અપ-ટુ-ડેટ સાડી લાવ્યાં છે!" ત્યારે તેઓ કહે કે—

"લીલાવતી મુન્શી તો ખાદીની સાડીમાં પણ સારાં દેખાય છે!" આપણે ઘરેણાંની વાત કરીએ ત્યારે એ વ્યાજ ખાધની વાત કરે! અરે જવાબોને અધારા ઘરનો કા ભાર!

સીનેમા નાટકની મોજને બાજુએ મૂકીએ અને ધરમદાન કરવા થોડા પૈસાની માગણી કરીએ તે પણ ન સંતોષાય, પછી હીટલરની જેમ જરા કડક અલ્ટીમેટમ આપીએ અને ઘરમાં બે ત્રણ દિવસ જંગ જમાવીએ; ત્યારે શેઠજી ઢીલા થાય; પણ તેમાં એ ધરમદાનમાં ખોટા શિક્કા સેરવવાની એમની સૃજન જુની ટેવને તો વળગીજ રહેવાના! સાંજને ગાળે સજોડે ફરતાં સુધરેલાં નરનારીઓને જોઇને ફરવા જવાનું ઘણુંએ મન થાય પણ એ તો દુકાનની ગાદી પર જ રાતના અગીયાર વાગ્યા સુધી ચોંટી રહે છે! રાત દિવસ એમના ચોપડા ભલા ને એ ભલા, મુવા ઉંદરો બીજું બધું કરડી ખાય છે તો એમના ચોપડાને કેમ કરડતા નથી?

જાતે તો જોગી જેવા વિચાર ધરાવે છે સાથે મને પણ જોગણ બનાવવા ધારે છે! ઘરના ઘાટીએ એકવાર "તુકારામ"ની ફિલ્મની

તારીફ કરી તો રામા સાથે ફિલ્લમ જોવા ગઈ જેથી અમારા ઘરમાં એક અઠવાડિયા સુધી "તખ્તે તુફાન ઉર્ફે જંગે મૈદાન!" ની ફિલ્મ ચાલુ રહી! એમને પોતાની જાત સિવાય બીજા કોઈમાં વિશ્વાસ નથી! અમારા જેવી ભારેખમ શેઠાણીઓ કરતાં તો આજકાલની કૉલેજની જુવાનડીઓ સારી કે જ્યાં ફાવે ત્યાં ફરી શકે! અમારી જેમ ખીલે તા બંધાઈ ન રહે!

**ઇન્સ્પકટરની પત્નિ**—અમારા ધણી તો અક્કડ ફક્કડ પોશાક અને કમરપટા તથા છાતી પટાથી જકડાએલા ઘરમાં આવે છે, અને હડખવા લાગ્યો હાય તેમ "ખાઉં કરડું!" જેવી જ વાતો કરે છે! જાણે હું તેમની ધણીયાણી નહિ પણ ઑર્ડર્લી હોઉં તેમ રોફથી જ હુકમ કરે છે! ગુરુશંકા કરવા લોટાની જરૂર પડે, તો પણ ટેબલ પરની ઘંટડી વગાડે અને સીગરેટ પીવા માચીસ જોઈએ તો પણ ઘંટડી વગાડે!

જો કે ખાવા પીવાની વસ્તુઓની અમારે ત્યાં કમી નથી કારણ કે બધું જ દમદાટીથી મફત ચાલ્યું આવે છે; પણ દીવાદાંડી જેવો એમનો અક્કડ દેખાવ અને કરડાગું ડાચું કોઈ વાર હસ્તું દેખાય તો જીંદગીની મોજ મળે ને? આમારો સંસાર તો જેલર અને કેદી જેવો છે! ધરમ કરવાની સાથે તો જાણે અમારે બીયાબારૂં જ છે! સત્યનારાયણની કથામાં તો અમારાથી ન જવાય; પણ સરોજીની દેવી કે કમળાદેવીના ભાષણમાં પણ ન જવાય! નોતરૂં આવે ને પંગતમાં ભોંય પર હું બેસું તો અમારા ધણીજીની સાત પેઢીનું નાક કપાઈ જાય! વળી પાર્ટીઓમાં બીજા અમલદારો અને મોટા માણસોની પત્નીઓ સાથે લળી લળીને, હસી હસીને વાતો કરે, અને મને તો ઘરકૂકડીની જેમ ઘરમાંજ ભરાઈ રહેવા સૂચના અપાય! હું તો કહું છું કે ભગવાન કોઈ દુશ્મનની દીકરીને પણ આવા મુસોલીની જેવા મીજાજના અમલદારની બૈરી ન બનાવે!

**શેરસટ્ટાલાલની પત્નિ**—અમારા ધણી જરા લ્હેરી તો ખરા. કોઈપણ નવી ફિલ્મ આવી કે મને જોવા લઈ જાય અને હીરોઇને પહેરી હોય તેવીજ સાડી લાવીને મને પહેરાવે પણ તેવી એકટીંગ કરવાનું કહે અને તેવું ભાષણ કરવાનું કહે તેમા શરમ ન લાગે કે? હું તે ધણીયાણી છું કે સીનેમાવાળી છું તે તેમના કહેવા પ્રમાણે કરૂં? સટ્ટાનો ધંધો હોવાથી તેજી હોય; ત્યારે તો અમારા ધણી રાજા ભોજ જેવા બની જાય છે, પણ મંદી હોય ત્યારે તો ગાંગા તેલી જેવા થઈ જાય છે!

કોઈ કોઈ વાર તો ભાન પણ ભૂલી જાય છે. જમવા બેઠા હોય અને આપણે કહીએ કે "જરા ભાત લેશો?" ત્યારે તેઓ જાણે શેર બજારમાંજ મ્હાલતા હોય તેમ મોટેથી સુતેલાં છોકરાં ભડકી ઊઠે એમ કહે કે "લીધા!" "જરા દાળ લેશો?" ત્યારે કહે કે "ખાધા!" આમ કોઈ કોઈ વાર તો મધરાતે પણ અમારાં ઘરમાં "લીધા ખાધા"નું ભૂત ધૂણતું! દરેક વાતમાં હું જાણે બ્હેરી હોઉં તેમ જોરથી જ જવાબ આપે. અમારૂં ઘર તો શેરબજાર જેવું બની ગયું છે. એમના બૂમબરાડાથી કંટાળીને શાંતિ શોધવા કોઈ આશ્રમમાં ચાલી જવાનું મન થાય છે પણ શું કરીએ? ભુંજાર વળગી છે તે કેમ છોડાય?

**લેખકની પત્નિ**—પાછલી રાતે બીજા લોકો પ્રભુભજન કરવા ઊઠતા હશે, ત્યારે અમારા પતિરાજ તો કાગળ, અને કલમ લઈને માથાકૂટ કરવા લાગી જાય છે! સવારમાં આપણે કહીએ કે "શાક લઈ આવો!" ત્યારે પતિરાજ કહે કે "આજે શાક વગરજ ચલાવી લ્યો તો કેમ? માથા પર દિવાળી આવી છે અને એકવીસ એડીટરોના આમંત્રણ પત્રો આવ્યા છે તેને શી રીતે પહોંચી વળાશે?"

આપણે કહીએ કે "પહેલાં પેટનું તો કરો પછી વેઠનું! પાઈની પેદાશ નહિ ને ઘડીની ફુરસદ નહિ" ત્યારે તેઓ. બુદ્ધદેવની જેમ બોધ આપતાં કહે કે "સરસ્વતિ ને લક્ષ્મીનો મેળ ન મળે!"

"ત્યારે મફતની મગજમારી કરવાની શી જરુર ?"

"કીર્તિ કમાવા! બાકી કલદારની દરકાર તો પામર મનુષ્યોને હોય!"

"આબરૂને તે શું ઓઢશો કે પાથરશો?" ત્યારે તેઓ એક ભાટ ચારણની ઢબે હાથ પહોળા કરીને કહેશે કે;

"નામ રહંતાં ઠક્કરો નાણાં નવ રહંત,
કીર્તિ તણાં જે કોટડાં પાડ્યાં નવ પડંત!"

ત્યારે આપણે કહીએ કે "એ આબરૂને આબરૂમાં તો કંઈનાં ગોદડાં બંધાઈ ગયાં!" ત્યારે તેઓ નાટકના સાધુની જેમ કહે કે:—

"સરસ્વતિની સેવામાં જીવન વિતાવવું એજ મારૂં ધ્યેય છે; શ્રીમતિને પરવડતું ન હોય તો પીયર સિધાવી શકે છે!"

"મારી બલારાત પીયર પધારે છે! તમારી છાતી પર બેસીને ખાતાં કોઈ રોકે છે? હવે તો ચિતામાં જઈશું ત્યારે જ છેડો છોડીશું!" ત્યારે તે સીનેમાના હીરોની પેઠયે ગેલમાં આવી જઈને કંઈ કંઈ ગાયનો ગણુગણે!

જરા રોટલી કાચી રહી જાય તો **પાકશાસ્ત્ર** પર લેખ લખી કાઢે! જરા દાળમાં મીઠું ઓછું હોય તો **નિમકથી થતા ફાયદા** પર નિબંધ ચિતરી કાઢે! જરા કઢી ખાટી થઈ જાય તો "**મીઠી મધુરી છાસ**" પર એકાદ કવિતા કકડાવી નાખે.

પોતે લેખ લખી રહ્યા હોય ને નાનો કીકો ઘોડીયામાં રેડીઓ શરૂ કરે! હવે આપણે તો ચૂલામાં પડ્યાં હોઇએ જેથી એમને "જરા ઘોડીઆની દોરી ખેંચજો!" એમ કહીએ તો તેઓ ધડ શું ને કરે કે:—

"કાદંબરી લખતાં બાણુભટે કે શકુંતલા લખતાં કાળિદાસે પોતાના કીકાનું ઘોડીઉં ખેંચ્યું નથી, તો હું શાનો ખેંચું? સાક્ષરો ઘોડીઆં ખેંચવા માટે જન્મતા નથી પણ કલમ ચલાવવા જન્મે

છે!" આ પ્રમાણે અમારા ઘરમાં રાત દિવસ વકીલો જેવી ટપાટપી થયા જ કરે છે. એ તો સારૂં છે કે બાપદાદાની પૂંજીથી અત્યાર સુધી ગાડું ગબડયું, પણ ભવિષ્યનું શું?

**જુગારીની પત્નિ**—અમારા ધણીજી તો મહાન આશાવાદી છે. "આજે પૈસાદાર થઈશું! કાલે પૈસાદાર થઈશું!" એમ આશામાં ને આશામાં બધુંએ વેચી સાટીને પરવારી બેઠા છે! મારા અંગ પર એક વાલની વીંટી પણ રહેવા દીધી નથી! ઘરમાં હાંલ્લાં ને ઠીકરાં સિવાય કશુંએ બાકી રહેવા દીધું નથી! જરા શિખામણ આપવા બેસીએ કે તરત બોલી ઊઠે "નળરાજ ને ધરમરાજ જેવા જુગટું રમ્યા તો આપણે શી વિસાતમાં?" આપણે કહીએ કે "પણ આવતી કાલનો વિચાર કરો?" ત્યારે એક મહાન મહંતની જેમ આંખો બંધ કરીને કહે કેઃ—

"ન જાણ્યું જાનકી નાથે સ'વારે શું થવાનું છે?" જેણે દાંત આપ્યા છે તે ચવાણું આપશે જ માટે ચિંતા કરવાની શી જરૂર છે? એક કવિએ કહ્યું છે કેઃ—

"ચિંતાથી ચતુરાઇ ઘટે ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી ચિંતા ચિતા સમાન."

"એ કવિતા લખનાર તો કોઈ બાળબ્રહ્મચારી હશે; એને બૈરાં છોકરાંનુ લફરૂં નહિ હોય જેથી બેઠો બેઠો એવી કવિતાઓ જોડયા કરતો હશે!" ત્યારે તેઓ કહે કે "પૈસો મહા પાપી વસ્તુ છે. એને માટે ટક ટક કરવી સારી નહિ. કવિ ડાહ્યાભાઈ ધોળશાજીએ પણ લખ્યું છે કે:—

"નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભોવન નાથ!" ભગવાનની જાત સિવાય બીજું કશુંએ કામ લાગવાનું નથી!

"લ્યો કહો, હવે એવા ફિલ્સુફ ધણી સાથે શી રીતે લાંબી વાત થાય? વળી ભૂતની સાથે તેની બ્હેન ચૂડેલ તો હોયજને? જુગારની સાથે સાથે તેમને દારૂની પણ લત લાગી છે! જરા આપણે

કહેવા બેસીએ તો રશિયાને હીટલર દમદાટી કરતો હોય; તેમ દમદાટી કરવા લાગી જાય છે! આવા સૌભાગ્ય કરતાં વૈધવ્ય શું ખોટું કે દેખવું એ નહિ અને દાઝવું એ નહિ?

**રાજાની પત્નિ**—હું રાણી કહેવાઉં છું; પણ અમારી રાણીઓની જમાતને માથે દુ:ખના ડુંગરો ખડકાયેલા છે; તેની આપને ખબર નહિ હોય! જેમ એક તબેલામાં અનેક ઘોડા કે એક કોઢારમાં અનેક ઢોર બાંધવામાં આવે છે; તેમ એક રાજાના વિલાસભુવનમાં અનેક રાણીઓને પુરવામાં આવે છે! "એક મ્યાનમાં બે તરવાર ન રહે." એ કહેવત જાણીતી છે; પણ રાજાઓ તો એક મ્યાનમાં એક સામટી બબે, ત્રણ ત્રણ ડઝન તરવારો પણ રાખી શકે છે! રાજાઓને મોટે ભાગે **ગિલાસ** અને **વિલાસ** સિવાય બીજું કંઈ મહત્વનું કાર્ય હોતું નથી. જેથી રાણીઓની છાવણી ઉપરાંત ઉપ રાણીઓ એટલે કે ટેમ્પરરી રાણીઓના ડેરા તંબુ જુદા હોય છે! હજુ છાવણી તો સારી કે તેમાં દરેક સિપાઇને સરખા હક્ક મળે; પણ રણવાસમાં તો અમુક રાણીઓ ફર્સ્ટ કલાસમાં, તો અમુક થર્ડ કલાસમાં મૂકાય છે. અને કોઈક તો છેક પાંજરાપોળ કલાસમાં મૂકાય જાય છે!

રાજમહેલમાં કોઈ ખરેખરૂં કેદી જીવન ગાળતું હોય તો તે રાણીઓજ છે. દાસ દાસીઓ અને ગોલા ગોલીઓના કાવાદાવામાંજ દિવસ ઊગે છે અને આથમે છે! ખટપટનાં ષડયંત્રો એવાં ગતીમાન હોય છે કે તેમાં કયું પ્રાણી કયારે ઝડપાશે તે નક્કીજ ન કહેવાય. કૂવાનાં દેડકાંની જેમ અમે મહેલમાંજ જન્મીએ છીએ ને મહેલમાંજ મરીએ છીએ! બહારના જગત સાથે અમારે કંઈ લેવા દેવા નથી. અઢારમી સદીના નિશાળીઆઓ મહેતાજીની ધાકમાંને ધાકમાં અધમુવા થઈ જતા; તેમ રાજાજીના કડપમાંને કડપમાંજ અમારૂં અર્ધું લોહી સુકાઈ જાય છે!

તમારે તો સારૂં છે કે ધારાસભા મારફતે પણ એક પર બીજી પત્નિ કરનાર પર પ્રતિબંધ મૂકી શકો છો, છૂટા છેડા લઈ શકો છો. પણ અમારે તો ચિતામાંજ છૂટા છેડા થાય! અને વળી ધણીના મીજાજનું તો પૂછવુંજ શું? "રાજા વાજાં ને વાંદરાં" એમાં વાંદરાનો મીજાજ સાચવવો કેટલો વસમો હોય છે; તે તો વાંદરાને પાળનાર મદારીઓ જ જાણે! આ દાગીનાના ભારથી કોઇ અંજાશો નહિ. એમતો ગર્ધવોના ઉપર સોનાની પાટો લાદી હોય તેથી તેને શો લાભ? તમને તો વહેલું મોડું સ્વરાજ મળશે પણ અમને કયારે મળશે તે તો ભગવાન પણ નહિ જાણતો હોય!

**એકટરની પત્નિ**—હું મારા પતિરાજને સ્ટેજ પર રાજકુંવરીનો પાઠ કરતા જોઉં છું; ત્યારે મનમાં એમજ થાય છે કે ભગવાને મને પુરૂપ કેમ ન સરજ્યો? ઘણીવેળા જાગતાં કે ઉંઘતાં હું એ ભ્રમણામાં પડી જાઉં છું કે એતે અમારી સહીયર છે કે ધણી? એમને આયના સામે અભિનય કરવામાંથી ફુરસદ મળે તો આપણા તરફ જુવે ને?

**કોઈની પણ પત્નિ નહિ**—હું કોઈની પણ પત્નિ નથી. હું નર્સ છું. જગતનાં દુઃખો દુર કરવામાંથી અવકાશ મળે તો લગ્નનો વિચાર કરીએ ને? અને ખરૂં પુછો તો લગ્નમાં બળ્યું પણ શું છે? તમારા બધાનાં જેવાં રોદડાં રડવાનો વારો લગ્ન કરવાથી અમારો પણ આવે! માટે ધણી કરતાં પણ નથી ને ગુલામગીરી સ્વીકારતાં પણ નથી! સરસ્વતીચંદ્રના ખેલમાં પણ કુસુમે ગાયું છે કે

"પરણીને પસ્તાવું વળી પાછું રંડાવું;
સુખમાં ફરતા સ્વતંત્ર જીવને બંધનમાં બંધાવું!"

એના કરતાં આખું જીવતર છુટ્ટાં રેહેવું અને છુટ્ટાં ફરવું શું ખોટું?

**જીવકોર ડોસી**—નારે બા ના! એ તો હરાયા ઢોર જેવી વાત કહેવાય! ગાય કે ભેંસ પણ સાંજ પડે ખીલે બંધાય છે; તો પછી

સ્ત્રીઓ કેમ છુટી રહે? શું ઢોર જેટલી પણ આપણામાં સમજ નથી! મારૂં તો તમને એમ કહેવું છે કે ધણીનો કોઈ ધણી નથી. પણ એ ધણી ફાટી પડ્યો હોય તો તેને ઠેકાણે લાવવાના અનેક ઈલાજ છે! મારી પ્રમુખ તરિકેની તમને એ સલાહ છે કે જો તે ધણીનો થતો કોઈ રીતે ગાંઠતો ન હોય તો સિંધ વાળા દાદા લેખરાજની ઓમ મંડળીએ ધણીઓ સામે સત્યાગ્રહના મોરચા માંડ્યા હતા તેમ કાયમનો નહિ પણ કામ ચલાઉ સત્યાગ્રહ આદરીને એમને ઠેકાણે આણવા! જો આ રીતે ધણી શીશામાં ન ઉતરે તો વશીકરણ, જંત્ર, મંત્ર, તંત્ર, કરીને પણ વશ કરવાથી તમારૂં જીવતર જરૂર સુખમાં વીતશે! અને વળી **લક્ષ્મી જ્યાં સુધી ધણિઓના કબજામાં છે; ત્યાંસુધી સરસ્વતિ થઇનેયે શું કરશો?**

*

# સંતતિનો સંતાપ !

**સંતાન** એટલે છોકરાં તો બધાંએ જોયાં હશે; પણ જેને એ છોકરાં નામનું પ્રાણી હોતું નથી તે બસ રાત દિવસ પ્રભુ સ્મરણને બદલે સંતાનની યાદીમાંજ સમય વિતાવે છે. ટુંકાણમાં કહીએ તો વાંઝીયાઓ છોકરાં માટે મરે છે અને છોકરાંવાળાઓ છોકરાઓથી મરે છે! અને કુદરતનો પણ એ અજબ ચમત્કાર હોય છે કે જ્યાં લક્ષ્મીની રેલમ છેલ ઉડતી હોય ત્યાં છોકરાંનો દુકાળ હોય છે; અને જેને ત્યાં બાર હાથનો વાંસડો ફરતો હોય તેવા ગરીબના ઘરે ડઝનબંધી બાળ-પ્રભુઓ બિરાજતા હોય છે! જો કે અત્યારે તો હુંએ એક આખી ઘેરીયા પલ્ટનનો માલિક છું, પણ જ્યારે એમાનું કંઈ ન હતું ત્યારની આ વાત છે.

પરણ્યા પછી એટલે કે પ્રભુતામાં પગલાં માંડ્યા પછી તરતજ લોકોને સંતાન પ્રાપ્તિની વાંચ્છના હોય છે. મને ન હતી. પણ કોણ જાણે લગ્નને એક વરસ વિત્યું હશે એટલામાં તો આજુબાજુના બદલાએલા સંજોગોએ મારા દિલમાં પણ સંતાન પ્રાપ્તિ માટે ચિંતા પેદા કરી અને તે એટલે સુધી કે છેક ખુદા પાસે દુઆ માંગવી

પડતી. કારણ કે અમારાં માતુશ્રીને દાદી બનવાનો ઉમંગ હતો તો બ્હેનને ફોઈ બનવાની હોંસ હતી. એજ પ્રમાણે, બેગમ સાહેબાના પિયરમાં પણ બધાને તાલાવેલી લાગી હતી; કોણ જાણે બેગમ સાહેબા તો કડક મરઘીની જેમ બેઠાં હતાં અને સાથે સાથે મારા વિષે પણ સગાં વહાલાંમાં વહેમ પેદા કરાવી દીધો હતો. આ તો કહી ઘરની આફત! પણ બહારની આફત પણ કંઈ ઓછી ન હતી?

. મિત્રોતો મને એવો જ સમજી બેઠા હતા અને ઘણીવાર મશ્કરીમાં કહેતા કે "ભાઈ, સાહેબ, પહાડ જેવા મોટા જુવાન થયા છો ને એક સંતાન પણ ઉત્પન્ન કરી શકતા નથી? જાઓ ઢાંકણીમાં પાણી લઈને બૂડી મરો!" અને અમારો લંબટંગો, લંગોટીઓ બિરાદર અબ્દુલ કરીમ ઉઘાડપગો તો મારી પીઠ ઠોકીને મને ઘણીવાર પબ્લીકમાં શરમાવતો કે "ત્હારા કરતાં તો પેલો મુડદાલ કલ્લુ-મીયાં કલાઈગર ખરો કે તે વરસ દિવસ પુરો થતાં પહેલાં તો નવું કૅલેન્ડર તૈયાર કરે છે, ને તું આવો મોટો અડીમ, ધડીમ બાવળની ગાંઠ જેવો છે, છતાં કંઈ ધોળતો નથી!" લ્યો જાણે છોકરાં પેદા કરવાની શક્તિ પ્રભુની નહિ પણ મારી પોતાની હોય તેમ આ અક્કલના બારદાનો સમજતા હતા! લોકોને છોકરાંનો મેન્યા થઈ ગયો છે કે શું? અને છોકરાં પેદા કરી કરીને આપણે શું ઉકાળીશું? અત્યારે હિંદમાં ૪૦ કરોડ છે તેમણે શું ધોળી નાખ્યું? જે કોઈ અજાણ્યો મળે તે પહેલાં તો તંદુરસ્તીના સમાચાર પૂછે અને પછી કહે "કેમ સાહેબ છોકરાં છૈયાં તો મઝામાં છેને?" લ્યો, તમે જ કહોને કે તે અક્કલના ઓથમીરને હું શું જવાબ આપું?

મતલબ કે લગ્ન થયા પછી પુરાં પાંચ વરસ સુધી બે ઈજ્જતી સહન કરી, મેણા ટોણાનો માર ખાધો, કાયરનો ટાયટલ મેળવ્યો, છતાં સંતાનનું મોઢું જોવાને ભાગ્યશાળી ન બન્યો. છેવટે હવે તો સંતાનના સંતાપથી એટલો કાયર થયો હતો કે બહાર તો ઠીક પણ ઘરમાંએ કોઈને મોઢું ન બતાવવાનો નિશ્ચય કર્યો. પણ ઘરમાંએ કોઈને મોઢું

-ન દેખાડવું તો જવું ક્યાં? આકાશમાં ઉડવું કે જમીનમાં અંતરધ્યાન થવું! અમારી તો આમ બાબત હતી; ત્યારે ઘરનાં અને બહારનાં બૈરાંઓએ તો બિચારાં બેગમ સાહેબાનો પીછો પકડ્યો હતો. તેમણે તો એકે મતે ઠરાવ પણ કરી દીધો કે "લેડીઝ હૉસ્પીટલમાં બેગમ સાહેબાનો કાયદેસર ઈલાજ કરાવવામાં આવે, અને મારા માટે પણ કોઇ જુનાની હકીમનો હાથ પકડવામાં આવે તોજ છોકરાનું મોં જોવાને બધાં ભાગ્યશાળી નીવડે!" આવી આફતતો ગમે તેમ કાળજુ સખત કરીને હું સહન કરી લેતો પણ બિચારી બેગમ તો ઘણીવાર કોઠીમાં મોઢું ઘાલીને રડતી.

જો કે મને ધાગા દોરા, તાવીજ, પલીતામાં જરાએ શ્રદ્ધા નહતી પણ અમારાં ખદીજા ખાલા કોઈ નહિને કોઈ જોગી, બાવા, સાંઈ ફકીરો પાસેથી દોરા, તાવીજ લાવતાં અને બેગમ સાહેબાને હાથે પગે કે ગળે બાંધતાં. હું ઘણો વિરોધ કરતો પણ બૈરાંની આખી પલ્ટણની સામે મારા જેવા એકલાનું કંઈ ચાલતું નહિ! અમારા માતુશ્રીએ પણ કાયર થઈને છેવટે કોલા પીરની બાધા લીધી કે "જો મારા ઘેર છોકરો થાય તો કોલા પીર પર એક સવામણનું ભુરૂં કોળું ચઢાવે!" છતાં કોલા પીરની મદદ પણ તાત્કાલિક કાંઇ કામ ન લાગી!

કોઈ અજાણ્યા વૃદ્ધ મુરબ્બીઓ કંઈ કામ સર અમારે ઘેર આવે કે અમારા કોઈ ઘણા દિવસથી જુદા પડેલા મિત્રો ઘેર આવે અને સલામ–અલેક થયા પછી એ પ્રશ્ન કરે કે "કેમ શાદીતો કરી છે ને?" હું જાણતો હતો કે એના પછી બીજો મહા ભયંકર પ્રશ્ન રજુ થશે. છતાં શાદી નથી થઈ એમ તો કહીજ શી રીતે શકાય? એટલે શાદી વિષે તો હા જ કહેવી પડે; એટલે આપોઆપ છોકરાનો સવાલ થાયજ કે મારે શરમનો ત્યાગ કરીને પણ કહેવું પડતું. "નાજી અત્યારે તો કંઈ સંતાન નથી. હજુ તો હું જાતેજ બાળક છું ને?" જોકે મને તો દાઢી, મૂછ નીકળી હતી છતાં બાળક

હ્યું, એમ ન છુટકે જાહેર કરવું પડતું. જો સામેવાળા સમજદાર હોય; તો એટલા જવાબથી જ સંતોષ માની ચૂપ થાય. પણ કોઈ દોઢ ડહાપણીયો હોય તો પાછો બીજો પ્રશ્ન કરે કે;

"કેટલા દિવસથી શાદી થઈ છે?" બસ એ પ્રશ્નનો જવાબ કોઈ નમણી નવોઢાની જેમ નીચી નજરે, બોચી ખંજવાળતાં આપવો પડતો કે "ફક્ત પાંચ વરસ થયાં છે." અને ત્યાર પછી તે શું શું કહેતો હશે તે તો આપ કલ્પી શકશો! એક એક શબ્દથી મારે શરમને લીધે પાણી પાણી થઈ જવું પડતું અને મન ચાહતું કે જાણે સાંભળવા કરતાં તો આપઘાત કરવો જ ઠીક છે!" ટુંકાણમાં એટલું કે જગતમાં આ સંતાનની વાત જ અમને આફત સમાન લાગતી હતી. છતાં અમારા કમનસીબે લોકો પણ એજ વાત કાઢીને અમને અંજાણપણે સંતાપતા હતા.

છેવટે ખુદાએ અમારી તરફ મહેરબાની બતાવી જેથી એક ખૂબસુરત છોકરો બેગમ સાહેબાના ખોળામાં રમતો થયો. ભરતપુરનો અજેય ગણાતો કિલ્લો સર કરતાં લોર્ડ લેઈક સાહેબને કે મેગીનોટ કિલ્લેબંધી સર કરતાં હીટલરને જેટલો આનંદ નહિ થયો હોય; તેથી વધુ આનંદ મને થયો અને બેગમસાહેબા તથા ઘરનાં બીજાં માણસોના આનંદનું તો પૂછવુંજ શું? દાદીની બાધા પુરી થઈ, કાકા અને ફોઈની ઈચ્છા પૂર્ણ થઈ, મામા અને માસીની મુરાદ બર આવી; અને મિત્રોમાં ઉંચી મૂછો ચઢાવી ફરવાનો વખત આવ્યો; પણ શું કરીએ? આંકડા ઉંચો ચઢાવીએ એટલી લાંબી મૂછજ કયાં હતી!

પણ હવે બાપ બનવા સાથે નવી જોખમદારી વધી. બલ્કે પગમાં એક જાતની બેડી પડી ગઈ. અમારે ત્યાં છોકરો થયો તેની ખુશાલીમાં ભાગ લેનારાં બધાં ધીમે ધીમે પોતપોતાને પંથે પડ્યાં અને રહ્યાં ફક્ત અમે સવાબે માણસ. એક તો હું પોતે, બીજાં અમારાં તે અને ત્રીજું ૦ા માણસ તે અમારૂં સંતાન. હું તો જાણતો હતો કે બાળકની બધી જોખમદારી તેની માનેજ શિરે હોય, પણ

પછીથી અનુભવે કાન પકડીને શીખવ્યું કે નહિ. બધી તકલીફ માં માથે ઠેકાતી હતી. ઑફિસેથી કામ કરીને કંટાળીને આવ્યા હોઈએ એવામાં બેગમસાહેબા પોતાના આખા દિવસની છોકરાને લીધે વેઠવ પડતી તકલીફોનું વર્ણન કરે અને મારા પર એહસાન ચઢાવે "આખો દિવસ જરા વાર પણ સુતો નથી, ને મને પણ સુવા દીધ નથી તેથી માથું ચઢયું છે."

"હાં...આં, પછી?" મારે કહેવું પડે.

"અરે! એટલો રડ્યો, એટલો રડ્યો કે બસ ન પૂછો વાત?" બેગમસાહેબા ફરીથી બોલ્યાં.

"એમ કે?" મેં કહ્યું.

"ને રિઝવતાં રિઝવતાં હું તો થાકી જ ગઈ!"

"હશે એ તો બાળહઠ કહેવાય!"

"નવી સાડીમાં હું ફુલભરતી હતી પણ એણે તો તેમાં ઝાડો-પેશાબ કરીને તેને ખરાબ કરી નાખી!"

"હું......એં!"

"પહેલાં એને નવરાવ્યો, પછી શેતરંજી ધોઈ, પછી એને દૂધ પીવરાવ્યું ને સાડી તો હજુ એમને એમ છે."

"વારૂ, બેગમ સાહેબા હવે જરા તમે તમારે કામે લાગો. હું જરા બે ઘડી સુઈ લઉં કારણ કે આખી રાત તમારા છોકરાએ મને સુવા દીધો નથી."

"અને હું શું આખી રાત સુઈ રહી હતી? જુઓ આખ રાત એના લીધે જાગી, ને આખો દિવસ પણ એની જ સારવારમ ગુજાર્યો, હવે તમે એને રમાડો. હું સાડી ધોઈ લઇને ઘડીવાર કમર સીધી કરી લઉં આખરે હું પણ માણસ જ છું ને કંઇ જાનવર તો નથી?"

છેવટે હું હાર્યો અને બેગમ સાહેબાની જીત થઈ, તેતો સાડી ધોઈને નસ્કોરાં ઘોરવા લાગ્યાં ને હું બેવકુફીના પરિણામને લઇને

આરામ ચેરમાં બેસી વિચાર કરવા લાગ્યો. કોઈ અત્યારે આવે ને જુવે તો શું કહે ? "કે આવો મહાન લેખક, એડીટર અને કવિ હોઈ બહાર તો મોટી ડંફાસ મારે છે, ને ઘરમાં તો છોકરાં રમાડી ખાય છે!" વિચારોની પરંપરાનો હજુ પાર આવે એમ ન હતો પણ તે સજાતના સફરજંદે "ચરર......" કરીને અવાજ કર્યો. જેથી મેં એના નાનકડા પગોને પકડ્યા ને બૂમ પાડી 'બેગમ, બેગમ, ઊઠો ઊઠો, ગઝબ થઈ ગયો!' બેગમ ઉંઘમાંથી ઊઠી ગઈ ને અમારા ટેબ્લા તરફ નિહાળીને બોલી. 'બળ્યું હું તો ડરી ગઈ! તમે તે એક બચ્ચાના બાપ થયા છતાં બૂમો પાડવાની આદત ન ગઈ!" આટલું કહીને તે તો જાણે કંઈ બન્યુંજ ન હોય તેમ પાસું બદલીને પાછી સુઇ ગઈ. મેં ફરીથી મારૂં ખમીસ તથા પાટલુન બગડી જવાની અપીલ કરૂણાજનક રીતે રજુ કરી, ત્યારે બે ચાર બગાસાં ખાઇને આળસ મરડી બેગમ સાહેબા પટપટારો કરતાં ઊઠ્યાં "તમારે જાતે ફોડી લેવું હતું ને? આવા નજીવા કામમાં મને શા માટે તકલીફ આપી! લ્યો ચાલો હવે એને ધોવરાવો, પછી તમારાં કપડાં સાફ કરી લેજો.' તેમના હુકમને મસ્તકે ચઢાવવો પડ્યો અને કેમ ન ચઢાવીએ? છોકરાના બાપા બન્યા છીએ કંઇ મજાકતો નથી?

હવે જરા મેં કડક અવાજે સાફ સાફ સુણાવી દીધું કે: "લ્યો હું તો હવે સુઈ જઈશ તમે જાણો ને તમારો છોકરો જાણે." એટલું કહીને આપણે તો પલંગ પર પડ્યા, અને ઉજાગરાને લીધે તરત ઉંઘ પણ આવી ગઈ. પણ કમનસીબી તો જુવો કે પુરી ૧૫ મિનીટ પણ નહિ થઇ હોય કે તે નાનકડા ગવૈયાએ પોતાના નાજુક ગળાથી તાન, પલ્ટા કાઢવા શરૂ કર્યા અને એટલા જોરશોરથી સંગીતનો કાર્યક્રમ શરૂ કર્યો કે હું તો શું પણ કબરમાં સુતેલા અમારા બાપ દાદા પણ જાગી ઊઠે! એવો શોરબકોર કર્યો કે મારે ઊઠવું ન હતું છતાં ઊઠવું જ પડયું ને બેગમને પૂછવું પડયું કે "અરે! પણ આ શી આફત છે?" તે બોલ્યાં "ગળું પડયું છે

ને કાકડા ફુલ્યા છે." મેં કહ્યું "તો હવે શું કરીશું?" "હીરાબાઈ નર્સને બોલાવી લાવો કાંતો સરકારી દાકટરને." તે બોલ્યાં.

એટલે હું ઊઠયો અને ડૉકટરને બોલાવી લાવ્યો. તેણે ગળું ઠીક કરી દીધું, અને ચોળાયાની દવા ચોપડી દીધી. મેં તેને બે રૂપીઆ ફીના આપીને વિદાય કર્યો. પણ ઠીકો હજી પુરો શાંત થયો નહોતો. કંઈ ને કંઈ તોફાન થતું જ રહ્યું. મને ચિંતા હતી કે "જરા દિવસે ઉંઘ ન લેવાશે તો દશ દશ દિવાળી અંકો માટે લેખ લખવાના છે તે કામ અધુરૂં રહી જશે!" અને બીજી બાજુ નાનકડો હરિફ તેની માતુશ્રી સહિત જાણે એ જીદ લઇને બેઠો હતો કે "તું મોટો બાપ બન્યો છે તો તનેય બાપ બનવાની મજા ચખાડું! દીકરા બાપ બનવું સહેલું નથી! નતો તને રાત્રે નિરાંતે સુવા દઇશ અને નતો દિવસે આરામથી બેસવા દઈશ!" અંતે આવી ખેંચતાણમાં રાત પડી ગઈ યુવરાજ તો ઘોડીયામાં ઘોરતા થયા અને વાળુ કરીને પરવાર્યા પછી તેમનાં માતુશ્રી પણ પોઢી ગયાં. જાગતો હતો હું પોતે, અને થોડાક મારી ખુરસીમાંના માંકડો! લેખ લખવા માટે કાગળો અને કલમ ઊઠાવી અને શું લખવું તે વિચાર કરવા લાગ્યો. અંતે આજ કાલ આપણી ઉપર સવાર થએલી નવી આફતને જ કાગળમાં ચિતરવાનું નક્કી કરી "સંતાન" એ નામનું હેડીંગ નક્કી કર્યું. આગળ કંઈક લખવા જાઉં છું કે બગડેલા રેડીયોની જેમ ડચકાં ખાતાં ખાતાં યુવરાજે સૂર છેડયા અને મારે કલમ ટેબલ પર પટકવી પડી. પણ બેગમ સાહેબાએ આ વેળા તેને તરત જ છાતીએ વળગાડીને સંકટ સમયે સાંકળનું કામ કર્યું. મેં ફરીથી કલમ ઉઠાવી. હવે વિચારોનો વેગ અને કલમની ઝડપ ખૂબ વધી હતી. લેખ લખવામાં હું બિલ્કુલ તલ્લીન થઈ ગયો હતો. બહારનું જગત વિસરી ગયો હતો. પણ પાછો રાતના શાંત વાતાવરણને ભેદતો 'ઉંહ...ઉંહ...ઉં... ઉં...આ...આ...'નો સૂર નીકળ્યો. ગાડીની આગળ ભેંસોનું ટોળું

આવી જવાથી તેને એકાએક અટકી જવું પડે; તેમ મારે લેખ લખતાં અટકી જવું પડયું.

બેગમ સાહેબાની ઉંઘમાં પણ પંચર પડયું; તેથી એ નાનકડા સંગીતશાસ્ત્રીને ઈનામમાં એક બે તમાચા મળ્યા, એટલે વેગ વધ્યો. જેથી તેને ઘોડીઆમાં સુવાડીને હાલરડું ગાવા માંડયું અને હું ગુસ્સાને ગળીને ખુરસીમાં બેસી જ રહ્યો કે 'કેવા ઝડપી વિચારો આવતા હતા ને આ આફતે રંગમાં ભંગ પાડયો' બેગમ સાહેબાના કેટલા પ્રયત્નો પછી યુવરાજ શાંત થયા. જેવી આપણે વિખરાએલા વિચારોને ઝડપથી ભેગા કર્યા. હવે પ્લોટ એટલો સરસ ગોઠવાયો હતો કે જો તે વિચારો કલમથી રજુ કરી શકાયા હોત તો તે એક યાદગાર લેખ ગણાત! કદાચ આગામિ વરસનું નોબલપ્રાઈઝ એ લેખને પ્રતાપે મને જ મળત. પણ એસે દિન કહાં કે...કારણ કે ખુદાનો તે નાનકડો બંદો ફરીથી રણે ચઢ્યો ને ગુસ્સાને લીધે મારે કલમ ફેંકવી પડી. બેગમ સાહેબે પણ ગુસ્સાથી તેને બે ત્રણ ચોઢી દીધી, એટલે હવે તો પૂછવું જ શું? અત્યાર સુધી તો અમે બેકમનસીબ માબાપોની ઉંઘ ઉરાડવનોજ પ્રયત્ન તે નાનકડો યોધ્ધો કરતો હતો; પણ હવે તો તેણે એટલા જોરશોરથી બ્યુગલ વગાડયું કે આખા મહોલ્લાના માણસોની ઉંઘ ઉરાડી દીધી! જેથી મેં છોકરાની રીસ તેની મા પર કાઢવા માંડી.

"એ તો નાદાન છે, એને મારવાથી કંઈ છાનો રહે?"

"પણ એ રડીને મારી ઉંઘને હેરાન કરે છે, પછી કાયર થઈને મારૂં ના તો શું કરૂં?"

"તમે એને માર્યો તેથી મારો લેખ લખવાનું અધુરૂં રહ્યું. એક બાળકની માતા થયાં છે; છતાં હજુ તેને કેમ રિઝવવું તે આવડતું નથી!"

"તો તમે રિઝાવોને?"

"નહીં, બાળકને રડતું છાનું રાખવાની જોખમદારી માતાને શિરે છે."

"ને બાપની ફરજ શું લાકડાના ઠુંઠાની જેમ ઉભા ઉભા એ તમાશો જોયા કરવાની છે?" અને પછી તો એ વિવાદનો વિષય એટલો રસપૂર્વક લંબાયો કે અમે બંને 'તમે અમે' ઉપરથી તું તા' પર ઉતરી ગયાં. અમારા બૂમરાણથી ડરી જઈને છોકરો છાનો રહી ગયો, અને પછી સુઈ ગયો. પણ બેગમ સાહેબાનું મોઢું ફુલી ગયું હતું જેથી મેં પણ ગુસ્સામાં ખડીઓ ફેંકી દીધો અને લેખ ફાડી નાખ્યો. બસ હવે જ્યાં સુધી એ નક્કી ન કરવામાં આવે કે "છોકરાની જવાબદારી માને શિરે કેટલી છે અને બાપને માથે કેટલી છે તે નક્કી ન થાય; ત્યાં સુધી લેખ લખીશ નહિ." મેં ભયંકર ભિષ્મ પ્રતિજ્ઞા કરી આંખો બંધ કરીને બેઠો હતો; ત્યાં ને ત્યાંજ પ્રાણાયામ કરવા માંડયું અને મિસીસે ચૂલામાં ટાઢું પાણી રેડીને પોતાની રીતે મને નમાવવા ખડો સત્યાગ્રહ આરંભ્યો.

ભૂખના દુઃખે અંતે મારે હથિયાર હેઠાં મૂકવાં પડ્યાં ને મિસીસને ભૂખની અપીલ કરી. ગમે તેવું તોય બૈરૂં, તેનું હ્રદય કોમળ હોઈ જલ્દી જલ્દી સ્ટવ પેટાવ્યો એટલે વળી પાછી મને પ્રેરણા સાંપડી જેથી એક હાથે પેટ પકડી બીજા હાથે કલમ ચલાવવા માંડી.

**"બેકાર કહે સંસાર આ ઢીંગલા ઢીંગલી ખેલ;**
**બાપ્પા બનવું સ્હેલ છે નભાવવું મુશ્કેલ!"**

"બાપ્પા એટલે શું તે જાણો છો? પરણ્યા નહિ હોય તો કોઈની જાનેએ ગયા હશોને? કોઈના બાપ્પા નહીં બન્યા હોય તો કોઈને બાપ્પા બનતાં જોયા તો હશે જને? હીંદુસ્તાન તો ખેતી પ્રધાન દેશ છે એટલે એમાં બળદ વિષે તો સૌને માહિતી હોય. ભલે સંસ્કારી ગુજરાતીમાં બાપ્પાને પિતાશ્રી કહેતા હોય; પણ ગામડામાં તો બળદને પણ બાપ્પા કહે છે. અને ખરેખર ગાડું ખેંચવાનું, હળ ખેંચવાનું, કોસ તાણવાનો અને ઉપરથી પરોણીની આર વાગે તે જુદી! બાપ્પા બનનારને પણ સંસાર સકટ ખેંચવાનું હોય છે. તેનું સંસારનું રઘસીયું ગાડું એટલે બૈરૂં અને તે ગાડામાં બેસેલાં છોકરાને સંસારની

ઘરેડમાંથી પસાર કરાવતા એ બિચારા બાપ્પાને કેટલી મુસીબત પડે છે તે તો અનુભવીઓજ જાણે !"

"વાંઝીયાનું સવારના પહોરમાં કોઈ મોઢું જોતું નથી. અને જોવાઈ જાય તો તેને મહાન અપશુકન માને છે. અને વળી હિંદુ માન્યતા પ્રમાણે વાંઝીયાને મરી ગયા પછી મૂક્તિ મળતી નથી. કારણ કે તેનો વારસ, તેના મૃતદેહને આગ મૂકનાર, કે સરાધ કરનાર હોતો તથી. છોકરાં વગરનો માણુસ મરી જાય તો અવગતીઓ થઇને ભૂત બને છે ! આવું જુના વિચારના લોકો માને છે. અને નવા વિચારમાંએ જો મરનાર વીલ કર્યા વગર મરી જાયતો પુત્રોને અભાવે તેનાં સગાંવહાલાં ઢાંઢા પર ગીધડાં પડે તેમ તેની મીલ્કતને ઉડાવી જાય છે! છોકરાં ન હોય તેની વાત, પણ છોકરૂં હોય તેનું શું ? છોકરૂં જન્મતાં જ આપણે આંગણે આનંદનાં ચોઘડીયાં વાગે, સાકર વહેંચાય અને પાવૈયાઓનાં મુબારક પગલાંથી આગાણું પાવન થાય ! અનેક તરફથી મુબારકબાદીઓ અને ભેટો મળે ! મોટી ધાડ પાછી વાળીને આવનાર યોદ્ધાને પહેલાં જેટલું માન મળતું હતું,. તેટલું આજે પહેલો છોકરો પેદા કરનારને મળે છે ! ઘરમાં બધે આનંદ આનંદ ને આનંદ ! મિત્રોમાં મિજબાનીઓ ઉડે ને સગાંઓમાં જમણવાર થાય ! જો કે આનંદ તો કોઈ મોટું સરકસ, નાટક કે નામચીન ફીલ્મ આવતાં પહેલાં જાહેર ખબરો અને પોસ્ટરો દ્વારા "આવે છે ! આવે છે !" ની જાહેર ખબર અપાય છે, તેમ સુધરેલી ભાષામાં કહું તો સીમંત અને અર્ધ સુધરેલી ભાષામાં કહું તો અઘરણી આવે છે ત્યારથી જ થાય છે ! પણ તે આનંદમાં લોટરી જેવી શંકાને સ્થાન રહે છે. લોટરી ભર્યા પછી વિચાર થાય છે કે નંબર લાગશે કે નહિ ? તેમ અઘરણી પછી વિચારોની પરંપરા થાય છે કે છોકરો થશે કે છોકરી ?"

"અહાહાહા...કેવો આનંદ ! એ નાનકડી સૌમ્ય મૂર્તિનું નિર્દોષ હાસ્ય અને તેના કાલા કાલા શબ્દો તમારા કચરાપટી જેવા બદ્‌કે

નર્ક જેવા ઘરને પણ સ્વર્ગ બનાવી દે છે! તમે તો જાણે સ્વર્ગના રાજજા ઈંદ્ર અને તમારાં પેલાં તો જાણે ઈંદ્રાણી! દુનિયાનાં બધાં દુઃખો તમે એ નાનકડા કલ્લોલ કરતા પક્ષીને જોઈને ભૂલી જશો! ત્રણ માસના ચઢેલા ભાડાની ચિંતા, કે તેલ, મસાલા ને દાણાવાળાના બીલની ફિકર તમે એ બાલપ્રભુને જોતાં જ વિસરી જશો, અને "લ્યો જુઓ તો ખરા એ તો હસે છે; ત્યારે નર્યું તમારા જ જેવું મોઢું પહોળું કરીને હસે છે!" આમ કહીને તમારાં તે તમારી પાસે આવશે; ત્યારે તમે અડધા અડધા થઈ જશો. બલ્કે લટ્ટુ બનીને તમારાંની આસપાસ ફરવા લાગી જશો; અને કહેશો કે "પણ એ રત્નની ખાણ તો તું જ છો ને!" વાહ તે આનંદનો સીન!

પણ રાત્રે માંડમાંડ બાર વાગ્યા સુધી ઑફિસની લખવાની વેઠ ઉતારીને સુતા અને જરા આંખ લાગી કે ન લાગી તેવામાં પેલું તમારૂં દિવસે આનંદનો સાગર રેલાવનારૂં સફરજંદ રેડયાનો પ્રોગ્રામ રજુ કરશે; ત્યારે તમારૂં માથું ફરી જશે. "સાલું મરતુંએ નથી! ને માંચો મૂકતું એ નથી!" એમ તમે કંટાળીને કહો કે તપારાં પેલાં ગુસ્સાથી કહેશે "શું આટલું એક છે તેય તમને ભારે પડે છે? છોકરાથી કંટાળો છો તો બાવા બનીને જંગલમાં રહેવું હતું ને? ખબરદાર! હવેથી મારા લાડકવાયાને કંઈ કહ્યું તો!" પછી તમે તીસમારખાં હોવ છતાંય એ ઓર્ડિનન્સ આગળ તો તમારે ચૂપ જ રહેવું પડે! સમજ્યાને? એકાદ કલાકે તમે મિસીસને શાંત પાડવા પુનઃમૌન ભંગ કરતાં કહો કે "એને શું થતું હશે? દોઢ કલાક થયાં એ કેમ રડરડ કરતો હશો?" કે તરત જ છણકો કરીને તે કહેશે, "તમને છે કંઈ ચિંતા? એ તો જણનારી ભોગવી લેશે! દોઢ કલાક થયાં ગળીયા બળદની જેમ મીંઢા થઈને પડી રહ્યા છો પણ કંઈ દાકતર બાકતરને તેડવા જવાની પણ સુઝ પડે છે?" "પણ રાત્રે બે વાગે તે ડૉકટર હોય?"

"તમને જરાક કશું થાય છે કે કેમ દોડી જાઓ છો? એમ કહોને કે પૈસા વપરાઈ જાય છે!" અંતે તમારે જ હારવું પડે અને ડૉક્ટરને તેડી લાવવો પડે. આમ કડાકૂટમાં રાત્રિ પસાર થઈ જાય.

પછી ધીમે ધીમે છોકરૂં જરા મોટું થાય. તમે મિત્રોમાં બેઠા હો અને ગપ્પાં મારતા હો; ત્યાં તમારૂં નાનકડું બાળક "મોત્તાભાઈ, તાલો જમવા, બા બોલાવેત!" (તમારી નહીં તેની બા! હાંક?) તે વેળા તમારી છાતી કેવી ગજ ગજ ફુલે. તમારી આંગળી ઝાલીને તે તમને ખેંચી જાય; ત્યારે તમને કેટલો આનંદ થાય? પણ તમે રવિવારે કોઈ ગેધરીંગ બેધરીંગમાં જવા 'ઇસ્તરી ટાટ' બનીને નીકળવાની તૈયારી કરો તેજ વેળા તમારો એ લાડકવાયો ધૂળમાં આળોટીને આવેલો હોય, અને તેવા જ હાથોએ તમારાં કપડાં પર ડ્રાઇક્લિનીંગ કરે અને કોટ ઝાલીને ખેંચતાં કહે "એં...એં મોત્તાભાઈ તંઈ જાઓચ? મને બી લેતા જાઓ!" અને એવો ભારે સત્યાગ્રહ આરંભે કે તમારાથી એક ડગલુંએ આગળ ન ખસાય. તે વેળા એ ઝાંખરાને ખસેડવા તમે મનમાં તો બહુએ વિચાર કરો પણ કંઈ સમજ ન પડે! બે પૈસા ચૅાકલેટ, પીપરમીટ લેવા આપો; છતાં એ તમારો પીછો ન છોડે. તમે શાંત સ્વભાવના હો તો ઠીક પણ જો જરા ઉતાવળીઆ હોવને અકળાઇને તેને તમાચો મારી તમારાં કપડાંની ધૂળ ખંખેરી જવા માંડો; ત્યાં તો તેની હેતાળ માતા તેના ભેંકડાના ધ્રોડકાટથી ભડકીને તરતજ તેની મદદે દોડી આવે અને પછી તો તમારા ઘરમાંજ ગેધરીંગનો જલ્સો થઈ જાય!

### બાળક જન્મેજ બેરિસ્ટર હોય છે!

કેટલાંક બાળકોની સુરત તો માંદલા જેવી હોય છે; તેવાં બાળકોને ડોંગરેનું બાલામૃત, બાટલીનું દૂધ અને ગ્લેક્સો પર જીવાડવાનાં હોય છે. પણ કેટલાંક ઘણાં તંદુરસ્ત હોય છે; તેમની તંદુરસ્તી સાથે જીજ્ઞાસાવૃત્તિ પણ ઘણી સતેજ હોય છે. એવાં બાળકો કોઈ કુશળ વકીલ કે બેરિસ્ટરની જેમ સવાલો પૂછી પૂછીને ગમે તેવા હોશિઆર

બાપની પણ હુંસ કાઢી નાખે છે! દૂર શા માટે જઈએ? મ્હારા બાબુનો જ દાખલો લઈએ. એની પ્રશ્નાવલીનો અંત જ હોતો નથી. ડૉ. મોંટેસોરી અને તેમના ચેલા સ્વ. ગીજુભાઈ અને તારાબહેન કહે છે કે બાળકોના પ્રશ્નોના સંતોષકારક જવાબ આપવા જોઈએ. પણ હું છાતી ઠોકીને કહું છું કે મ્હારા બાબુના જવાબો આપવા તેમને પણ ભારે થઈ પશે!

મ્હારો બાબુ ફક્ત ત્રણ વરસની ઉમરનો છે. છતાં તેની બહાદુરીનો પાર નથી. એક બહાદુર જુવાનને પણ ભારે થઈ પડે એવું વિકટ કાર્ય એણે કર્યું હતું. એવું કાર્ય કોઈ મોટો અમલદાર કરે તો જરૂર તેનો ફોટો મોટી બડાઈ સાથે ટાઈમ્સમાં છપાય પણ મ્હારા બાબુના એ મહાભારત કાર્યની ચર્ચા તો મહોલ્લાવાળા પણ કરતા નથી! તે મહાભારત કાર્ય એ કે એણે એક વાઘ માર્યો હતો! અલબત્ત મારે ખુલ્લા દિલ્લે કહેવું જોઈએ કે તે માટીનો વાઘ હતો! એને રમકડાંનો બહુ શોખ હતો, ચાવીવાળી મોટર મેં એને અપાવી હતી, પણ તે ત્રણ દિવસમાં તૂટી જતાં રમકડાંનું એંજીન લેવા માટે એણે દરખાસ્ત રજુ કરી. એના સત્યાગ્રહ આગળ મારે નમતું આપવું પડયું. અને, "જા પરમ દિવસે સુરતથી લાવી આપીશ." આમ કહ્યું પછી ત્રીજે દિવસે એક મિત્ર આવવાનો હોવાથી સ્ટેશને હું તેને લેવા ગયો હતો, સાથે બાબુ પણ હતો. સ્ટેશનમાં ગયા પછી આગગાડી આવી. મિત્રને મળ્યો અને કુશળતાના સમાચાર પૂછવા લાગ્યો. એવામાં તો બાબુએ એંજીન તરફ આંગળી લંબાવીને ભેંકડો તાણ્યો.

"એં...એં...એં પેલું ઈંનઢીન અપાવો. ટમે કેયલુંને કે ટને ઈંનઢીન અપાવીસ ટે પેલું ઈંનઢીન અપાવો...એં...એં...એં!" બાબુએ ભેરવી રાગણી શરૂ કરી.

"એટલું મોટું એંજીન ત્હારા ખિસ્સામાં શી રીતે માશે?" મેં કહ્યું.

"એં...એં...એં...ગુંજામાં ના માય ટો ઈમાં બેહીને ઢેલ ટાલો!" ઘણી સમજાવટ પછી શહેરમાં જઈ રમકડાનું એંજીન અપાવ્યું ત્યારે છાનો રહ્યો. ઘેર જઈ ચાવી ચઢાવી ચલાવ્યું ત્યારે ખુશ થઈ તે પર બેસવા લાગ્યો ત્યારે મેં કહ્યું "એના પર ના બેસાય."

"કેમ?"

"તારા ભારથી એ ભાંગી જાય."

"ટયારે ઈછટેશનવાલા ઈંઢીન પર કેમ બેછાય?"

"તે મોટું છે."

"ટયારે આ ઈંઢીન ટયારે મોટું થછે?"

"તું મોટો ઠઈસ ત્યારે."

"હું કેવારે મોટો ઠઈછ!"

"પંદર વરસ પછી."

"પેલો ઈછટેછન પર ટોપાવાલો ટોન ઉટો?"

"ગાર્ડ."

"કે ગાડ ટોન કહેવાય?"

"ગાડીની પાછળ બેસે તે."

"ટો મારે પન ગાડ થવુંચ."

"મોટો થાય ત્યારે થજે."

"નઈ અમના ને અમના ગાડ થવુંચ."

"તું મોટો થઈને ભણે ત્યારે ગાર્ડ થવાયને?"

"કેમ, કાલે મોટીબેનની બાળપોઠીમાંઠી નગાલાનો ન ભયનોચને?"

"પણ એકલું નગારાનો ન ભણે કંઈ ગાર્ડ થવાય?"

"ત્યારે ગાડ થવા હું ભનવાનું?

"મોટી મોટી અંગ્રેજી ચોપડીઓ ભણવી પડે."

"ટયારે અમના ભનાવો!" આ રકઝક લગભગ એક કલાક ચાલી. એવામાં કોઈને ત્યાંથી કેરીઓ ભેટ આવી. બાપુએ એક કેરી ખાધી અને ગોટલા તથા છોતરૂં મારા મોઢા આગળ ધરી પોતાની સુફીયાણી ભાષામાં ભાષણ શરૂ કર્યું:

"લ્યોઈની પાછી ટેલી બનાવી ડયો!"

"પણ ગાંડા ગોટલા ને છોતરાંની તે કેરી બને?"

"ટેમ ના બને? બનાવવી પલછે. ટે ડારે પેલ્લા મડારીએ આપના આંગરામાં આંબો ને ટેલી બનાયવી ઉટી; ટેમ ટમે બી બનાવો." અંતે તેના ગોટલા તથા છોતરાંને ટેબલમાં સંતાડી બીજી કેરી તેને આપી, ત્યારે મારો છુટકો થયો! એક વેળા સંગ્રહસ્થાનમાં ગયા હતા. બાબુએ રાબેતા મુજબ પ્રશ્ન કર્યો:

"આ ઉંચું ઉંચું સું જાનવલ છે?"

"એનું નામ જીરાફ છે."

"આપરા મોટા મામા પન જીરાફ જેવાજ ઉંચાછેને!"

એ સાંભળી સાથે આવેલા તેના મોટા મામા ગુસ્સે થયા, પણ નાદાન બાળકને શું કહે?

બાળકના બાપા થવું કંઈ સ્હેલું નથી. આવા આવા તો અનેક બારીક પ્રસંગોમાંથી પસાર થવું પડે છે.

બાળક જરા મોટું થતાં નિશાળે ભણાવતાં અને ક્રમે ક્રમે આગળ શિક્ષણ આપતાં કેટલીક મુશ્કેલીઓ વેઠવી પડે. અને જો તમારાં પેલાં ફળદ્રુપ હોય તો મોટો છોકરો બી. એ. થાય; ત્યાં સુધીમાં આગળ પાછળ ઓછામાં ઓછી એક ડઝનની પલ્ટન તૈયાર થઈ જવાની. તેમની માંગણીઓને પહોંચી વળવા રાવણ જેવા વીસ હાથ હોય તોજ બની શકે! છતાં કાળા માથાનું માનવી બે હાથથી બધાંને પહોંચી વળે છે, એ અજબ કરામત કહેવાય! પેલું અંગ્રેજી ભણેલું જો સદ્ભાગ્યે વિવેકી નીકળે તો સારૂં; નહિતર આજકાલ તો એ અંગ્રેજીના દીકરાઓ પોતાનાં માત, પિતાને "ડેમ ડોકરા! કે ડેમ ડોકરી!" કહીને સંબોધે છે. ધૂળવાળી, ભણવા પાછળ તમે ખરચો તેના ચોથા ભાગનુંએ તે કમાતો હોય તો! ને વળી પશ્ચિમની વાંદર નકલ કરી એ તમારો પાટવી કુંવર પોતાની મેળેજ કોઈ સુધરેલી સુંદરી સાથે મૅરેજનું નક્કી કરી બેસે તો પછી

તમારા જુના વિચારો ઉપર ચોવીસે કલાક આડુ પડવાની ! માટે સાહેબો ! કોઈના પણ બાપા બનતાં પહેલાં; સાધુ સંન્યાસીઓ શા માટે કોઈના બાપા બનતા નથી એ વિચારી આ મોંઘવારીમાં પરણવાનું માંડી જ વાળજો. આ કડકાઈના યુગમાં તમારે પાળવી હોય તો ભેંસ પાળજો પણ બૈરીને પાળવાનો તો સ્વપ્ને પણ વિચાર ન કરજો ! એક તો તમારાથી તેનો ઘાસચારો પુરો નહિ થાય, અને બીજું તેની સરમુખત્યારી બારે કલાક તમારી ઉપર ચાલવાની. "શેખકો મેંમને ડાંટા તો પુકારે વો ગરીબ; દેખીયે તોપને લાઠી કો દબા રખ્ખા હે !" જેવી તમારી હાલત થવાની. આ બેકારીના યુગમાં બર્થ કંટ્રોલ કરતાં બ્રહ્મચર્યજ સારૂં છે. માટે મારૂં માનો તો અલી ને અલીનાં છોકરાંની જંજાળને પડતી મૂકી મંજીરા વગાડી ભજન લલકારજો કે

"રૂપે શું મન રાચોરે,
કાયાને રંગ કાચોરે—ભગવાન ભજો."

*

## તમાચો !

તમાચો એ કોઇ ગાંધીને ત્યાંથી, કે કાછીયાની દુકાનેથી વેચાતો મળી શકતો નથી! અલબત્ત કાછીયાની નજર ચૂકાવી એકાદ વેંગણું ખિસ્સામાં સેરવી દયો અને પછી તેની નજર પડતાં તે તમને એકાદ હલકા હાથે જરા ધીમેથી તમાચો મારે તો વગર કીંમતે મળી શકે ખરો?

તમાચો હાથના અમુક પ્રકારના હલન ચલનથી ઉત્પન્ન થાય છે. પણ એટલું ખરૂં કે એ કૃતિ કરતાં પહેલાં કર્તાના મગજનો પારો ઓછામાં ઓછો ૯૦° ડીગ્રી પર જવોજ જોઈએ! તમાચો એ અસલ શબ્દ નથી. મૂળ શબ્દ તમાચ ઉપરથી અપભ્રંશ થઈને તમાચો થયો છે. તમાચાનું આખું કુટુંબ છે. એને કોઇ વાંઢો કે વિધુર ન ધારી લેતા? તમાચાની ધણીયાણીને ધોલ કહે છે! તમાચાના પિતાનું નામ ધપ્પો અને માતાનું નામ થપ્પડ છે. ઢીક એ તમાચાની દાદી અને મૂક્કો સગો દાદો તથા ઘુસો પરદાદો થાય છે! આટલું જાણ્યા પછી તમને વિચાર ઉપસ્થિત થશે કે એના કુટુંબની વંશાવળી તો જાણી પણ એની ઉત્પત્તિ શી રીતે થઈ તે કોઈ કહેશે?

હા...આ, તમાચાનો ઈતિહાસ ઘણો રસિક છે. પુરાણો સાથે તેમજ ઈતિહાસ સાથે એને ગાઢો સંબંધ છે. સતયુગમાં તમાચાનું

અસ્તિત્વ હોય એમ જણાતું નથી. કહેવાય છે કે તે વખતે તો ફક્ત આંખ બતાવવાથીજ તમાચાનું કામ સરી જતું. બાકી દ્વાપર યુગમાં તો તમાચાની ખૂબ ઠોકાઠોકી થઇ હતી. વિષ્ણુ અવતાર શ્રી કૃષ્ણ ભગવાને પોતાના મામા કંસે મોસાળું ન કરવાથી ક્રોધે ભરાઈને પીઠી ભરેલા હાથેજ એક એવો તમાચો ફટકાર્યો કે કંસને કવખતે સ્વર્ગમાં પ્રયાણ કરવું પડયું! ભર સભામાં દ્રૌપદીનું અપમાન કરવાથી ભીમે દૂર્યોધનને એક તમાચો મારી ત્રણ દાંત ખેરવી નાખેલા! આ તો દ્વાપર યુગની વાત થઈ હવે ત્રેતાને તપાસો. સીતાજીનું હરણ કરીને રાવણ નાસી ગયો. ત્યાર પછી રામ તરફથી હનુમાન લંકામાં ગયો ને પછી રાવણ સાથે ગરમા ગરમ વાદવિવાદ થતાં તેને એક એવો ગરમાગરમ તમાચો ચોઢયો કે તેનાં દસે મોઢાં ફેરવી દીધાં! પછી તેણે ગુસ્સે થઈને હનુમાનના પૂછડે ચીથરાં વીંટાડી આગ લગાડી પરિણામે લંકા બળી ગઇ! હવે આવ્યો કળિયુગ. એમાં તો તમાચાની નવાઈ જેવું છેજ કયાં? જ્યાં કોટિધા કેસો તમાચા માર્યા કે ખાધાના બનતા હોય; ત્યાં કોનો કોનો ઉલ્લેખ કરીએ?

મતલબ કે જગત ઉત્પન્ન થયું, ત્યારથી કોઇ પણ મનુષ્ય એવો નહિ પાકયો હોય કે જેણે તમાચો ખાધો નહિ હોય તો માર્યો તો હશેજ! મતલબકે જેમ ગુંદરપાક, મેથીપાક, સાલમપાક, અડદપાક વગેરે ખાવાની વસ્તુ છે, તેમ તમાચો પણ એક ખાવાની વસ્તુ છે. **અલબત્ત એને ખાવા કરતાં ખવરાવવામાં બહુ મઝા પડે છે!** નિશાળના પંતુજીઓ અને મદ્રેસાના મોલવીઓને તો એ ખાસ વારસામાં મળ્યો છે! જો કે તમાચો મારવાની ક્રિયા તો એક સેકંડમાંજ પુરી થાય છે; પણ તેની અસરતો દિવસોના દિવસ સૂધી પહોંચે છે. આખી દુનિયાંની વસ્તુઓ પર વહેપારી મંદીની અસર થઈ પણ તમાચાનું બજાર તો હજી તેજી પર જ રહ્યું છે! નિશાળોમાંથી તમાચાનો બૉયકોટ કરાવવા મૉન્ટેસોરી ડોસીએ ઘણી રાડરાડ પાડવા માંડી, સ્વ. ગીજુભાઈ અને તારાબહેને સેંકડો ભાષણો કરી નાખ્યાં, અને

ડઝનબંધ પુસ્તકો પ્રગટ કરી નાખ્યાં; છતાં તમાચાની પ્રવૃત્તિમાં હજુ મંદી આવી નથી! શું કરે બિચારા શિક્ષકો પાસે પોતાનું વ્યક્તિત્વ ટકાવી રાખવા માટે આંધળાની લાકડી સમાન એ તમાચા સિવાય બીજું કયું સાધન છે?

હવે જરા તમાચાનો ઇતિહાસ તપાસીએ. જુઓ તમાચો પડે છે; તે પહેલાં તમાચો મારનાર તમાચો ખાનારને "નાલાયક બેવકુફ, પાજી, લુચ્ચો, બદમાશ, હરામખોર, પાપી, નીચ, કમજાત, શયતાન!" એવાં એવાં અનેક સવડ પડતાં વિશેષણોથી સંબોધીને પછી જ તમાચો મારે છે. એ ઉપરથી પુરાતત્વના પુરાણા અભ્યાસી અરબોએ એવી શોધ કરી કે "તમાચો એ અસલ સ્વર્ગ યાને જન્નતમાં હતો. પણ દાદા આદમને ભમાવ્યા બદલ શયતાનને જન્નતમાંથી પદભ્રષ્ટ કરી પૃથ્વી પર હડસેલી મૂકયો તે વખતે એને પૃથ્વી પર હડસેલી મૂકનાર ફિરસ્તાઓએ એકબે તમાચા પણ એને અર્પણ કર્યા હશે જ!" તેથી પૃથ્વી પર શયતાનની પધરામણી થતાં જ તમાચાનું આસ્તિત્વ જાહેર થયું! આજે પણ કોઈ બીજાને તમાચો મારે તો તેને બનતાં સુધી "શયતાન!" નું સંબોધન કરીને જ તમાચો મારે છે. એટલે કે તમાચો મારનાર તમાચો ખાનારને તે મનુષ્ય કે મનુષ્યનું ફરઝંદ હોય છતાં 'શયતાન' સમજીનેજ તમાચો મારે છે! મતલબ કે પૃથ્વીમાં પણ 'શયતાન' માટે જ તમાચો સરજાયો છે; છતાં ઘણી ખરી જગ્યાએ તો **તમાચો મારનાર પોતેજ 'શયતાન'નું સ્વરૂપ ધારણ કરે છે!** અંગ્રેજીમાં બાળકોના ટોળાને (Devil's Army...) શયતાનનું લશ્કર કહેવામાં આવે છે અને તેથીજ તો શિક્ષકો એ શયતાનોને વશ કરવા તમાચાનો ઉપયોગ કરે છે. અબ આયા સમજ કે બીચમેં?

આજે તો તમાચાએ એટલું વિસ્તૃત સ્વરૂપ ધારણ કર્યું છે કે ગ્રામ્ય પંચાયતથી લઇને તે ધારાસભા, એસેંબ્લી કે પાર્લામેન્ટ સુધી અને નાનામાં નાના કોઈ જ્ઞાતિ મંડળથી લઇને તે ઠેઠ નેશનલ

કોંગ્રેસ સુધી કોઈ કમીટી કે સંસ્થા એવી નથી કે જ્યાં તમાચા ન ઉછળ્યા હોય! હિંદુ મહાસભા કે મુસ્લિમ લીગ પણ તમાચાથી વંચિત રહી નથી! અરે! ફોજદારી કચેરીઓમાં તમાચાનું પ્રદર્શન ભરાય એ તો દેખીતી વાત છે; પણ દીવાની કોરટમાંએ તમાચો ઘુસી જાય એતો નવાઈની જ વાત કહેવાય ને? અરે! એ તમાચાના પ્રતાપે તો કોરટ કચેરીઓમાં આબાદી દેખાય છે! તમાચાના પ્રતાપે જ વકીલ બેરિસ્ટરો ખુશ ખુશાલ દેખાય છે! અરે! જગતને બોધ દેવા નિકળેલા સાક્ષરોની સાહિત્ય સભાઓ અને કવિઓનાં કાવ્ય સંમેલનોનું વાતાવરણ પણ તમાચાથી જ ગરમા ગરમ રહે છે!

તમાચા કરતાં તમાચાની માતા થપ્પડની લોકપ્રિયતા પણ કંઈ ઓછી નથી! સદ્ગૃહસ્થો યાને આબરૂદાર ગણાતા શેહેરીઓ તો ઘણીવાર પોતાની જાતે "થપ્પડ મારીને ગાલ રાતા રાખે છે!" ઘણીવાર મુલ્લાં બાંગી કે સાધુ સન્યાસીનાં કલાઈ કરેલી તપેલી જેવાં સાફ઼ ઘુંટેલાં મસ્તકો નિહાળતાં રસિક યુવકોના હાથમાં જે ખુજલી થઈ, એકા એક થપ્પડદેવીનું સ્મરણ થઈ આવે છે; પણ તે લાંબી દાઢીઓ કે ભવાં મુંડાવેલાં ગંભીર ડાચાં નિહાળતાં પરાણે શમી જાય છે!

તમે ઘરમાં આવક જાવકનો હિસાબ ગણી રહ્યા હોય. પગાર ઓછો હોય એટલે બાળકો વધારે જ હોય; જેથી કોઈ પણ ભોગે ઉધાર પાસાને ટુંકાવી જમણા પાસાની બરાબર લાવવાના ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હોય; અથવા તમે લેખક હોઇ "દેવાળીઆ" અંકો માટે લુખ્ખાં આમંત્રણો આપી રહેલા એડીટર રાજાને માટે "ઘરના કાગળ ઘરની શાહી ને મતુ મારે મારા બાવજી ભાઈ!" ની જેમ દાંત પીસીને પરાણે લેખ લખી રહ્યા હોય. "ઘરમાં દાળ નથી, ચોખા ખૂટી ગયા છે, સવારે ઘર ભાડાવાળો ભૈયો આવ્યો હતો, માથા ઉપર દિવાળી આવીને ઉભી છે, અને ઘરમાં તો

કશાકશાનું ઠેકાણું નથી!" એમ ઘરવાળી રસોડામાંથી ગોળા છોડતી હોય;–જેથી મહા મુસીબતે તમે લેખની કલ્પના કરી રહ્યા હોય. કલમ ચાલવા તૈયાર હોય, પણ વિચાર અડીએલટ્ટુની પેઠે આગળ હેંડતાજ ન હોય! એવી સ્થિતિમાં તમારો લાડકો કીકો વગર કારણે રડવા માંડે અને ધાંધલ શરૂ કરે. તમે તેને રિઝવવા ઊંટ જેવા હોઠ લાંબા કરી હોઠથી સીસોટી વગાડો, ખુરસી પર હોલ્ડર ઠોકી તાલમાં ગઝલ લલકારો, પગથી નાચ કરી બતાવો, એકાદ રદ્દી કાગળની હોડી બનાવી આપો. મતલબ કે તેને શાંત કરવા બધાએ શકય પ્રયત્ન કરી છુટો; છતાં તે સત્યાગ્રહીનો થતો જરાએ શાંત ન થાય ત્યારે તમે અહિંસાનો ભગ કરી હોઠ કરડીને "લુચ્ચા, બદમાશ, હરામખોર!" કહી એકાદ ધોલ ઝાપટી કાઢો. પછી જોઈ લ્યો લેખકની ઠેકાણે તમારો લેખ રહી જશે, હિસાબની જગ્યાએ હિસાબ રહી જશે અને કીકાની બામાં અને તમારામાં ખાસો જંગ જામી જશે! ક્રોધી હશો અને પોતાનું ધણીપણું સાબિત કરવા તમાચાનો ઉપયોગ કરશો; તો સામેથી તમારા નામનાં છાજીયાં લેવાશે અને નજીકમાં આવનારી દિવાળી તમારા ઘરમાં એકાએક હોળીનું સ્વરૂપ ધારણ કરીને વહેલી પધારશે! ને જો કદાચ તમે સુધારક હોઈ શાંત સ્વભાવના હશો તો સામા પક્ષ તરફથી ઝાડુ કે સપાટ ઉંચી થશે!

મતલબ કે એક સેકંડમાં સમાપ્ત થએલી નાજુક ધોલ. ઓછામાં ઓછા ચોવીસ કલાક સુધી પોતાનો પ્રતાપ બતાવશે! તમારી ઉપર કમોસમે ગાળોનો વરસાદ કે મેણાં ટોણાંની વિજળી તૂટી પડશે! બે ત્રણ દિવસ સુધી તમારી તરફ તિરસ્કારની નજરથી જોવામાં આવશે, અને પડોશેણોના સહકારથી બપોરની સભામાં એકે મતે ઠરાવ પાસ થશે કે "તમે એક જુલમગાર બાપ છો." એટલે બાપ તરિકે તદ્દન અનફીટ છો! આખા મહોલ્લાની ડોશીઓ તમારી પત્નિનો પક્ષ લઈને તમારી વિરૂદ્ધ ધિક્કારનો ઠરાવ પાસ કરશે.

ગરીબોના ઘરમાં આથી જુદા પ્રકારનો વ્યવહાર હોય છે. ત્યાં તમાચો મારવાનો ઈજારો ફક્ત માના હસ્તક હોય છે. બાપ બિચારો મહેનત મજુરી કરવા બહાર જાય છે; તે છેક જ સાંજે ઘરભેળો થાય છે. બાળકો ચૉકલેટ, પીપરમીટ માટે નહિ પણ ફક્ત રોટલાના એક ટુકડા માટે હઠ કરે છે; તો મા તેને ધડાધડ ચોઢી કાઢે છે. "મારા રોયા છાનો મરને! તારો બાપ મીલમાંથી આવશે ને લોટ લાવશે; ત્યારે રોટલો ટીપી આપીશ" જો તે ભેંકડો તાણીને સત્યાગ્રહ કરે તો તરતજ સામા પક્ષ તરફથી લાઠીચાર્જને બદલે થપ્પડ ચાર્જ ચાલુ થાય! છેવટે તે માર ખાઈ ખાઈને, રોઈ રોઈને થાકી પાકી લોથપોથ થઇ ઉંઘી જાય ત્યારે જ શાંતિ થાય.

હવે પૈસાદારોના બંગલાઓ તરફ ડોકીયું કરીએ. ત્યાં બાળકોને ધોલ, થપ્પડનું ઇનામ આપવામાં આવતું નથી. અને આપવામાં આવે તો તે આયાઓ કે નોકરો મારફતે ધોલ, થપ્પડને બદલે ચુંટીઓના સ્વરૂપમાં આવે છે! જો આયા દેખાવડી કે ફાંકડી હોય તો **બાળક ઉપર લગભગ નવી મા જેટલો રોફ જમાવે છે!** અને બાળકની અપીલ બાપાની હાઈકોર્ટમાં ભાગ્યેજ સ્વિકારાય છે! જો શેઠ બદમીજાજ હોય ને રેસ સટ્ટામાં કંઈ વધુ પડતું ગુમાવી આવે તો કોઈ વેળા નોકર ચાકરો પર ધોલ, ધપ્પાનો વરસાદ વરસી જાય છે.

તમાચાના પણ ઘણા પ્રકાર હોય છે. વ્યવહારૂ તમાચો, અવ્યવહારૂ તમાચો, રાઠોડી તમાચો, પ્યારો તમાચો, ઈત્યાદિ.

વ્યવહારૂ તમાચો તેને કહે છે કે જે રોજનો વ્યવહાર ચાલતો અટકી જાય તેને પુનઃ ચાલુ કરવા ઠોકવામાં આવે છે. દાખલા તરિકે ખુરસી ઉપરથી ઉઠીને માસ્તર સાહેબ જરા લઘુશંકા માટે ગયા હોય અને છોકરાઓએ "એક ચોક ચારા બે ચોક આઠા." ને બદલે એકી બેકીની રમત પેનના કટકાઓથી રમવા માંડી. એકાએક માસ્તર આવી પડતાં છેલ્લા નંબરથી અનુક્રમે 'થડાથડ' ઠોકવા માંડે જેથી પુનઃ ક્લાસનું કામ ધમધોકાર આરંભાય અને જોરશોરથી

"ત્રણ ચોક બારા ને ચાર ચોક સોળા!" ના કર્ણભેદી સ્વરો સંભળાય. આ છે વ્યવહારૂ તમાચો! વળી એક વધુ ઉદાહરણ રજુ કરૂં છું. વીશીવાળાનું બે ત્રણ માસનું બીલ ચઢેલું હોય; જેથી તે દરરોજ ટોકતો હોય, એકાદ દિવસ હજામતનાં દોઢીયાં પણ તમારા ખિસ્સામાં ન હોય તેવી હાલતમાં, વળી કોઈ તમારો મિત્ર પણ તમારી સાથે વીશીમાં આવ્યો હોય તેવા નાજુક પ્રસંગે તમને તે ટોકે "શાંતિલાલભાઈ, હવે તો હદ થાય છે! બબ્બે માસ થયાં તમે ટોલ્લે ચઢાવો છો તો અમારે પણ કોઈને આપવાના હશે ને?" આમ તમે અમેના આરંભથી વાત ગરમા ગરમ થતાં તુંતા પર તમે તથા તે આવી જાય. "લે જાજા, હવે મોટો ધનસેર ન જોયો હોય તો! શું કોઈના બાપના ખાઈને મરી તો ગયા નથી?" "તું મોટો નવલશાહહીરજી છું તો આપી દેને! વરણાગી શાનો કરે છે?" "જા નથી આપતા તારાથી થાય તે કરી લેજે કોરટના દરવાજા ખુલ્લા છે!" "એમ?" "હા...આ!" અને પછી તમને એકાદ તમાચો ધડ શુંને જડી દે એ વ્યવહારૂ તમાચો કહેવાય! અને તમે સામે તમાચાનો પ્રત્યુત્તર તમાચાથી વાળો તો તે અવ્યવહારૂ તમાચો કહેવાય!

આગગાડીમાં જગ્યા મેળવવા માટે જબરા પેસેંજરો નબળાઓને તમાચા મારીને જગ્યા કરે એ અવ્યવહારૂ તમાચો કહેવાય. બનતા સુધી ગરીબો ઉપર એનો ઉપયોગ ઘણો થાય છે! કોઈ જંગલી યાને અભગ્ કે અણુ સુધરેલો ધણી બૈરી તરફથી વાયલની સાડીની ઑફર થતાં તેને એકાદ તમાચો મારે તો તે વ્યવહારૂ તમાચો ગણાય ને બૈરી સામે સવાલના જેવો જ જવાબ ફટકારે તેને સમાજમાં અવ્યવહારૂ તમાચો કહે છે! શિષ્ય કોઈ કારણથી ઉશ્કેરાઇને ગુરુને તમાચો મારે તો તે અવ્યવહારૂ ગણાય! કેદી જેલરને એકાદ ચોઢી કાઢે તો તે પણ અવ્યવહારૂ તમાચામાં ગણાશે. પણ કોઈ એડીટર કોઈ રાવબહાદુર કે ખાનબહાદુરની જાણ્યે કે અજાણ્યે બદનક્ષી કરે ને સામા પક્ષવાળો ઉશ્કેરાઈને એડીટરને એકાદ તમાચો મારે તો તે અવ્યવહારૂ નહિ પણ વ્યવહારૂ તમાચો ગણાશે!

હવે જો ઘરમાં બાર હાથનો બાંબુ યાને વાંસ ફરતો હોય; છતાં બહાર આપણે આબરૂદાર ગણાતા; હોઈએ જેથી આપણા કોઇ હરિફને જાહેર રીતે સામી છાતીએ આપણે ન મારી શકતા હોઈએ; અથવા તો તે હરિફ આપણાથી સવાયો હોય તે ધાકે હીંમત ન ચાલતી હોય જેથી કોઈ ધોલ, ધપ્પાના ઈજારદારને આઠ, બાર આના ચાહપાણીના આપી એક બે તમાચાનો ઉદ્ધડ કૉન્ટ્રાકટ આપીએ. અને તે ઈજારદાર આપણા હરિફને કોઈ ગલી આગળથી નીકળતાં પાછળથી આવીને અચાનક તમાચો ફટકારે તે રાઠોડી તમાચો ગણાય! અને જો તે વખતે પોલિસ આવી પડે અને પેલાને પકડીને ઠોકવા માંડે તે પણ રાઠોડી તમાચોજ ગણાય! સુરતની ઘાંચણો કે પજામણો તરફથી છેડતી કરનારને તમાચો પડે તો તે પણ રાઠોડી તમાચો જ લેખાશે! તાળાં, ચપ્પુ વેચનારી સરહદી બાનુઓ ગ્રાહકની સાથે રકઝક થતાં તેને વગર વિચારે જે તમાચો ઠોકે તે પણ રાઠોડી તમાચો ગણાશે! જુગારીઓમાં અમુક બાજીની હારજીત માટે તમાચા ઉછળે છે અને પીઠાંઓમાં જરા રંગમાં આવી ગએલા શરાબીઓમાં જે તમાચાની આપ લે થાય છે તેને કયા પ્રકારના તમાચા ગણવા તે સાહિત્ય પરીષદે કે ધારાસભાએ પણ હજુ સુધી નક્કી કર્યું નથી!

હવે પ્યારો તમાચો કોને કહે છે, તે જરા રસિકતાથી વાંચી જુઓ. કોઈ સૌંદર્યવતી નાજુક લલનાના હાથના તમાચાઓ ખાવાને ઘણાએ રસિક જનો લલચાય છે. કહેવાય છે કે સીનેમા એકટ્રેસોના હાથના નાજુક તમાચાઓ ઘણાએ ડાયરેકટરો કે માલેકો ખાનગીમાં ખાઈ લે છે! આ તમાચાને ખાસ **પ્યારા તમાચા કહેવામાં આવે છે.** કોઈ સુધરેલી સુંદરીની કોઈ, લ્હેરી જવાન છેડ કરે તે તેને પસંદ ન હોય; જેથી ઝટશું ને એકાદ ઝાપટી કાઢે તે પ્યારો તમાચોજ ગણાશે.! કૉલેજમાં પ્યારા તમાચા ઘણાકોને ખાવા પડે છે. ઇતિહાસકારો કહે છે કે જસમા ઓડણે સિદ્ધરાજને એક

પ્યારો તમાચો ઠોકયો હતો માધવની સ્ત્રીએ કરણઘેલાને પણ તેવોજ પ્યારો તમાચો ફટકાર્યો હશે! જહાંગીરે તો રાજીખુશીથી ને અક્કલ હુંશિયારીથી નૂરજહાં, અનારકલી વગેરે ઘણી હસીનોના હાથના પ્યારા તમાચા શરૂ શરૂમાં ખાઈ લીધા હતા. અરે! વર્તમાન ઇતિહાસજ તપાસોને ઇંદોરવાળા તુકોજીરાવે મુમતાજબાઈના હાથનો પ્યારો તમાચો ખાધો અને વળી મુંબઈવાળા બાવલાએ પણ ખાધો! પેરિસમાં કાશ્મીરના નરેશે તો પીસતાળીસ લાખનો ચેક પણ આપ્યો અને પ્યારો તમાચો પણ ખાધો! અફસોસ કે તમાચો મારનાર મીસીસનું નામ ભૂલી ગયો છું! ટુંકાણમાં **આ પ્યારા તમાચાઓ અનાદિ કાળથી ચાલ્યા આવે** છે અને ચાલતા રહેશે! અસ્તુ:

સૌથી મહાન તમાચો એ રાજદ્વારી તમાચો છે. પ્રાચીન કાળમાં ચાણકયે રાજા નંદને રાજદ્વારિ તમાચો ઠોકયો હતો, અને તેથી તો આજે પણ રાજદ્વારી તમાચાના એકસપર્ટોને **ચાણુકય** યાને મુત્સદ્દી અથવા પોલીટીકલ કહેવામાં આવે છે! અંગ્રેજોમાં પહેલે વહેલો રાજદ્વારિ તમાચામારૂ લોર્ડ કલાઈવ ગણાય. તેણે મીર-જાફર તથા અમીચંદને આશાનાં લીલાં નાળીએર પકડાવી પ્લાસીમાં સિરાજુદૌલાને હરાવીને પછી; તેમની પાસેથી નાળીએરો પડાવી લઇને એક એક રાજદ્વારિ તમાચો ઠોકયો અને એવો ઠોકયો કે જેના પરિણામે અંગ્રેજી હકુમત કાયમ થઈ ગઈ!

પછી તો પાર્લામેન્ટે પણ એવો ઠરાવ પાસ કરી દીધો કે "જે રાજદ્વારિ તમાચા ઠોકવામાં હુંશિયાર હોય તેવાનેજ હિંદમાં ગવર્નર બનાવવા." અને એ કાયદાને આધારે એક એકથી જબરા તમાચમારૂ હિંદમાં ગવર્નર થઇને પધાર્યા! તેમાં કલાઈવ હેસ્ટીંગ્સ, બેંટીક, વેલેસ્લી, ડેલહાઉઝી એ ચાર મોટા તમાચમારૂ તરિકે આજ સુધી પ્રખ્યાત છે. છેલ્લાં થોડાંક વરસોથી હિંદી કોંગ્રેસે સામે શીંગડાં કર્યાં તો હૉર સાહેબે હિંદના લીડરોને ગોળમેજીમાં બોલાવી ખૂબ ગોળ ગોળ સમજાવીને પરિણામે હિંદુસ્તાનના ગાલ પર નવા સુધારાના બીલ

રૂપે એક રાજદ્વારિ તમાચો ઠોકી દીધો! અરે! કાલે મંચુરીયાને સુધારવા જાપાને તેને જે તમાચો માર્યો તે પણ રાજદ્વારી જ તમાચો હતો અને ઈટાલીનો સુધરેલો મુસોલીની એબીસીનીયાના અર્ધ જંગલી રાજાને જે રાજદ્વારિ તમાચો મારવા ઉઠયો હતો; તે પણ તેને સુધારી દેવા જ! હવે રાસતફારીએ મુસાકાકાને સામો તમાચો ઠોકયો છે! આજે ન સુધરવું હોય તેને પરાણે સુધારી દેવા સુધરેલાઓ મેદાને પડ્યા છે! પરાણે સુધારવાની આ નીતિ સામે કોઇથી ચું કે ચાં થઈ શકતી નથી! આજે તમે આંખે દૂરબીન લગાડયા વિના જોશો તો પણ સાફ જણાશે કે યુરોપના હીટલર, સ્ટેલીન, ચર્ચીલ, મુસોલીની જેવા તમાચામારૂઓ બ્હાંયો ચઢાવીને એક બીજાને લાગ ફાવે તેમ તમાચા દીધે રાખે છે!

હીટલરના ખાસ કાણા જોષીનું કહેવું છે કે "દિવાળીની બોણીમાં કોઈને તમાચાની દક્ષિણા આપવાથી આખું વરસ સુખમાં જાય છે."

વાંચકો, તમે તમાચાની ફિલસુફીથી હવે તો પરિચિત થઈ ગયાં હશો કે આજે તો જયાં હોય ત્યાં તમાચાનીજ બોલબાલા છે. ત્યારે "**તમાચા ઝિંદાબાદ!**"

*

# મહાત્મા મનોહરદાસ!!!

**પૂર્વવૃત્તાંતઃ**—માતરનો મનોરીયો જન્મ તેનાં માવતર છપ્પનીયા દુકાળમાં ખપી જવાથી રઝળી ગયો હતો; જેથી કોઇની સાથે ઉત્તર હિંદુસ્તાન તરફ હાલી નીકળ્યો. વખત જતાં હિંદુસ્તાની ઉસ્તાદોને હાથે કેળવાઇ જીભ ને અક્કલનો સદુપયોગ કરતાં શીખ્યો ! પ્રથમ કલાઇગર બન્યો, પછી તેમાંથી પ્રગતિ થતાં કિમીયાગર બન્યો, પછી તેમાંથી આગળ વધતાં લીડર બન્યો, પણ તેમાં જેલ જવાનો સોદો કરવો પડે એમ હોવાથી અંતે મહંત બન્યો. મનોરીયો ધાપ મારવાની કળામાં પાવરધો થયેલો હોવાથી મહાત્મા મનોહરદાસ તરિકે પ્રસિદ્ધ થયો. મહમૂદ ગિઝનીએ જેમ હિંદ પર સત્તર સવારીઓ કરી હતી; તેમ એણે સોળ ધાપો હિંદના જુદા જુદા ક્ષેત્રોમાં મારી હતી અને સત્તરમી ધાપ મારવા ગુજરાતમાં પધાર્યા હતો.

મહાત્મા મનોહરદાસે એક જીર્ણમંદિરનો ઉદ્ધાર કરવા તેમાં અડ્ડો નાખ્યો હતો. ગાંજા-ભાંગની રેલમ છેલ ઉરાડતા ગંજેરી ભંગેરી ભક્તોની વિપુલતા એની આંજુબાજુ જામવા લાગી ! આંક ફરકના શ્રદ્ધાળુ ભાવિક જનોની માનવમેદની પણ ઉભરાવા લાગી.

## પ્રવેશ ૧ લો

મહંત મનોહરદાસ ભગવાનનું ધ્યાન ધરી રહ્યા છે. ને બહાર ઓટલે ચંડુલીયા સાથીદારો બેઠા બેઠા ચોકી કરી રહ્યા છે. એક મારવાડી

ગૃહસ્થને હાંફળો ફાંફળો મંદીર નજીક આવતો જોઈને મહંતનો શીખવી રાખેલો ચેલો નથ્થુ ઉઘાડપગો બાંગે બુલંદ અવાજે પુકારે છે.

**નથ્થુ**–નિઘેરખ્ખો મહેરબાન સલામા! [ આ કોડવર્ડથી અંદર બેઠેલા મહંત મનોહરદાસ સમજી જાય છે કે કોઈ બિલ્લુ આવી રહ્યું છે.]

**મારવાડી**–અઠે મહંત કઠે રે'તા હે ?

**નથ્થુ**–એય મારવાડી! તને ખબર નથી કે અત્યારે મહંતબાબા ખુદ શંકર ભગવાનની સાથે એક ધ્યાન થઈ વાતચીત કરી રહ્યા છે; તેમાં મોટેથી વાતચીત કરીને ખલેલ પાડે છે? જો જરા પણ ગરબડ કરી તો મંત્રના જોરે માણસમાંથી ભેંસ બનાવી દેશે! જોયો છે એમના મંત્રનો પ્રતાપ?

**મારવાડી**–બાપા, મહંતકો બડો નામ સુણીયો હે તબ તો અઠે આયો હે! નહી તો મેં મારવાડી બચ્ચો અઠે હું ઝખ્ખ મારવા આવે? હમ સટ્ટેમેં તબા હો ગયો હે તો મહાત્માકે આશિર્વાદસે કુછ લાભ હોજાયગો ઈસ ખિયાલસે અઠે આયો હે!

**નથ્થુ**–પણ ભલા માણુસ મહંતજીને પ્રસન્ન કરવા કંઈ ભેટ બેટ તો લાવવી હતી?

**મારવાડી**–વો સબ કુછ હો રે'યગા. પહેલે અમેરી મુલાકાત તો હોવણે દયો.

**નથ્થુ**–જુઓ મંદીરમાં શિવલીંગ સામે મહાત્મા ધ્યાન ધરીને બેઠા હશે. હાથ જોડી પાસે બેસી રહેજો. ધ્યાનમાંથી પરવારી આંખ ઉઘાડે તે પહેલાં જરા પણ વાતચીત કરશો નહિં. નહિં તો ઉલ્લનું થૂલ થઈ જશે.

[ મારવાડી અંદર મંદીરના ચોકમાં જાય છે, અને શીવલીંગની સામે એક ધ્યાન થઈ બેઠેલા મહંતજીની સામે ગુઠણીએ પડીને બેસે છે. કેટલીકવારે મારવાડી ખાંસી ખાય છે; જેથી મહંત પોતાની ગાંજાથી થએલી રાતી આંખે મારવાડી તરફ દ્રષ્ટિપાત કરે છે. ]

**મહંત**–કયું બે તું કોન હે? કિસ આશાસે અમેરી પાસ આયા હે?

**મારવાડી**–મહંતજી! આપકો બડો નામ સુણકે અઠે આયો હું! બાપા સટ્ટેમેં તબા હો ગયો હું! કુછ પ્રાર્થના કરનેઆયો હું. અમને સુણ્યા હે કે આપ ઈશ્વરકે ખાસ મિત્ર હે?

**મહંત**–હાં, કિંતુ જગતસે હમકો કયા સંબંધ હે?

**મારવાડી**–મહંતજી! યેહ સવાપાંચ રૂપીયેકી અમેરી દક્ષણા કબુલ કરકે કોઈ ઐસા મંતર ભણો કે રૂઇકે ગોદામમેં આગ લગ જાય ને અમેરા વીમા પક જાય! [ મહંત, મારવાડી તરફ ડોળા કકળાવે છે. પા રૂપીઆ દૂર ફેંકી દેતાં બોલે છે. ]

**મહંત**–અય દુન્યાંકે કુત્તે! યહાં તેરી શ્વાનવૃત્તિ નહિ ચલેગી! મેં ભગવાનકા મિત્ર હોકર શયતાનકા કૃત્ય કરૂં? ઔર વોભી તેરે જેસે એક મખ્ખીચુસ મારવાડી મહાજનકે વાસ્તે? જા મેરી દ્રષ્ટિસે દૂર હોજા. વર્ના તેરેકુ જલા ડાલુંગા? હે નીચ મનુષ્ય! તુને યેહભી નહિ સોચા કે મેં રૂઈ જલાદું તો પ્રજા કયા પહેનેગી? બાકી અગ્ની પ્રજ્વલિત કરના તો હમારે બાયેં હાથકા ખેલહે!

**મારવાડી**—ભાઈસાબ તુમ ગુસ્સે મત હોના, કોઈબી રીતસે યે ગરીબકા કામ બનજાય તો બસ!

**મહંત**—તો જાવ શિવજીકો પ્રસન્ન કરને કે લિયે સવાશેર સુન્નેકા એક નંદી બનવા લાઓ! તુમ્હારા સબ કષ્ટ નષ્ટ હો જાયગા!

**મારવાડી**—પણ બાપજી તમકો ખબર હે? અબી તો સુન્ના ૪ર રૂપૈયે તોલા બિકતાહે! સવાશેર સુન્ને કે તો ર૧૦૦ રૂ. પડે! જબ ઈતરે રૂપીયે હમારી પાસ હોય તો હમ યાં કાયકુ ઝખ્ખ મારને આવે?

**મહંત**—હે શંખભારથી! કયા યે કોઇ બનીયે બક્કાલકી દુકાનહે કે ભાવતાલ કરતાહે?

**મારવાડી**—ભગવંત! ગુસ્સા મત કરો. હમકોઈ જમનાલાલ બજાજજી કે સર–હુકમચંદ જેસો માલદાર મારવાડી નઇહે! બહુ બહુ તો સવા તોલા સુન્ના ભેટ ચડાવી શકુંગા? દેખો યે અમેરે ગલેમેં માદળીયા હે વો સવા તોલેકા હે ને વળી એકદમ સોટચ્ચ સુન્નેકા શુદ્ધ કાંચન હે રતીભારભી ભેલસેલ નંઈ કીયો હે!

**મહંત**-અચ્છા જબ બહોત રો કકલ કરતાહે તો તેરી પ્રાર્થના સ્વિકારતા હું. કિંતુ કિસીકો કહેના મત; નહિ તો દુસરે લોભી મનુષ્ય ઈધર આયેંગે ઔર હમારી ભક્તિમેં વિક્ષેપ કરેંગે! [મારવાડી મહંતના ખોળામાં સોનાનું માદળીઉં મૂકે છે ને બે હાથ જોડીને ઉભો રહે છે. મહંત માદળીયાને શિવલીંગપર મૂકે છે ને આંખો બંધ કરીને પ્રાર્થના કરે છે.]

**મહંત**–હે શંકર ભગવાન! યદિ મેં તુમ્હારા ખાસ મિત્ર હું તો યેહ શ્રદ્ધાળુ મારવાડી મહાજનકી આશા પુરન કરના! [મહંત આંખો ઉઘાડયા વગર મારવાડીને સંબોધીને કહે છે] મહાજન, દેખો ઉસ બીલીપત્રકી ટોકરીસે થોડે બિલીપત્ર ઉઠાવ ઔર મહાદેવજીકે લીંગપે ચઢાવ. અગર આશા પુરન હોને કી હોગી તો અભી તું ચમત્કાર દેખ સકેગા! [મારવાડી બિલીપત્રો લઈને લીંગપર ચઢાવે છે. લીંગપરનાં પત્રો આજુબાજુની જળાધારીમાં પડતાં થોડીવારે બિલીપત્રો ઉછળે છે. જેથી મારવાડી ખુશ ખુશ થઈને ઘર તરફ જાય છે. બિલીપત્રો ઉછળવામાં મહંતે એવી હિકમત કરી હતી કે અંદર બેચાર મેડકના પગો બાંધી મૂકી રાખ્યા હતા કોઈ પણ માણસ નવાં પુષ્પ કે બિલીપત્ર ચઢાવે કે તેના ભારથી પેલા મેડકો ઉછળે જેથી બિલીપત્રો પણ ઉછળે, બિલીપત્રોનો મોટો ઢગલો હોવાથી ઉછળીને મેડક બહાર આવી શકતા નથી.] મારવાડીના ગયા પછી નથ્થુ તથા શંકરીયો આવે છે એમની સાથે મહંત હસી હસીને તાળીઓ લે છે.

## પ્રવેશ ૨ જો

(મંદિરની બહાર કોઈ ભાડુતી ગાડીના આવવાનો ખખડાટ સંભળાય છે. નથ્થુ બહાર જાય છે ને શંકરીઓ મંદિરની પાછળ ચમત્કાર બતાવવાના હેતુથી જાય છે. ગાડીમાંથી એક આધેડ વયનો માણુસ લથડીયાં ખાતો ઉતરે છે, અને આવીને મહંતને પગે પડે છે. ને બે હાથ જોડી મહંતને વિનંતિ કરે છે.)

**પેલો માણુસ**–મહંતજી, હું એક ગરીબ બ્રાહ્મણુ છું. પ્રભુની કૃપાથી બાર બાર બાળકોનો બાપો થયો છું. સાંભળ્યું છે કે આપને ભગવાન સાથે ખાસ સંબંધ હોઈ અનેકનાં દળદર ફિટાડ્યાં છે; તો આ ગરીબ બ્રાહ્મણુને પણુ એકબે એવા આંકડા આપો કે મારૂં વરસોનું દળદર ફીટી જાય! ભલા ભગવાન મારાં બાળકો આપને યાદ કરશે!

**મહંત**–શિવ! શિવ! શિવ! કયા કલજુગ આયા હે કે બ્રહ્મ પુત્રકોભી અન્ય કે પાસ હાથ ફૈલાનેકા સમય આ ગયા હે? ભુદેવજી! તુમ તો પૃથ્વી કે દેવતા હો! તુમકો આંકડે ફાંકડે કી કયા જરૂર પડી? જાનતે હો આંકફરક તો એક કિસ્મતકા જુગાર હે ઔર જુગાર ખેલના પાપ હે પાપ, બલ્કે મહાપાપ! એક ભૂદેવકો પાપ પંથ તરફ વિચરતે દેખ કર સ્વર્ગ કે દેવતા ભી શરમાતે હેં! મેં તો ઐસે પાપી કૃત્યે મેં તુમકો નહિ ફંસને દુંગા! તુમારે સાથ મુજેભી જીતેજી નર્કમેં જાના પડે!

**પેલો માણુસ**–મહારાજ! હું પણુ જાણું છું કે જુગાર પાપ છે; પણુ ભલા આ હડહડતા કળિયુગમાં હવે પાપીઓ સુખી અને પુણ્યશાળીઓ દુઃખી થાય છે! બાકી મોકો આવતાં નળરાય જેવા સુજ્ઞ પુરૂષ કે ધર્મરાજ યુધિષ્ઠિર જેવા જ્ઞાની પુરૂષ પણુ જુગાર રમ્યા હતા તો આપણે શી વિસાતમાં? ઘેર બાળકો ભૂખે મરે છે, ધંધા ધાપાનાં ઠેકાણાં નથી તો પછી શું આપઘાત કરૂં? પદમશી પીઠા-

વાળાએ કહ્યું કે "જીવતાને જાગતા ભગવાન જેવા મહંત ગામને સીમાડે પડ્યા છે ને તું આમ શાનો મરવા તૈયાર થયો છે?" તો આપની પાસે દોડતો આવ્યો છું. હવે મારો કે જીવાડો એ આપના હાથમાં છે!

**મહંત**—પરંતુ ભલે માનુષ! તુજે ઈત્ની બી ખબર નંઈ હૈ કે મેજીસ્ટર યા કલેકટર કે પાસ બી કુછ કામકે લિયે જાતે હૈં તો કુછ ભેટ સોગાદ લેકે જાતે હૈં ઓર તું મહાદેવકે પાસ આયા તો યું કે યું ચલા આયા? સુવર્ણદાન યા રૂપાદાન કુચ્છ ભી તો હોના ચાહીએ!

**પેલો માણસ**-ભલા, રોટલાનાં ઠેકાણાં ન હોય તો સુવર્ણદાન કે રૂપાદાન ક્યાંથી લાવું?

**મહંત**-હમકો બનાતાહે? દેખ યે કયા હૈ?

[ તેની કેડે રૂપાનો કંદોરો હતો તે બતાવીને ] શિવ, શિવ, શિવ! એક પામર મનુષ્ય હમારે જેસે મહાત્માકો બી બનાતા હૈ?

**પેલો માણસ**-અરે! એ તો હું છેક જ ભૂલી ગયો! પણ ભગવંત બળતા ઘરના દાંડાની જેમ સોગંદ ખાવા પૂરતો આ એક કંદોરો જ પિતાની છેલ્લી સ્મરણ રૂપ વસ્તુ તરીકે રહ્યો છે કહોતો એ મહાદેવને ભેટ ધરૂં પણ બાપા એવો નંબર બતાવો કે આજનો મુફલીસ હરિઓ કાલે હરિશંકર કહેવાય!

[ મહંતને કંદોરો ભેટ ધરે છે, મહંત કંદોરાને શીવલીંગ પર મૂકી કંઈ મનમાં બડબડાટ કરે છે ને બંધ આંખે જ જળાધારીમાંથી દશફુલો ગણીને પેલા માણસના હાથમાં મૂકતાં કહે છે. ]

**મહંત**-યેહ પુષ્પોં કો મહાદેવ કે લીંગ પર ચઢાવ, અબી ચમત્કારસે તુમ્હે નંબર મિલ જાયગા! જય શંભુ ભોલાનાથકી!

[ કહેતાંમાં પેલો માણસ પેલાં દસ ફુલ શિવલીંગ પર મૂકે છે. થોડીવારે તે ફુલ નીચે જળાધરીમાં પડે છે; પણ અંદરનાં દેડકાં ઉછળતાં નથી

તેથી મહારાજ કંઈ મંત્ર ભણીને પાણીની છાલક મારે છે એટલે દેડકાં કૂદતાં ત્રણ ફુલ બહાર ઉછળી આવે છે; જે પેલો બ્રાહ્મણ રાજી રાજી થતાં ઉપાડી લે છે ને ઘેલાની જેમ દોડવા માંડે છે!]

**પેલો માણસ**–( દોડતાં દોડતાં બોલે છે ) ખરેખર મહંતબાપા જીવતા જાગતા ભગવાન છે! શું એમનો ચમત્કાર? બસ ઘરનાં રહ્યાં સહ્યાં બધાં વાસણો વેચીને તીયો લગાવું! ( એટલામાં એને ભાન આવે છે કે એ તો જોડા પહેરીને આવ્યો હતો તો મંદીરની બહાર કાઢેલા જોડા ક્યાં ગયા? નથ્થુને પૂછે છે. )

**પેલો માણસ**–ભાઈ મેં અહીં જોડા ઉતાર્યા હતા તે ક્યાં ગયા?

**નથ્થુ**–હું શું જાણું? અહીં તો મનુષ્ય ઉપરાંત ભૂત પ્રેત પણ મહંતને મળવા આવે છે આ મે મહીનાના તાપમાં કોઈ ભૂત તમારા જોડા ઊઠાવી ગયું હશે! તમે મનમાં મહંતને જોડા આપવાની પ્રાર્થના કરો, તો ઝટવારમાં ભૂત–પ્રેત જો જોડા ઉઠાવી ગયું હશે; તો આવીને નાખી જશે!

**પેલો માણસ**–હેં......એં! શું કહો છો?

**નથ્થુ**–હા......આ! આવું તો ઘણીવાર બને છે. ( પેલો માણસ મહંતને જોડા અપાવવાની મનમાંને મનમાં વિનંતિ કરે છે. એટલામાં આકાશમાંથી જોડા પડે છે. પેલો માણસ તો આશ્ચર્યથી ડોળા વકાસી ઘરતરફ જાય છે. ) આ જોડાનું પરાક્રમ મંદીરની પાછળ સંતાએલા નથ્થુના ગોઠીયા શંકરીયાએ કરી બતાવ્યું હતું. તેણે જ આ વાર્તાલાપ સાંભળ્યા પછી પાછળથી જોડા ફેંક્યા હતા! દુનિયાં ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહીએ!

## પ્રવેશ ૩ જો.

[ સંધ્યાનું સ્હેજ અંધારૂ ફેલાય છે. મંદિરમાં સંધ્યા પૂજા માટે મહંત ઘંટારવ કરે છે. એવામાં એક આધેડ વિધવા કાળા સાડલામાં લપેટાએલી એક જુવાન સ્ત્રીને લઈને આવતી જણાય છે. એનું

નામ કમલા છે જેને મહંત તરફથી દલાલી મળતી રહે છે. એટલે અનેક સ્ત્રીઓને ફસાવાનું કૃત્ય એ કરતી રહે છે.] બંને સ્ત્રીઓ જઈને મહંતને પગે છે. મહંત યુવતિને મસ્તકે હાથ મૂકી આશિર્વાદ દેતા ઉઠાડે છે. "સૌભાગ્યવતી રહો! કલ્યાન હોવે! ભગવાન આપકી મનો કામના પુરન કરે! તથાસ્તુ:"

**વીધવા**–ભગવંત! આ અમારી પડોશણ જમના ઘાંચણ બિચારી પઇસે ટકેતો સુખી છે; પણ લગ્ન થયાને દસદસ વરસનાં વહાણાં વિતી ગયાં તોયે સંતાનનું મોઢું જોવા ભાગ્યશાળી બની નથી! કેટલાય જોગી જતી, ભુવા, જાગરીયા, વૈદ્ય દાક્તરને હાથ બતાવી ચુકી પણ કંઈ ન વળ્યું! એનો ધણી પણ બિચારો ભલો માણસ છે, દાન ધરમમાં બંને પાછાં પડે એમ નથી. એકાદશીના અપવાસ ને ઉજાગરણ કરે છે. સખતમાં સખત વૃત પાળે છે; છતાં ભગવાવની કૃપા નથી થતી તે નથી જ થતી. છેવટે એ બિચારી તો અફીણ ઘોળવાની વાત પર આવી ગઈ હતી; પણ મારા સાંભળવામાં આવ્યું કે ગામની ભાગોળે જીવતા જાગતા ભગવાન જેવા મહંત આવ્યા છે, તેમની કૃપાથી ભલભલી વંધ્યાઓને ઘેર ઘોડીયાં બંધાઈ ગયાં છે; એમ ધમલો માળી ને ભગલો વાળંદ પણ કહેતો હતો!

**જમના**–હા, ભગવંત! મુજરંકનું એટલું કામ કરી દેશો તો જીવનભર આપનો ઉપકાર નહિ ભુલું. આજથી જેટલું ઘી-દૂધ જોઈએ તેટલું મફત મારે ઘેરથી મંગાવી લેજો!

**મહંત**–હમતો ભગવાન કા નામ લેકર પેટ ભર લે તે હેં હમકો ઘી-દૂધકી કોઇ આવશ્યક્તા નહિ! કિસીકાબી ભલા હો. "કરભલા હોગા ભલા" યેહ હમારા સુત્રહે! હાં, યેહ કમલાબાઈકી પ્રાર્થનાસે તેરા કામ કર દુગા લેકિન સંત-સાધુ ઓંકેલીયે ભોજન પ્રબંધ કરના પડેગા!

**જમન**–હા, હા, જરૂર જે કહેશો તે હાજર કરીશ મહારાજ!

**મહંત**–તો બસ સવાસો સાધુઓં કે ભોજન પ્રબંધ કે લિયે સવાસો રૂપે ભેટ ચઢાવ.

**જમના**–મહંતજી ! મારી પાસે રોકડતો ફક્ત સાડા ત્રણ આના છે !

**કમલા**–તો આ તારી સોનાની કંઠી ક્યારે કામ લાગશે ? લખમી ચાંલ્લો કરવા આવે; ત્યારે કપાળ ધોવા જવાની મૂર્ખાઈ કેમ કરે છે ?

**જમના** હા...આ ! હું ક્યાં ના કહું છું; પણ મારો ધણી બબડશે તો ?

**મહંત**–હમકો એસી ઝંઝટમેં નહિ પડના હે ! તુમ્હારા પતિ ઓર તુમ જાઓ નર્ક કુંડમેં ! હમારે ક્યા ? શિવ ! શિવ ! શિવ ! ક્યા જમાના આયા હે ? ભગવાન કે પાસ બી એસી શંકા કુશંકા ? ચલે જાઓ યહાંસે ! ભગવાન કુછ ઐસા પરવારતા નહિ હય કે એસે શંકાશીલ મનુષ્યોં કે ઘર સંતાન પ્રાપ્તિકા સુયોગ અર્પન કરે !

**જમના**–મહારાજ ! કસુર માફ કરો ! હવે શંકા નહિ કરૂં ભલે મારો ધણી મને અવળી ઘાણીએ પીલી નાખે ! હું આ કંઠી આપને ભેટ ધરૂં છું. ( મહંતના પગો આગળ કંઠી મૂકે છે. )

**મહંત**–મુજે ઈસ જગત કી જંજાલ કી કોઈ આવશ્યક્તા નહિ હય ! મહાદેવકે લીંગ પર ઈસ ભેટ કો ચઢાવ ! મગર દેખના તુમને કુશંકા કી હય ઈસ લિયે સંતાનમેં છોકરે કે બજાય છોકરી હો જાય તો હમારા દોષ નહિ !

**કમલા**–અરે ! ભગવાન્ આમ શું કરો છો ? બિચારી આશા ભરી આવી છે તો છોકરાને બદલે છોકરી આપો એ કેમ ચાલે ? હવેથી કુશંકા નહિ કરે ! બિચારી અંજાણ છે એને શું ખબર કે આપ શંકર ભગવાનના ખાસ મિત્ર છો ?

**મહંત**–અચ્છા તેરે કેહનેસે ભગવનકા ધ્યાન ધરતા હું.

( થોડીવાર આંખો બંધ કરી જાણે ભગવાન સાથે વાતો કરતા હોય તેમ હોટ ફડફડાવે છે. ધીમે ધીમે વાતચીત સંભળાય છે. )

**મહંત**—દેખો ભગવંત! હમારી લાજ તુમ્હારે હાથ મેં હે! આજ તુમ્હારે મિત્ર ધર્મકી કસોટી હોગી! યેહ બિચારી આશા ભરી અબલા કો નિરાશ ન કરના. (અંદરથી ધીમો અવાજ સંભળાય છે.) "યેહ ઔરતકા પતિ ઘીમેં બટાકે મિલાતા હય, દૂધ મેં પાની મિલાતા હય, તિલકે તેલમેં મગફલીકા તેલ મિલાતા હેં ઔર જગતકો ઠગતા હે! અયસે ઠગારે મનુષ્ય કે ઘરમેં મંય કૈસે પુત્ર અર્પન કરૂં? ઔર પુત્ર અર્પન કરના કુછ મેરા કાર્યહય? મેરા કાર્ય તો સંહાર કરને કા હય! પુત્ર પ્રાપ્તિ કે લીયે જાઓ બ્રહ્માસે વિનંતિ કરો!"

**મહંત**—બસ યેહી તુમ્હારી મિત્રતા! ઈસ ઔરત કે પતિ કે પાપ સે બિચારી ઈસ સતીકો કયું કષ્ટ દિયા જાય? પાપ કરે પતિ ઔર સજા ઉસ્કી પત્નિકો મિલે વાહ ભગવાન યેહ આપકા ન્યાય હે? બસ મેં કોઈ બ્રહ્મા–ફ્રહ્માકો નંઈ પેહચાનતા હું! તુમ્હારી મિત્રતાકા દમ ભરતા હું; તો આપ હમારે લીયે બ્રહ્માજી કો સિફારસ કરો, વર્ના આજસે તુમ્હારી હમારી મિત્રતા સમાપ્ત હોગી! [અંદરથી ધીમો જવાબ આવે છે.] "તુમ્હારે ખાતિર બ્રહ્માજીસે મેં વિનંતિ કરતા હું બસ અબ અયસે કષ્ટમેં મુજે ન ડાલના વર્ના મેં પુનઃ કૈલાસકો સિધારૂંગા! દેખો બ્રહ્માજીસે વિનંતિ કરતા હું. 'બ્રહ્માજી!' "કયું યાદ કિયા શંકરજી?" "ઈસ ઓરતકા પુત્ર? અર્પણ કરને કે લિયે મેં આપશે વિનંતી કરતા હું." "આપ કહો ઓર મેં ન કરૂં? જાવ આજસે બરાબર નવ મહીને બાદ પુત્ર પ્રાપ્તિ હોગી કિંતુ નિશદિન ઇંસ ઔરતકુ ગંગાજલસે સ્નાન કરના પડેગા." અસ્તુ.

**મહંત**—સુના?

**જમના**—હા મહારાજ! રાત દા'ડો ગંગાજળથી સ્નાન કરીશ. આપ ભગવાનને અમારા ચામડાના જોડા કરીને પહેરાવીએ તોય બદલો ન વળે!

**મહંત**—જગ કલ્યાન કરના યેહી હમારા પરમ કર્તવ્ય હૈ! (કમલા જમનાને લઇને મહંતને ઈશારો કરી ચાલી જાય છે, ને શંકરીયો તથા નથ્થુભાઈ હાથ તાળી દેતા બહાર આવે છે.

**મહંત**—વાહ બે પઠ્ઠો! આજ તો તુમને શંકર ઔર બ્રહ્મા કા અચ્છા પાઠ અદા કિયા!

**નથ્થુ-શંકરીયો**-મહારાજ! તમારી કૃપાથી હવે તો આકાશના તારા પણ અમે પૃથ્વી પર ઉતારી દઇએ એવા પાવરધા થઈ ગયા છીએ!

**મહંત**-અચ્છા, નથ્થુ તું ઈસ કંઠીકો કિસી દુસરે શહેરં મેં બેચકે કલહી ઉસ કમલાકી દલાલી દસ રૂપે ઉસ્કુ દે દેના!

**નથ્થુ**-જેવી મહારાજની આજ્ઞા!

## પ્રવેશ ૪ થો

[ જમના પોતાના ધણી ગગા ઘાંચી સાથે પોતાના ઘરમાં વાત કરે છે. ]

**જમના**—હાંભયાળું કે?

ગગો—પણ કે'તો ખરી કે'યા વગર હું ધૂળ હાંભળું?

**જમના**—આપણા ગામના સીમાડે શંકર ભગવાનના જુના મંદીરમાં કોઈ બહુ મોટા મહંત પધારેલા છે.

ગગો—ત્યારે તો ગામમાંથી જરૂર એકાદ બે રૂપાળાં બૈરાં ગુમ થવાનાં! એ મારા બેટા બાવાઓ જબરા ચમત્કારવાળા હોય છે! ઓયલા મદારીઓ કંડીયામાંથી જંબુરાને અદ્ધર ઉરાડી દે તેમ એ બાવાઓ જુવાન બૈરાંને અદ્ધર ઉરાડી દે છે!

**જમના**—અરે! એમ શું બોલો છો? એ તો શંકર ભગવાનના ખાસ મિત્ર છે! એવા મહાજ્ઞાની મહંતની જગતમાં જોડ મળવી મુશ્કેલ છે! હું હમયજા?

**ગગો**—અરે! હવે જોયો એ ભગવાનનો મિત્ર! આ ગયા રવિવારે પેલો લાલબાવો જગલાધોબીની ધોળી બતાહા જેવી બૈરી ને ઉઠાવી ગયો, એ હું તું નથી જાણતી? એ બધા એકના એકજ હમજી લેવાના! વળી કડવી તૂમડીના વેલા પર તે મીઠાં તૂમડાં કયાંથી લાગે?

**જમના**—અરે! જેમ ફાવે તેમ હું બયકા કરોચ? કંઈ બધાજ એવા હોય? એ તો સાક્ષાત ભગવાનના અવતાર જેવાછ! જુવોને તમે રોજ લડી વઢીને દૂધમાં પાણી રેડાવોછ, ઘીમાં બટાકા બાફીને ભેળવાવોછ, તલના તેલમાં મગફળીનું તેલ ઓકાવોછ તેથી તો ભગવાન આપણી ઉપર પરસન થતો નથી!

**ગગો**—લે વળી તું ધરમનું પૂછડું કયારથી બની ગઈ છું?

**જમના**—આજે પડોહવાળી કમળા કાકી હારે હું એ મહંતને મળવા ગઇ ઉતી એમણે બધી છાની વાત મને કહી હંભળાવી. અરે! ભગવાન હારે વાત કરતા મહંતને મેં કાનો કાન હાંભયળા! હવે જરૂર આપણા ઘરમાં ઘોડીયું બંધાવાનું ને તમે દીકરાના બાપા બનવાના! પણ દીકરાનું નામ હું પાડીશું?

**ગગો**—પણ રાંડ એવાં લઠીંગા પોંહે તું હું કરવા ગઈ?

**જમન**—પણ એમાં હું થઈ જયું? પડોહવાળાં કમળા કાકી હારે ઉતાંને? તમારે મને જે કે'વું હોય તે કે'ઓ પણ એ જીવતાને જાગતા પરમેહર જેવા મહંતને માટે તો એક પણ કડવું વેણ ના બોલો!

**ગગો**—નંઈ તો એ તારો મહંત મને હું કરી નાખવાનો ઉતો?

**જમના**—કડવાં વેણ મોઢામાંથી ના કાઢો; નહિ તો મારૂં કયરૂં કારયવું ધૂળ મોં મળહે!

**ગગો**—[ગુસ્સે થઈ] પણ રાંડ કુભારજા તેં મને પૂયછા ગાયછા વના હું કયરૂં તે તો ભહીમર? જા હવે એ બાવાને ઘેર

જઈને તું પણ બાવી બન! જા ચંડાલણી હું તારૂં ઘુવડ જેવું મોઢું જોવા માગતો નથી!

**જમના**-પણ મારી વાત તો હાંભળો? મોઢું જોવાની વાત પછે કરજો. એ તો મોટા તપેસરી મહાત્મા છે!

ગગે -તે વિશ્વામિત્તર મોટો તપેસરી કંઈ ના ઉતો? કેમ મેનકાની પાછળ લપહી પયડો? એ બધાય બાવા એના એજ! તારૂં કાળું મોઢું મને ન દેખાડ, જા!

**જમના**-હું તમને પગે લાગીને કહું છું કે મારી વાત પૂરી હાંભળો ને તમારી જીભને થોડીવાર બંધ કરો, નહિ તો કાલનો દુકાળ આજ પડહે! જાણો છો? તે મહંત પારકાં બઈરાંને મૈયા વગર કહેતો નથી ને કોઈના હામે જોયા વગર આંયખો બંધ કરીને પરમેહરનું જ ધ્યાન ધયરા કરેચ! તમારા જેવા નથી કે જરા જુવાન બૈરૂં જોયું કે આંખ મટમટાવા લાગી જાય! આપણા ગામને ભાદભાયગે જ આવા મહંત ગામને પાદરે આવી પયડાચ, જો વધારે ખાતરી કરવી હોય તો પુછી જાવો આ કમળા કાકીને!

[ધમાધમી સાંભળીને કમળા કાકી આવે છે તેના તરફ ઈશારો કરીને જમના બોલી હતી.]

**કમલા**-કેમ દીકરા ગગલા! તુ તો કંઈ બહુ ફાટી ગયો છે ને હું? બિચારી જમના વહુ ઘરમાં આવી છે; ત્યારથી તેને ધમકાવી રહ્યો છે ને હું? તું એકલો જ ધણી હશે! તે મહંતને પરતાપે તો દેશમાં કંઈ ન્યાલ થઈ ગયા! કંઈને ઘેર ઘોડીયાં બંધાઈ ગયાં, ને તારી શંકા હજુ મટતી નથી? કેટલા કાલાવાલા કરીને બિચારી જમના વહુ ને મહંત પાસે પ્રાર્થના કરાવી કે તું વાંઝીયો કંઈ છોકરાનું મોઢું જુએ! ત્યારે ઉલ્ટો મોઢામાંથી ગમે તેવાં વેણ કાઢે છે? જાણે બે ત્રણ ચોપડાં ભણીને તું ફાયટું ફાયટું બોલે છે; પણ જો મહંતને તારા આવા વાયડા પણાની ખબર પડી જશે તો તારૂં આખું ઘર તારાજ થશે સમજયો દીકરા!

ગગો–જાઓ, જાઓ, કમળા કાકી તમારે ઘેર! એ તમારી વાતોમાં ફસાય તે જુદા! "પોલ પત્રિકા"માં એવા ઢોંગી સાધુઓની તો અનેક પોલ અમારા વાંચવામાં આવી છે! તમારાં જેવા બૈરાંને એવા ધુતારા બનાવી જાય. આ ગગા જેવા ભાયડાઓ પોંહે એમનું જરા પણ ન ચાલે! હું હમયજાં?

કમલા–મુવા, નાના મોંઢે મોટી વાત હું કરે છે? આ કાલનો મારી આંખો હામો નાગો નાગો ફરનારો ગગલો મને હીખામણ દેવા હાલી નીકળ્યો છે? મુવા, જો નવ મહીના પછી તારાઘરમાં એ મહંતને પરતાપે ઘોડીયું ન બંધાય તો જા મને દહ ખાહડાં મારજે; પણ અતારે બોયલો તો તારી વાત તું જાણે!

[જમના પેલી કંઠીની વાત છુપાવે છે. કારણ કે ગગલો જાણે તો તેને તરત ટીપી નાખે. મહંતનો જાસુસ શંકરીઓ રાત પડી હોવાથી બાતમી કાઢવા આવ્યો હતો તે અંધારામાં બારણાની તરાડમાંથી વાતો સાંભળતો આ બધો તમાશો જોતો હતો તે કંઈ કાગળની ઘડીવાળીને તરાડમાંથી અંદર ફેંકીને અંધારામાં અદ્રષ્ય થયો.]

ગગો–લે બોલીશ તો તું કે એ તારો મહંત હું કરવાનાં ઉતાં?

કમલા–મહંતનું તો નોંમ જ ના દેતો નંઈતો સત્યાનાશ વળી જહે?

ગગો–ઠીક જો કાલે છુપી પોલિસના ચોપડામાં એ તમારા મહંમતનું નોંમ ના દાખલ કરાવી આવું તો મારૂં નામ ગગો નંઈ!

કમલા–ત્યારે જોઈ લેજે ચમત્કાર! (આમ કહી જમના ફડાક શું ને બારણું ઉઘાડીને ચાલતી થાય છે. ગગો તેની પાછળ બારણું બંધ કરવા જાય છે. એવામાં બારણા આગળ તેના પગમાં એક કાગળની કાપલી જેવું કંઈ સ્પર્શે છે તે કાપલી ઉઠાવીને ફાનસને અજવાળે તેને વાંચે છે. કાગળ હિંદી ભાષામાં હતો.)

**"દેખ બચ્ચા ગગલા! હમારે ચમત્કારમેં તું શંકા લાયેગા તો તેરા સર્વનાશ હોગા! દેખ શિવજીકે પુરાને મંદર કે પીછે દસ કદમ દૂર એક પત્થરકી શિલા પડી હુઈ હય ઉસકે ભીતરસે એક શંખ નિકલેગા ઓર ઉસ શંખકે**

**ભીતરસે કંકુ નિકલેગા ઉસ કંકુસે નિશદિન પ્રભાતમેં નહા ધો કે પવિત્ર હોને કે બાદ તુ ઔર તેરી પત્ની તિલક કરના નવ મહિને તક તિલક કરનેસે ભગવાનકી કિરપાસે પુત્ર પ્રાપ્તિ હોગી.**

**લી૦ જયશંભુ ભોલાનાથ.**

બીજે દિવસે ગગાએ મંદીર સામેના પત્થર નીચેથી શંખ અને તેમાંનું કંકુ જોયું એટલે મહંતની સત્યતાની પુરેપુરી ખાતરી થઇ ગઈ, જેથી મંદીરમાં જઇને મહંતને પગે પડયો.

ગગો–ભગવાન, ગેરહમજથી અંજાણમાં આપનું અપમાન થઈ ગયું છે તેની આ સેવક ક્ષમા ચાહે છે! ખરેખર! આ હડહડતા કળજુગમાં આપના જેવો કોકજ હાચો મહાત્મા પાકે છે! બાપા જયાં હોમાં નવ્વાણું, પથરા નીકળતા હોય ત્યાં હાચા હીરાને પણ લોકો પથરોજ હમજેને? અનેક જોગટાઓથી હું ઠગાએલો હતો તેથીજ આપના વિષે પણ કુશંકા સેવી હતી, પણ હવે મને તો પાકે પાયે ખાતરી થઈ ગઈ છે કે તમારી કૃપાથી જરૂર હું પુત્રનું મોઢું જોવાને ભાગ્યશાળી બનીશ. મારો ગનો માફ કરો.

મહંત–વત્સ! તેરી તકસીર હમને માફ કરદી. હમ સાધુ સંત લોગહેં હમકો જગતસેહી જબ સંબંધ નહિ તો ગુસ્સા બુસ્સા કરનેકી આવશ્યકતાહી કયા રહી? લેકિન અબસે કિસી મહંત કે ચલનમેં શંકા કુશંકા મત કરના. સબ દરમેંસે ઘો નહિ નિકલતી; કિસીમેંસે સર્પભી નિકલતા હે! જાઓ ઈસ પાપકે પ્રાયશ્ચિતકે લિયે સો કુતોંકો રોટી ઔર ઢાઈસો ગૌમતકો ઘાંસ ખિલાઓ. પરમાત્માકી કિરપાસે ગુલાબકે ફુલ જૈસા બેટા પ્રાપ્ત હોગા!

મહંતની વાણી સાંભળીને ગગો તો ખુશ ખુશ થઈ ગયો, અને બીજે દિવસેજ કુતરાં તથા ગાયોની ઉજાણી કરી. તથા નથ્થુના કહેવાથી એક પેપરના તંત્રીને પૈસા આપીને મહંતની પ્રસંશા છાપામાં છપાવી; જેથી મહંત પાસે અનેક આશાભર્યા ઉમેદવારોનો દરોરો પડવા લાગ્યો.

# પ્રવેશ ૫ મો.

સ્થળ–મંદીરની ઓસરી.

મહંત મખમલ સશરૂની તળાઈપર પડયા છે ને કમલા તે પગ ચંપી કરે છે. બહારનું મુખ્યદ્વારા બંધ છે જેની ચોકી તથા શંકરીઓ કરે છે. )

મહંત–કમલા, શાંતા કા કયા હુવા?

કમલા–ભગવાન. તેને ફસાવવામાં મેં કંઈ બાકી રાખ્યું ન તેની એક પડોશણને થોડાક રૂપિઆ આપીને આપણી તરફ બ છે. તેના ઘરમાં શાંતાને બોલાવીને તેના ધણીને વશ કર 'વશીકરણ મંત્ર' આપવાનો વાયદો કરીને આવી છું. તે અહીં શકે એમ નથી. કારણ કે તેનો ધણી ભણેલો હોઈ; હ કૉલેજમાં ભણવા જાય છે. તપાસ કરતાં જણાયું કે તે પોત પત્નિથી કંટાળેલો નથી, પણ ભણતર પૂર્ણ ન થાય ત્યાં બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લઇ બેઠલો છે; ત્યારે શાંતા એમ સ બેઠી છે કે તેનો ધણી તેનાથી દૂરનો દૂર રહેવા ચાહે છે?

મહંત–ચલો યેહભી અપને લિયે ખુશીકી બાત હય!

કમલા–જુવો, હવે તેને આપના થોડાક ચમત્કારોની વાત ક પડશે; પણ જો તેનાથી તેને શ્રદ્ધા નહિ જન્મે તો તમારે ચમત્કાર કરી બતાવવા પડશે?

મહંત–બહુત ખુશીકી બાત હય! મેં જરૂર અપના ચમત બતાઉંગા, ઔર ઐસા બતાઉંગા કે વોહ સોનેકી ચિડીયા અપને પીંજરેમેં ફંસ જાયગી! આજહી રાતકો મેં તુજે ચમત્કા વિદ્યા બતાઉંગા! [ એટલામાં બારણું ખખડે છે. કમલા જઇ ઉઘાડે છે, ને સાધુ વેશમાં બહારગામથી એક મહંતનો જાસુસ દાખલ થાય છે. ]

જાસુસ–મહંતજી ! મેં ભેસ બદલકર નદીકે ઉસ પારકે કસ્બેકે એક જુગારખાનેમેં ગયા થા. વહાં એક જાગીરદારકે ઉલ્લુ બેટેસે મુલાકાત હુઈથી. વોહ અપને પિતાકી લાખોંકી જાગીર હસ્તગત કરનેકે લિયે અપને પિતાકો દીવાના યાને પાગલ બનવા દેના ચાહતા હય. અગર છે મહીનેમેં ઉસ્કા પિતા પાગલ હો જાય, અગર ખત્મ હો જાય ઐસી કોઈ યુક્તિ બતાએં તો અચ્છેસે અચ્છી રકમ પ્રાપ્ત હો સકતીહે !

મહંત–બહોત ખુશીકી બાત હે. કલ સુબ્હ સવેરે જાકર હકીમ ઉલ્લુખાંકો યહાં બુલાલાના. ફિરમેં, હિકમત બતાઉંગા ! આજ મેં તેરે કૃત્યસે બહોત પ્રસન્ન હુવા હું જો માંગના હો વોહ માંગ લે.

જાસુસ–આપકી કિરપાસે સબકુછ ખાનાપિના મિલ જાતાહે કિંતુ અબ કિસી ખૂબસુરત યુવતિસે મેરી શાદીકા પ્રબંધ કરદેં તો બડી મહેરબાની હોગી !

મહંત–મગર શાદીકી ઈતની કયા જરૂરત પડી ? શાદી કરકે બંધનમેં પડના કયોં પસંદ કરતા હે ? દેખ મકાનવાલાતો ઉમ્રભર એકહી મકાનમેં રહેકર એક કૈદી કી તરેહ જીકર મરતા હય, લેકિન કિરાયેદાર સેંકડોં મકાનો મેં રહેકર મૌજ કરતા હય ! ઉસી તરહ શાદી કરનેવાલા એક ઔરત કે બંધનમેં પડતા હૈ, ઔર શાદી નહિ કરનેવાલા સેંકડોં ઔરતોકે બંધનમેં પડનેકે બા'દભી આઝાદ રેહ સકતા હય ! કયા યેહ સાદી સુદી બાતભી તેરી સમજમેં નહિ આતી ? લગ્ન, પત્નિ, સંતાન યેહ સબ જગતકી માયા હય ! તેરે જૈસા સમજદાર ઈન્સાન જાનબુઝકર ઈસ માયાજાલ મેં ફંસને કે લિયે કયું તૈયાર હોતા હય ? અગર સ્વતંત્રતાકે સાથ વિલાસ વૈભવમેં ગિરના ચાહતા હો તો કોઈ ટેમ્પરરી પત્નિ મિલ સકતી હે ! નર ભ્રમર હે, નારી પુષ્પ હે; તો કોઈભી અકલમંદ ભ્રમર એકહી ફુલકી કૈદમેં નહિ રેહ સકતા; ઉસી તરેહ એકહી પત્નિ કે કૈદી બંનને વાલે મર્દ બેવકુફ હેં !

જાંમુસ–જૈસી આપ ભગવંતકી મરજી! [ એટલામાં ધડાકશું ને દરવાજો ઉઘાડતા પેસ્તનજી પાપડવાલા પધારે છે. જેથી મહંત તેની તરફ પોતાની ગંજેરી લાલ આંખ બતાવે છે. ]

મહંત–તુ કોન હય? કિસ લિયે આયા હય?

પેસ્તનજી–મહંત બાબા, હું એક અદના ઈન્સાન છેઉં, ને આપની કરામત નથ્થુને મોનેથી સમજીને અહીં વેર દોરી આવીયોચ! મારી હાથની ધરતી નાજાંની થતીએ સારી, પોલકાં, પફ ને પાઉદર, સેંતને લવંદરના, ઓદંરો કરી કરીને મારી ઠુંસ કારી નાખીચ, તો તમારી કરામતથી તેને એકદમ મુંગી મંતર બનાવી દેવ. અને હું કેઉં કે બેસ તો બેસી જાય, ને ઉભી થા કેઉં તો તરત ઉભી થઇ જાય એવી તાબેદાર જાંનિસાર બનાવી દેવ! દાદા અહુરમઝદ તમારૂં ભલું કરસે! વલી મકુંજે કુતરાં બિલ્લારાંની કાણી વરસદા'રો થયો નહિ કે એક પોયરૂં આવી લાયગું જાનો! મારી હાથનીધરતી એવી ફલદરૂપ છેય કે બસ હવે તો એ પોરીયાંની પલ્ટનથી મારા નાખમાં દમ આવી ગીયોચ; તો આપ સાધુ મહાત્મા હોઈ, કંઈ એવું મંતર ભાણો કે હવે એ પરભુના પેગંબરો મારા ગરીબના ઘેર પર પધારવાનું બંધ કરે, નહિ તો આય ગરીબ જરથોસ્તીને આપઘાતનો આસરો લેવો પરસે! સમજીયાને મહાત્માજી? આપનું નામ સમજીને આવીયોચ તે પાછો જવાનો નથી જો!

મહંત–યેહ સબ બાત ઠીક હૈ, કિંતુ તુ એક ગમારકી તરેહ કયું એકદમ દરવાજા ખોલ કે ઘુસ પડા? કયા યેહ કોઈ તેરી નાની, ખાલાકા મકાન હય?

પેસ્તનજી–બાવાજી! આમ ગરમ સાના થાઓચ? ખાલા કે નાનીનું ઘેર નંઈ પન ભગવાનનું મંદીર સમજીને આયોચ! બાવા લેવને હવેથી આય કાનને બદલે નાંખ પકરીને કસમ ખાઉંચ કે કોઈબી દા'રો કોઈનું બારનું ઉઘારૂં જોયા વિના નંઈ ઘુસું? કેવ તો પગે પરૂં? કેવતો નાખ રગરૂં? પન મારૂં ગરીબનું કામતો કરવું જ

પરસે ! મારૂં કામ કરી આપસો તો કાલે બરી બામદાદમાંજ સારીને સોજ્જી તારીનાં તરન ઘરીયાં મોકલાવસ. હાં...આં ! પન આપ તો સાધુ મહાત્મા છોવ ત્યારે આ તાજુંમાજું રાતું તમાતા જેવું બૈરૂં સાનું પાસે બેસારી રાખોચ ?

મહંત–નિકાલો ઈસ કુત્તેકો યહાં સે ! યેહતો હમારી ચેલી હે !

પેસ્તનજી–પણ બાવાજી અકેલી હેને ?

મહંત-ઉસ્મેં કયા હુવા ? હમારે જૈસે મહાત્માઓંકે પાસ નર નારી કા કોઈ ભેદ નહિ ! સબકા આત્મા એકહી હય, ઔર પરમાત્માભી એકહી હય ! લેકિન અબ તું યહાંસે ચલજા તેરે જેસે પાગલોંકી યેહ હરિમંદરમેં કોઈ આવશ્યકતા નહિ હય !

પેસ્તનજી–બપ્પાવા ! આપ મહાત્મા થઇને ગુસ્સો કાંય કરોચ ? અમારા પરોસી મોબેદજી મંચેરની કાણી આવો ખાઉ કરદુ સવભાવ રાખો તે કેમ નમે ? તમે ચાહે તો મારી નાખો, રેંસી નાખો, અવલી ઘાણીએ પીલી નાખો, કે રૂની ઘાંસરીઓ બાંધવાના પ્રેસમાં દબાવીને પાટીયાં જેવો ચપટ બનાવી દીયો; પન મકુંજે બાવા બૈરીને વસ કરવાની કરામત નંઈ બતાવો ત્યાં સુધી આય જરથોસ્તી બચ્ચો આપના મુબારક કદમોમાંજ પરીયોને પાથરીયો રહેવાનો ! ભૂખ હરતારથી જાન આપસ, પન અહીંથી પાછો નંઈ જવસ !

મહંત–અચ્છા તો બ્રહ્મભોજન કે લિયે સવામન મોદકકા પ્રબંધ કરો, અભી ચમત્કાર બતા દેતા હું !

પેસ્તનજી–અરે ! બપ્પાવા, ખિસ્સામાં તો ફક્ત સાત દોરીયાં છેય ! સવામન લારવા બનાવવાના પૈસા પાસે હોત તો આંય આપની પાસે સું ઝખ્ખ મારવા દોરી આવત ? વલી ખિસ્સાંમાં જે સાત દોરીયાં છેય તેમાંથી પન એક આનાના ભીંદા, ને તરન દોરીયાંની મારી હાથની ધરતી માતે ઝારૂ લેવાનીચ. જો ઝારૂ નંઈ લેઈ જાઉં તો જુની ઝારૂથી મારી ધૂલ ખંખેરી નાખે એવી વાઘન છે વાઘન !

મહંત–અચ્છા, ઉધાર સુધાર કરકે કલ સવા પાંચ રૂપિયે કુત્તોંકુ દૂધ પિલાને કે લીયે દે જાના. જા–તેરી બાત પર શ્રદ્ધા રખકે ઉધાર મંત્ર દેતા હું! દેખ પ્રભાત કે સમય સૂર્ય કે દર્શન હોનેસે પેહલે અપની બગલકા મેલ નિકાલ કર કિસી બહાનેસે તુમ્હારી પત્નિકો ખિલા દેના! મગર દેખો શ્રદ્ધા ઉઠ ગઈ તો કુછ નહિ બનેગા!

પેસ્તનજી–બપ્પાવા, પન જો તે જાની જાય; તો મારી પીઠની ખાસરાંથી ખબર લઈ નાખે એ જાનોચ કે?

મહંત–શ્રદ્ધા હોવે તો કામ કરના, વર્ના બૈઠ રહેના! જાઓ. અબ હમારા સિર મત ખપાવ! (પેસ્તનજી જાય છે ને થોડીકવાર પણ નથી થતી કે એક ઉઘાડ પગો મરાઠો ઉસ્તાદ તબલીયો નમસ્કાર કરતો પધારે છે.)

મહંત–બચ્ચા તું કૌન હય, ઔર કિસ આશાસે યહાં આયા હે?

ઉસ્તાદ–મી તબલીયા વસ્તાદ આહે. મી આઈકલે આહે કી તુમચા આશિર્વાદાને વસ્તાદ મૌલા બખસ સિતાર વજ વિન્યા મધે યા વસ્તીત મી પ્રખ્યાત આહે; તર માલા પણ તબલાવાજ વિન્યાત વસ્તી મધે નામ મિલેલ અસા આશિર્વાદ દયા. [અર્થાત હું તબલાંનો ઉસ્તાદ છું. મેં સાંભળ્યું છે કે આપના આશિર્વાદથી ઉસ્તાદ મૌલા બખસ સિતાર વગાડવામાં મુલ્ક મશહૂર થયા છે. તો મને પણ તબલાં વગાડવામાં આખી દુનિયાના ઉસ્તાદો કરતાં વધુ નામના મળે એવો આશિર્વાદ આપો.]

મહંત–આશિર્વાદ યા દુવા હિરદેસે નિકલતી હય મુંહસે નહિ!

જાસુસ–મહંતજીકા મન પ્રસન્ન કરોગે; તો ફિર આશિર્વાદ કા કયા તોટા હય?

ઉસ્તાદ–મીકશા રીતીને તુજે મન ખુશ કરૂં? [યાને કે કેવી રીતે હું દિલખુશ કરૂં?]

જાસુસ–તુમ્હારે ગાને બજાનેકા કુચ્છ મહંતજીકો નમુના બખાઓ!

ઉસ્તાદ–ફાર આનંદાચી ગોષ્ટ આહે. આતામી તબલા આણુતો. [અર્થાત ઘણી ખુશીની વાત છે. હમણાં હું તબલાં લાવું છું.] (થોડી વારે હાંફતા હાંફતા ઉસ્તાદ તબલાં લઇને આવ્યા. જાસુસ મંદીરમાંથી તંબુરો લઈને આવ્યો ને ઉસ્તાદે ભેંસ ભડકામણો આલાપ કરી જલ્સો જમાવ્યો.)

મહંત–વાહ! વાહ! ઉસ્તાદ, સંગીતમેં આપ ખૂબ પ્રવિણુ હેં! ખૂબ, કમાલ કિયા! (ઉસ્તાદ સમજે કે કમાલ કવ્વાલીવાળા જેવું કામ કર્યું! તેથી ખુલાસો કરે છે કે :— )

ઉસ્તાદ–અરે તો! બિચારા કમાલમિયાં દોન–ચાર કવ્વાલી જાણુત અસેલ. અમચા પુડે યાંચી કાય તાકત ચાલેલ? પરંતુ તુમચા કૃપેને ઈલાહી બખસ પેક્ષાહી માઝા હાથ ચઢેલ અસા આશિર્વાદ મલા જરૂર ચાહે. [અર્થાત અજી, કમાલમિયાં તો બિચારો બેચાર કવ્વાલી જાણે છે તે મારી આગળ શું વિસાતમાં? બસ હવે આપની કૃપાથી ઈલાહી બક્ષ કરતાં પણ મારો હાથ વધી જાય એવા આશિર્વાદની જરૂર છે.]

મહંત–બહુત અચ્છા યેહ તબલેકી જોડ યહાં રખ જાઓ. ઈસ પર હમ મધ્યરાત્રિકો મંત્ર ફુંક દેગા. તુમ કલ સંધ્યા સમય આકર મહાદેવજીકો પ્રસન્ન કરકે તબલા લે જાના!

જાસુસ–ઔર ઉસ મંત્ર કે પઢનેમેં સવા રૂપેકા લોબાન જલેગા તો સવા રૂપિયાભી લેતે આના!

ઉસ્તાદ–હે તર બરોબર આહે પરંતુ ન્હાલા ઉંદીરાને ખાતા કામાનયે હે તુમી ધ્યાનાત ઠેવા. [અર્થાત એ તો ઠીક પણ તબલાને ઉંદરો કાતરી ન જાય તે ધ્યાન રાખશો. (આટલું કહીને નમસ્કાર કરતા ઉસ્તાદજી રસ્તો માપે છે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો

સ્થળ–મંદીર. (મસ્ત થયેલો જાગીરદાર પુત્ર મંગલસીંગ લથડતા પગે મંદીર તરફ આવતો જણાય છે.)

નથ્થુ—બોમ બોમ ગિરધારી! આ રહી હે કોઈ નયે શિકરકી સવારી! ( મહંત અંદર બેઠાં બેઠાં સમજી જાય છે કે કોઈ નવો શિકાર આવી રહ્યો છે. )

મંગલસીંગ—નમસ્કાર ભગવંત!

મહંત—ભગવાન તેરા કલ્યાન કરે! ( પેલો જાસુસ જે પાસે બેઠેલો હતો તે ઈશારાથી સમજાવી દે છે કે આ પેલો જાગીરદારનો પુત્ર છે કે મેં જેની કાલે વાત કરી હતી ) વત્સ! તું કિસ ઇચ્છાસે આયાહે વે મેં સમાધીમેં બેઠ કર જાન ચુકાહું. કુછ ગભરાના નહિ.

**"મન સાફ તેરા હય તો તું ગભરા ન કિસીસે!"**

અગર તેરા દિલ સાફ હય તો તેરી સબ મનોકામના શંભુ ભોલાનાથ પુરન કરેંગે. પ્રહલાદ કે પિતા હિરણ્ય કશ્યિપુ જૈસા નર રાક્ષસ તેરા પિતા હય, વે મુંજે માલુમ હય. ઔર તું પ્રહલાદ જૈસા ધર્મભક્ત હય, વે ભી મુજે માલુમ હય. તો બસ સવાદસ તોલેકા સુન્નેકા એક નંદી બનાકે શિવલીંગપે ભેટ ચડા કે તેરી સબ મનોવાંચ્છના પરિપૂરન હો જાયગી! તુ તો જાગીરદારકા પુત્ર હય ઈસલીયે તુજહે મહલુમ હોગા કિ દુનિયા કે કિસી થર્ડ કલાસ અમલદાર કે પાસ જાતે હેં જબભી કુછ ભેંટ—સોગાદ લે જાની પડતી હય; તબ યેહતો શિવ શંભુ મહેશ્વર જૈસે મહાશક્તિશાલી ભગવાન કા દરબારહે ઇસમેં ભેંટ ચઢાયે બિગર કૈસે કામ બનેગા?

મંગલસીંગ—ભગવંત, સવા દસ તોલા તો શું? પચાસ તોલાનો પોઠીયો હાજર કરૂં એવો હું છું! પણ શું કરૂં કે મારો બુઢ્ઢો નાલાયક બાપ લાખોની જાગીર ધરાવે છે; પણ મને વાપરવા કશું આપતો નથી! અને તેથી જ તો આપ સાહેબને તકલીફ દેવા અહીં આવ્યો છું. એવો જુલમગાર બાપ તો જગતમાં હજુ સુધી કોઈ પાકયો જ નહિ હોય! બે ઘડી દિલ બહેલાવવા કોઈ નાચરંગની મહેફિલમાં ભાગ લઈએ; તો એનો બાપ મરી ગયો હોય એવું મોઢું કરે! કોઇ દિવસ જરા જોવા ખાતર રેસના મેદાનમાં ચક્કર લગાવીએ

તો એ બુઢ્ઢા બુઆખનું ચક્કર ફરી જાય! દિલનો ગમ દૂર કરવા જરા છાંટા પાણી લઈએ કે બેઘડી પત્તાંથી દિલ બહેલાવીયે તો બુઢ્ઢો હડખાયા કુતરાની જેમ ચોંટી પડે! આખર ગમે તેવો તોય હું એક જાગીરદારનો પુત્ર છું. હું મોજ ન કરૂં, વૈભવ વિલાસ ન ભોગવું; તો કોણ ઢેડ ચમાર કે વાઘરી લોકો એવી મોજ ભોગવવાના હતા? શું બુઢ્ઢાની ખાતર મારે જુવાનીમાં પૂળો મૂકવો?

મહંત–વત્સ, જીવન દો દીનકા હય! મોજસે જીવન ગુજારના યેહી રઇસોંકે શરીફોંકે શ્રીમંતોંકે ફરઝંદોકા કામ હય, મુફિલસોંકા નહિ! અગર જવાનીમેં કોઈ પાપ કરે તો વોહ પાપ નહીં કહેલાતા હય;કયુંકે મસ્તીકી યે સબ શોખીયાં હય! ઔર ફિર બુઢાપેમેં પ્રશ્ચાતાપ કરનેસે ભીતો યેહ સબ પાપકા પ્રાયશ્ચિત હો સક્તા હય; તો ફિર તેરે બુઢ્ઢે બૈલ જૈસે બાપકો એકહી મંત્રસે ઝેર કરદુંગા લેકિન ભેંટ ચઢાએ બગેરે યેહ કામ નહિ બન સકેગા?

મંગલસીંગ–પરંતુ હમણા તો કશુંય નથી તેનું કેમ? (એટલામાં પેલો જાસુસ મંગલસીંગના કાનમાં કંઈ કહે છે; જેથી મંગલસીંગ સોનાના બટન તથા કાનના સોનાના લવીંગ કાઢી આપે છે.

મહંત મુજે ઈસ દુનિયાંકી વસ્તુઓંસે કયા સંબંધ? જાઓ, શિવલીંગપે યેહ સબ વસ્તુએં ભેંટ ચઢાકે આંખે બંદ કરકે મનસે પ્રાર્થના કરો કે: 'શંભુ ભોલાનાથ યદી મેરા દિલ સાફ હય તો તું મેરી મનવાંચ્છના પુરન કરના!' ઔર દેખ યેહ કાગજકા પુતલા શિવલીંગ પર રખના થોડી દેરમેં યેહ જલ જાય તો સમજ લેના કિ તેરા કામ બન જાયગા. મંગલસીંગ સોનાની વસ્તુઓ ભેટ ચઢાવ્યા પછી પેલું કાગળનું પુતળું શિવલીંગ પર મૂકે છે ને આંખો બંધ કરીને પ્રાર્થના કરે છે. થોડીક વારે આંખ ખોલે છે એટલે પૂતળામાંથી ધૂમાડા નીકળવા માંડે છે થોડીવારે આખું પુતળું બળી જાય છે જેથી મંગલસીંગ ગેલમાં આવી જાય છે.)

મંગલસીંગ–મહારાજ! ખરેખર આપ પૃથ્વી પર જીવતા જાગતા ભગવાન છો. બસ મારો બાપ પાગલ બની ગયો કે પછી મિલ્કત મારા હાથમાં આવતાં આ જીર્ણ મંદીરને પણ ફરીથી ચણાવી દઈશ (દંડવત્ત પ્રણામ કરીને મંગલસીંગ જાય છે. હવે પેલું પુતળું બળી ગયાનો ચમત્કાર બન્યો હતો તેનું રહસ્ય એ છે કે પુતળામાં ફોસફરસ મુકેલો હતો જેથી તે કાગળનું પુતળું બળી ગયું!) ‘ દુનિયાં ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીયે!’

(મંગલસીંગના ગયા પછી થોડીકવારે નથ્થુ તથા શંકરીયો એક દોઢવેંત લાંબી દાઢીવાલા મલ્લાંજી સાથે વાતો કરતા પ્રવેશે છે.)

મુલ્લાંજી–મહંતબાબા સલામ! આય આપનો અડનો સેવક ઘેરસી નિકલીને એક ખાસ કારનસી આવી લાગોસ! વલ્લા મેં સાંભલુંસ કે આપની કરામતસી ભલભલા ભુખરી બારસો ગબ્બર માલદાર બની ગિયાસ તો પછી મેં સું ગુનેગારી કરીકે આપ નામદાર જેવા અલ્લામિયાંના ખાસબિંડાની ખિડમટના કરૂં?

મહંત–ક્યા ઇચ્છા હય? અગર શુભ ઇચ્છાસે, સચ્ચે દિલસે આયે હોંગે તો તુમ્હારા કામ ઈશ્વર કિરપાસે બન જાયગા!

મુલ્લાંજી–હું એ સાંભલુંસ કે પેલાં સુઈદરીવાલા મુલ્લાં આદમજીને આપે ટિસરા શનીચરે ઘોરાનો નંબર આપેલો, ટેના પર ટે ડિલ ખોલીને રમો. યાને ઘરબાર ગિરો મૂકીને તે ઘોરો લગાવો તો પલવારમાં માલામાલ ઠઈ ગિયો. ઈમાનસી વલ્લા, એવો જ કોઈ ઘોરાનો નંબર નંઈ ટો છેવટે આંક ફરકનો નંબર આપો કે અય આપના અડના સેવકનીબી કરકાઈ ડૂર ઠઈ સુન્નાનાં નલીયાં બની જાય! આપ આય કામના બડલામાં જે કેસો ટે ચીજ ભેટ આપસ. અરે! કેસો ટો ૫૦ ટકા કમીશન આપસ.

મહંત–હમકો તુમ્હારી જગતકી અઇસી તૈસી નાશવંત વસ્તુ-ઓંકી ક્યા દરકાર હમ? હમ ઐસે દુનિયાંદારી કે ફંદેમેં નહિ ફંસતે! ઘોંડોંકે નંબરસે ઔર આંકફરકકે નંબરસે હમકો ક્યા સરોકાર? કિસીને તુમારી મશ્કરી કી હય!

મુલ્લાં–અરે! બાવાજી આમ છેક ગાલીયું કા'રી નાખવાની સું વાત કરોસ? આ ગરીબ સેવક આપને ડુવાડેસે. કેવટો હમનાં ને હમનાં પાંચ-ડસ ટોલ્લા ગાંજો લાવી આપું પન કામ કરીયા વગર આપનો છુટકો ઠાવાનો નઠી!

મહંત–અચ્છા તો કલ પ્રભાત કે સમય પધારના!

## પ્રવેશ ૭ મો

સ્થળ: શાંતાની પડોશણ દેવલી ગોલણનું ઘર

દેવલી–(કમલા તથા મહંતને નિરખીને.) પધારો મહંતજી આજે અમારા ગરીબને ઘેર આપ જેવા મહાત્માનાં પગલાં? અમારાં તો નસીબ ઉઘડી ગયાં!

કમલા–શાંતાબાઈનું દુઃખ ટાળવા ઘણું ઘણું સમજાવીને મહાત્માજીને લઈઆવીછું. બાકી સંસાર ત્યાગી આત્માને આવા સંસારના ઝઘડામાં પડવાની જરૂર શી?

દેવલી–વાત ખરી છે. મેં હાંભયળુંચ કે આ મહાત્મા તો આ કળિકાળમાં સાખ્યાત ભગવાન જેવા છે! કેમ ખરૂંને?

કમલા–હાસ્તો, તેમ હોયા વગર મારા જેવી કોઇનો ભરોસો કરે? હા......આ, પણ દેવલી હવે વાર ન લગાડ શાંતાને કોઈ પણ બ્હાને જલ્દી બોલાવી લાવ. નહિતર રાતના બાર વાગે તો બાવાજી પ્રભુ સાથે વાતો કરવા વિમાનમાં બેસીને કૈલાસપુરીમાં જશે! રોજ રાતે ભગવાન એમના માટે પોતાનું ખાસ વિમાન મોકલાવે છે.

દેવલી–ઓયબા! આતો જબરા ચમત્કારવાળા બાવા છે?

કમલા–ચાલ, વાર ન લગાડ. જલ્દી જા. [ કમળા દેવલીના હાથમાં દસની નોટ મૂકે છે.] પણ એનું હું કામ ઉતું?

કમલા–તારા કામનું ઈનામ પણ મળવું જોઇએને?

દેવલી–પણ બે ડગલાં ચાલવામાં દસની નોટ?

કમલા–હવે જલ્દી જાને? (દેવલી શાંતાને બોલાવવા જાય છે એટલે કમલા મહંતને કહે છે.)

કમલા–પણ હવે કોઈ મહાન ચમત્કાર બતાવવો પડશે ?

મહંત–યેહતો હમારા વામ હસ્તકા ખેલ હય ! દેખ મેં અયસા રસાયન શરીર પર લગાકે આયા હું કે જીસે અગ્નિતક નહિ છુ સકતા ! ( એટલામાં દેવલી શાંતાને લઇને આવે છે, અને શાંતા મહંતજીને પગે લાગે છે. )

શાંતા–નમસ્તે મહંતજી !

મહંત–પુત્રી તેરા કલ્યાન હો ! (મસ્તકે હાથ મૂકે છે.) મેંને અભી સમાધીમેં દેખાથા કે તેરે સરપર રાહુકી દશા બેઠી હય, તો હમારે જઇસે કોઈ જગતસે નિષ્પૃહ યાને સંસાર ત્યાગી મહાત્માકો તનદાન દેનેસે તેરી મનોવાંચ્છના પુરન હોગી. ઔર તુ એક પુત્રકી માતા બનેગી !

શાંતા–આપજી, એવું થાય ત્યારે તો મારે ત્યાં સોનાનો સુરજ ઊગે ! આપ જે કહેશો તે આપને ચરણે ધરીશ.

મહંત–યેહ નાશવંત જગતકી કોઈ વસ્તુ કી હમેં અપેક્ષા નહિહય ! બસતેરા કલ્યાન હો યેહી હમારી ઈચ્છા હય. ‘ કર ભલા હોગા ભલા. ’ યેહી હમારા રાત દિનકા કર્તવ્ય હય ! જગતકી કોઈ વસ્તુકા હમેં મોહ નહિ હય, ઔર કોઈ વસ્તુ હમે નુકસાનભી નહિ કરસકતી. ( એટલું કહી દેવલીને ચૂલામાંથી બળતી આગ લાવવાનું સૂચન કર્યું. દેવલી કંપાતા પગે આગ લાવી. મહંતે પોતાના શરીર પર આગના અંગારા નાખ્યા, છતાં કંઈ અસર ન થઈ જેથી એ ચમત્કારને દેખીને શાંતા તથા દેવલી બંને મહંતને પગેપડી. બંનેને ઊઠાડતાં મહંત બોલ્યા.)

મહંત–શાંતા તેરી ભક્તિ વ આસ્તિકતા દેખ કર મેં બહુત પ્રસન્ન હુવા હું, ઔર આશિર્વાદ દેતા હું કે એક સપ્તાહમેં તેરા કાર્ય પુરન હોગા. દેખ રવિવાર કે દીન પ્રભાત કે સમય કીંતુ સૂર્યોદયસે પહેલે નગ્ન અવસ્થામેં અનાર યાને દાડમ કે વૃક્ષકી એક ડાલી કાટકર અપને પતીકી પીઠ પર આહિસ્તાસે લગાના. ભૈરવનાથકી

કિરપાસે વોહ પલેહુવે કુત્તેકીતરહ તેરા તાબેદાર બનજાયગા. લે
યેહ વશીકરન તબકામ લગેગા જબતુ તનદાન દેગી !

શાંતા–બાપજી, અન્નદાન, વસ્ત્રદાન, ધનદાન તો મેંય સાંભ
છે પણ આ તનદાન શું ?

કમલા–શિવજીના મંદીરની પાછળ પેલું અઘોર ખંડેર જણ
છે ને ત્યાં રવિવારે મધ્ય રાત્રે દેવલીની સાથે આવજે; એટલે
મહંતજી તને તનદાનનો મર્મ સમજાવશે ને તારૂં કામ થઈ જશે

શાંતા–પણ એ ખંડેરમાં જતાં તો ધોળા દા'ડેય બીક લાગે
તો રાતે શી રીતે અવાશે ?

કમલા–હું દેવલીને ઘેર આવીને તમને લઈ જઈશ. પછી કં

શાંતા–હું તમારી જન્મો જન્મની ઋણી રહીશ.

મહંત–દેખ તેરે સર્વ વસ્ત્રાલંકાર, બનાવ સીંગારકે સાથ
આના પડેગા. વિધવા જૈસે દર્શન સે વહાં મત આના. ઔર દેવ
તુભી વસ્ત્રાલંકારસે સજકે આના તેરાભી કલ્યાન કર દુંગા !

દેવલી–હાંરૂઆપજી ! એની હારે મારાં પણ ભાયગ ઉઘડી જ

મહંત–દેખના કિમીયાકી કારીગરીસે તેરે સબ ચાંદી કે આભુ
સુન્નેકે બનાદુંગા ! (દેવલીને શાંતા ખુશ ખુશ થઈ જાય છે, ને મ
તથા કમલા પણ પોતાને પંથે પડે છે. પછી શાંતા પોતાને
જાય છે. શાંતાને આમ મોડી રાતે બહારથી આવતી જોઇને ચો
વાંચતાં વાંચતાં આરામચેરમાંથી ડોકું ઉંચું કરીને તેનો ધણી તેને પૂછે

"શાંતા, આટલી મોડી રાત સુધી કયાં ગઈ હતી ?"

"સતનારાયણની કથા સાંભળવા ગઈ હતી !" શાંતા
ભળતોજ જવાબ આપ્યો.

"આમ અર્ધી અર્ધી રાત સુધી કથામાં બેસી રહેવું એ સારી
નથી ! વારૂ કથા કોને ત્યાં હતી ? કથામાં કઈ વાર્તાની ચર્ચા થઇ હતી

"દેવલીને ત્યાં કથા હતી. બાકી વિષયમાં તો કથા
પોતાના બોખા દાંતોથી એવા ગોળા ગબડાવતા હતા કે ઝાઝી સમ
પડતી નહતી !"

"સમજ ન પડે એવું હતું તો નાહક શા માટે જાગરણ કર્યું?"

"તમે તો આખી રાત ચોપડાં વાંચવામાં વિતાવો છો, તો પછી હું આમ નકામા ઉજાગરા ન કરૂં તો શું કરૂં?"

"પણ દેવલી જેવાં માણસોની સોબત સારી નહિ! જા સુઇજા. મારી પરીક્ષા પાસે આવેલી હોવાથી અભ્યાસ પૂર્ણ કર્યા વગર છુટકો નથી!"

"બહુ સારૂં તમે તો પોથાંનાં થોથાં ઉકેલવામાં જ ઉંમર પુરી કરજો, ને હું ઘરની વળીઓના દાંડા ગણી ગણીને ઉંમર પુરી કરીશ." છણુકો કરતી, પગ પછાડતી શાંતા પોતાના ઓરડામાં જઇને સુવે છે ને તેનો ધણી તો વાંચવામાં જ લીન થાય છે.

## પ્રવેશ ૮ મો

સ્થળઃ શિવજીના મંદીર પાછળનું ખંડેર [ અંધારામાં બીજાં માણસો સહિત મહંત ઉભા છે. દૂર એક ઝાડની નીચે કાળા રંગની એક મોટર પણ ઉભેલી છે. બધા જાણે કાળાં કર્મ કરવા તત્પર થયા હોય, તેમ કાળા ડ્રેસમાં સજ્જ થએલા જણાય છે. થોડીવારે કાળા વસ્ત્રોમાં ઢંકાએલી બીજી ત્રણ વ્યક્તિઓ આવે છે. ]

શાંતા–નમસ્કાર મહંતજી! બાપલા મારો ધણી વહેમાયો છે તેથી મને દેવલીને ત્યાં આવતી અટકાવે છે. આજે મહામુસીબતે હું અહીં આવી શકી છું..

મહંત–બસ અબ કિસીકી શક્તિ નહિ કે તેરા કુછ નુકસાન કરે! તુ અબ હમારે રક્ષણમેં આ ગઈ હય, અબ કોઈ તેરા નામ ભી નહિ લે સકેગા.

દેવલી–બાપલા, આ મારી બધી રૂપાની જણસોને સોનાની બનાવી દયોને? ઓલી રૂપિયાની કોથળી છે, તેને પણ સોનાના બનાવી દયો!

મહંત–અચ્છા લાવ! [ લઇને બીજા માણસને હવાલે કરે છે.]

શાંતા–બાપલા. મોડું થશે તો મારી શોધખોળ થશે?

મહંત–કિંતુ અબ તેરા પતા નહિ ચલેગા. દેખ યેહ મોટર તૈયાર હય. પ્રભાત કે સમય પહેલે તો દેહલી તરફ ૩૦૦ મીલકે ફાસ્લેપર પહોંચ જાયગી. મેરી નઈ ચીડીયા!

શાંતા–તો શું અમે પાછી ઘેર નહિ જઈ શકીએ?

મહંત–તેરે જૈસી સ્વર્ગકી અપ્સરાકો મેં હાથ ક્યું જાને દું?

શાંતા–હેં...એં! તો શું તમારો ઈરાદો મને ઉઠાવી જવાનો છે?

મહંત–તું અપની રાજીખુશીસે તનદાન દેનેકે લિયે આઈ હય ફિર મેં ક્યું ઈન્કાર કરૂં? [ શાંતાથી ભયને લીધે બૂમ પાડી દેવાય છે "કોઈ આવો! બચાવો!" પણ તેને ક્લોરોફૉર્મથી બેભાન બનાવવામાં આવે છે. દેવલી નાસવા જાય છે તેને પણ પકડીને મોઢે ડૂચો દેવામાં આવે છે. બંનેને મોટરમાં નાખીને પાંચ માણસો મોટર હંકારી જાય છે. સાથે પેલો જાસુસ એક ચામડાની બેગ પણ ઉંચકીને મોટરમાં બેસે છે, કે જેમાં આખા પરગણાને ઠગીને એકઠો કરેલો પૈસો જમા કરેલો હતો. મોટર પૂરપાટ દોડવા લાગી. પાછળ થોડીવારે શાંતાનો ધણી તેને વહેમ પડવાથી દેવલીને ઘેર શોધવા જાય છે; પણ દેવલીએ ગૂમ થએલી હોય છે, જેથી તે આખા ગામમાં શોધખોળ ચલાવે છે. બીજા દિવસે મહંતની પાર્ટી ગુમ થવાના સમાચાર વાયુવેગે પ્રસરી જાય છે; જેથી શાંતાનો ધણી પોલીસમાં કેસ નોંધાવે છે. સ્ટેશને સ્ટેશને તાર છુટે છે.]

૧૫ દિવસ પછી કાશ્મીરની સરહદ પર મહંતની પાર્ટી પકડાય છે. પશ્ચાતાપ કરતી શાંતા એના ધણીને પાછી સોંપાય છે. પોતાનીજ ભૂલને કારણે એને ભૂલનો ભોગ બનવું પડયું હતું. એ વિગત સમજાવતાં શાંતાનો ધણી તેને માફી આપે છે. દેવલીના માથે શાંતાનું હરણ કરવામાં ભાગીદારી કરવા બદલ છ માસની સખત મજુરી સાથેની સજા થાય છે. કમલાને બે વરસની સજા થાય છે, તથા મહંતને સખત મજુરી સાથે સાત વરસની સજા થાય છે. અને તેના દરેક બીજા સાથીદારને અઢી અઢી વરસની સખત મજુરીની સજા થાય છે.

મહંતની બધી રકમ જપ્ત થાય છે. આ પહેલાં એ મહંતશ્રીએ બેવાર જેલ તોડયાના બનાવો નોંધાએલા છે. ત્રણ ઠગાઇના કેસો ને ચાર સ્ત્રી હરણના કેસો આ પહેલાં એમના પર થઈ ચૂકેલા છે. એટલે આવી સજાથી પણ એ શાના ડરે? "સાત વરસ તો જોતજોતામાં નીકળી જશે." એ આશાયે ખુશખુશાલ ચહેરે મહંતજી જેલ તરફ સિધાવ્યા. વળી નફટાઇની હદ તો જુવો કે જાણે કંઈ ધર્મનું કાર્ય કરવા જતા હોય તેમ "બોમ બોમ ગીરીધારી!" નો નાદ કરતા કરતા ગયા. પણ એમાં દિલગીર થવા જેવુંય શું છે? મોટા મોટા લીડરો સત્યાગ્રહ કરીને જેલમાં જાય છે ત્યારે એ આવી રીતે જેલમાં જાય છે! પણ નામ તો કમાય છે ને?



# ઈદનાં એક્સીડન્ટ

## (૧)
## મારી પોતાની ઈદ

ખુદા ભલું કરે અમારાં ખદીજા ખાલાનું કે એમ તો મહીનાના મહીના વીતી જાય છતાં અમારા ઘર તરફ ફરકીનેય ન ભાળે! પણ ઈદની આગલી રાતે તો એકાએક પ્લેગના ઉંદરની જેમ ફુટીજ નીકળે! ચાહે કરા પડે કે વિજળી પડે હીમ પડે, કે જળપ્રલય થાય, કે ધરતીકંપના આચકા લાગે; પણ ખદીજા ખાલા ઇદની આગલી રાતે આવવાનું નજ ચૂકે!

અને આવે તે પણ ધામધૂમથી જ. એટલે કે ભડકેલી ભેંસ જેમ શીંગડાં અને પૂછડું ઉછાળીને કુદતી ચાલે; તેમ ખદીજા ખાલા પધારે ત્યારે ઘરના ઉંબરાથી બાર હાથ છેટેથી જ બુરખાને ઉતારીને ખભે નાખે અને કોઇ બહારવટીયાની ઢબે ઘરપ્રવેશ કરતાં અમારાં પેલાં એટલામાં કે "કલ્લુ કી અમ્મા" ની ખબર પુછે. પછી કલ્લુ મીયાંને અગાઉથી નોટીસ આપ્યા વગરજ ચુંબનોની પરંપરાથી ગભરાવી મૂકે અને પછી જ પલાંઠો વાળીને શેતરંજી પર બેસે. ખૂબસુરતીની સાથે તેમને કંઇ લેવાદેવા ન હતી. પણ તેમનો સ્વભાવ ચાંદબીબી જેવો ગરમ પ્રકારનો ગણી શકાય! અમારાં સંબંધીઓમાં એ અઢારમી સદીના નમુના રૂપ માનવપ્રાણીને જોઈને મારો પુરાતત્વ શોખીન આત્મા ખૂબ આનંદ પામતો!

એમનામાં વિશિષ્ઠતા એ હતી, કે એક બકરી આખા દિવસમાં જેટલો ચારો ન ખાય; એટલાં એ પાન ચાવી જતાં! ઉંઘનો થોડાક સમય બાદ કરતાં બાકીનો આખો વખત એમનું મોઢું પાન વાગોળતું જ દ્રષ્ટે પડે! એમણે બેસતાંની સાથે જ "કલ્લુ કી અમ્મા" ને પ્રશ્ન કર્યો: "છોટી બીબી પાન બનાવું, ખાશો?" જવાબ ન મળ્યો છતાં પાનનો ડબ્બો સરકાવીને એક ડબલ પાન બનાવીને પોતાના

મોઢામાં સરકાવ્યું અને એક સીંગલ પાન અમારા કલ્લુની અમ્માને બનાવી આપ્યું.

તમે કહેશો કે ખદીજા કોણ છે? એમ તો ઉંમરના કારણે અને પુરાણા રિવાજોનાં એકસપર્ટ હોવાને લીધે એમને ગામ–ખાલા તરીકે સંબોધીએ તો પણ ચાલી શકે! બાકી ટુંકાણમાં જણાવવાનું કે અમારાં સાસરીયાનીએ ડોશી પુરાણી નોકર છે. અમારા બેગમ તો ઠીક; પણ બેગમના બાપા એટલે અમારા સસરા પણ એમના ખોળામાં રમી ચૂકેલા! અમારી સાસુના એ ગોઠીયણ અને ખાસ કાયદાનાં સલાહકાર હોવાથી એમનું માન મારે ખાસ સાચવવું પડતું. કારણ કે કદાચ એમના આદરસત્કારમાં ખામી આવે, તો પછી વડી સરકારમાં એઓ દરખાસ્ત કરે અને વડી સરકાર એટલે અમારાં સાસુમા તરફથી છોટી સરકાર એટલે કે "કલ્લુકી અમ્મા"નું એ બાબત પર ધ્યાન ખેંચવામાં આવે. જેથી છોટી સરકાર તરફથી મારી ઉપર દબાણ કરવામાં આવે. એટલે કે જો અમારાં બેગમસાહેબ પોતાની જાત પર જાય તો પછી આપણો ઘાટ તો "ધોબીનો કુતરો ન ઘરનો, ન ઘાટનો!" જેવો થાય! મતલબ કે મહાદેવ પહેલાં પોઠીયો પૂજાય તેમ એમને અમારે સૌથી વિશેષ માન આપવું પડતું કારણ કે તેઓ હવે ફક્ત માન મેળવવા માટે જ જીવી રહ્યાં હતાં!

રાબેતા મુજબ આજે પણ ખદીજા ખાલા ઈદની દા'વત આપવા આવ્યાં હતાં. ઈદની દા'વત તો અમારાં સાસુમા તરફથી ખાસ કલ્લુ અને તેની અમ્માને જ મળતી, પણ પીરને લીધે મુજાવરને માન મળે. અથવા તો દેવને લીધે પૂજારીનો ભાવ પૂછાય; તેમ તેમના પેટામાં આપણને પણ તુફેલી દા'વત મળી રહેતી! ઉઠતી વખતે રાબેતા મુજબ ખદીજા ખાલાએ ખોખરે ઘાંટે કહ્યું "કાલે આપને બડી બેગમને ત્યાં દા'વત છે. હાં...આં, પણ કાલે ઈદની નમાઝ કયાં પઢશો?" કહેવાનું મન તો થયું કે "પીઠામાં!" પણ હીંમત ન ચાલી જેથી કહ્યું "ઈદગાહમાં;" એટલે તે બોલ્યાં;

" ઠીક છે. આજકાલ તો લોકો ચાલવાને દર્દે ઈદગાહ સુધી પગ ન દુ:ખાડતાં મહોલ્લાની મસીદમાંજ નમાઝ પઢી લે છે. પંદર વીસ વરસ પહેલાંતો એકેએક મરદ ઈદગાહે જતો. હાં...આં, પણ છોટી બીબી " કલ્લુમીયાંને તેમના અબ્બા સાથે મોકલશો કે નાના સાથે ? " થોડીક વાર વિચાર કરીને અમારાં તે બોલ્યાં:

" નહી કલ્લુમીયાં તો એમની સાથે જ ઈદગાહ જશે. "

" અરે ! ત્યાં જ મોકલી દેજોને ? બચ્ચાંકચ્ચાં સાથે ખુશીથી ચાલ્યો જશે. " ખદીજા ખાલા બોલ્યાં અને પાનની પીચકારી પીકદાનીમાં નાખી, પણ થોડા છાંટા મને ઉડ્યા છતાં ન છૂટકે ચૂપ રહ્યો.

" હા ઘણી સારી વાત છે. સવારે કલ્લુ મીયાં ત્યાં આવી જશે અને એના નાનાની સાથે ઈદગાહમાં જશે. " મેં મારો મત દર્શાવ્યો.

ત્યાં તો જામગરી સળગાવતાં એકદમ સુરંગ ફાટી નીકળે તેમ કલ્લુકી અમ્મા ટપકી પડ્યાં:

" લ્યો, ભાઈસાહેબને તો જોઈતું હતું તેવું જ મળ્યું ! ભલે તમે દોસ્તોમાં ખુશીથા હરજો ફરજો. એકનો એક છોકરો, તેને પણ હારે લઈ જવો મુશ્કેલ પડે, તો ભલે એકલા એરંડા જેવા ચાલ્યા જજો ! મારા કલ્લુમીયાંને લઇ જનાર ખુદાની મહેરબાનીથી હજુ ઘણા જીવતા છે ! " કલ્લુની અમ્માએ રા. જમનાદાસની જેમ અર્ધો કલાક સુધી એકધારૂં ભાષણ કર્યું.

એમ તો મારામાં એક એવી સારી આદત છે; કે તેના પ્રતાપે અંતે બેગમસાહેબને જ હારવું પડે છે. બેગમે જ્યાં લેકચર શરૂ કર્યું કે આપણે બધું જ કામકાજ પડતું મૂકીને પલંગ પર આડા પડીને શાંતિથી એકાગ્ર ચિત્તે એમના ઉપદેશનું શ્રવણ કરવા માંડવું ! જ્યારે એ ભાષણ કરીને થાકે અને હું એક હુંકારો પણ ન ભરૂં ત્યારે આપોઆપ ખસીયાણાં પડીને અંતે તલ્વારને મ્યાન કરે ! તે પ્રમાણે આજે પણ એમને જ થાકીને હારવું પડયું. શાંતિ થયા પછી ખદીજા ખાલાએ ફરીથી સૂચના કરી: "હાં...આં, તો મીયાં સાહેબ, તમે

નમાજ પઢીને સીધા ત્યાં જ આવીને ખાજો. દોસ્તોની સાથે ગપ્પાં મારવામાં નાહક વખત ના વિતાવશો, અને છોટીબીબી તમારે તો સવારમાં જલ્દીથીજ આવી લાગવાનું." એટલું કહીને તે ચાલ્યાં ગયાં.

× × ×

રાતના અગીઆર વાગી ગયા હતા. આંખોમાં ઉંઘ ઘેરાઇ હતી કે ઉંઘમાં આંખો ઘેરાઈ હતી. કલ્લુની અમ્માનો ગુસ્સો ઉતરી ગયો હતો; પણ ગુસ્સાનો સોજો હજુ ઉતર્યો ન હતો–એટલે કે મોઢું હજુ તોબરા જેવું ફુલેલુંજ હતું. તે સોપારી કાંતરતાં ત્રાંસી નિગાહથી મારા તરફ જોઈ રહ્યાં હતાં અને હું તેમને શી રીતે મનાવવાં તેની હિકમત યોજી રહ્યો હતો. આપ એમ ન સમજી લેતા કે હું બીજા ઝનમુરીદ મરદોની જેમ મારી બૈરીથી ડરૂં છું? ના, ના. કારણ કે તે કંઈ વાઘ, વરૂ, કે મગરમચ્છ નથી કે તેનાથી ડરવાનું હોય! તો પછી આટલી વિમાસણ શા માટે?

તમે જાણો છો કે હું પણ સ્ત્રી સ્વતંત્રતાનો પાકો હિમાયતી છું. સ્ત્રી સ્વતંત્રતાનો પાકો હિમાયતી છું. એટલે કે બેગમ પર્દાનો ત્યાગ કરી હરાયાં ઢોરની જેમ જ્યાં હોય ત્યાં ફરતાં ફરે, અને પોતાના રૂપનું પ્રદર્શન કરતાં ફરે એવા પશ્ચિમના સુધારાવાળી સ્વતંત્રતાનો હું હિમાયતી છું એમ સમજવામાં ભૂલ રખે કરી બેસતા! સ્વતંત્રતા એટલે આઝાદી. સ્ત્રી પુરૂષની ગુલામડી થઈને નહિ; પણ મિત્ર થઈને રહે એવી સ્વતંત્રતા મને ખપતી. અને તેથી જ સાપ મરે પણ નહિ અને લાઠી તૂટે પણ નહી એવી કોઇ યોજના વિચારી રહ્યો હતો. અંતે વિચાર પર ઉંઘે જીત મેળવી અને હું પલંગમાં પોઢી ગયો તે ઠેઠ સવારે સાડા સાત વાગે કોઈએ બારણું ઠોક્યું ત્યારે જ આંખ ઉઘડી.

આંખો ચોળતાં ચોળતાં બારણું ઉઘાડીને જોયું તો બે બૈરીઓ માથા પર થાળ તપેલાં વગેરે લઈને ઉભી હતી. ઉંઘની ધૂનમાં ને ધૂનમાં હું એમ સમજ્યો કે "કોઈ માલ વેચનારીઓ હશે." એટલે તેમને આંખો બંધ કરીને જોરથી ધમકાવવા માંડી:

"ચાલી જાઓ અહીંથી! સવારના પહોરમાં બારણા ઠોકીને અમારા જેવા સદ્‌ગૃહસ્થોની ઉંઘ ઉરાડતાં તમને શરમ નથી આવતી? જાઓ, એકદમ ચાલી જાઓ, ઉભી ઉભી બાઘાની જેમ મારા મોઢા સામું શું જોયા કરો છો? શું તમે બંને બ્હેરી છો? કાને સાંભળતી નથી?"

તે બૈરીઓ મારા શબ્દો સાંભળીને જોરથી હસી પડી. મને રીસ ચઢી કે "શું વેચનારીઓ પણ આવી નફ્ટ હોય છે?" હું તેમને ખાલી ખાલી ડરાવવા ખાતર તેમની તરફ ધસ્યો. તે ચમકીને પાછી હઠી, જેથી એક બીજીની સાથે અથડાઈ પડી, ને તેમના માથાપરનો સામાન પડી ગયો. "ધમ" શું ને અવાજથી ચોંકી ઊઠતાં જોયું કે એક તરફ સેવ તથા ખાંડ વેરાએલી હતી, તો બીજી બાજુ બદામ, પીસ્તા વગેરે મેવો વેરાયો હતો, અને દૂધ ઢોળાયું હતું. હવે મને સમજાયું કે એ તો અમારે સાસરેથી સવારના નાસ્તા માટેની સામગ્રી આવી હતી.

"ઓ ખુદા! હવે શું થશે?"

"મીયાં, તમોંને સબેરાં સબેરાંમેં યે ક્યા કોંમ કીયા? ક્યા હમ કોઇ ચોર મોર થે કે તમોંને હમોંકો બહાર હાંકને લીયે ઈત્ની સગલી દાદાગીરી કીતી? સગલી ચીજાં ધૂલમેં મીલા દીતી, અબ સપરમેં દા'ડે ક્યા ધૂલ ખાઓગે? ફિજરકે પે'ર મેં તમોંને તે ભાંગબાંગ પી લીતી હે કે ક્યા?"

હું તો બારણાને અઢેલીને ગુપચુપ તેમનું સુરતીયાણું ઉર્દૂ લેકચર સાંભળતોજ રહ્યો. સેવ, દૂધ, ખાંડ, મેવો વગેરે ધૂળમાં મળવાની મને ચિંતા ન હતી. કારણ કે આપણે કયાં પૈસા ખરચ્યા હતા? ચિંતા હતી તો ફક્ત કલ્લુની અમ્માના ગુસ્સાની! તમે એમ ન માની લેતા કે હું તેનાથી ડરૂં છું? પણ બૈરાનું નાજુક દિલ દુઃખાય એ મારા જેવા સ્ત્રીઓના હિમાયતીથી શી રીતે જોઈ શકાય?

ગરબડથી આંખ ખુલી ગઈ એટલે કલ્લુકી અમ્મા પણ દોડી આવ્યાં. તેમને નિરખતાંજ પેલી બંને બૈરીઓએ કકળાટ ચાલુ કર્યો.

" હાય ! હાય ! સબ કુછ કરા ધરાયા ખાક મેં મિલ ગયા ! આજ એસે સપ્પરમેં દીન યે ચ્યા હુવા ? બેગમકા કામ તમામ હો ગયા ! "

તેમના બોલવાથી છોટીબીબીને એટલે કે અમારાં પેલાંને ફિકર પડી કે એમની અમ્મા થોડા દિવસથી બીમાર હતાંજ, તો તે શું આજે ઈદને દિવસેજ આ ફાની દુનિયાંનો ત્યાગ કરીને ગયાં હશે ? રડમસ ચહેરે પેલી બૈરીઓને પૂછયું :

" અરે ! કમબખ્તો કયા હુવા ? સાફ સાફ બતાવ ! " જમીન પર પડેલી સેવ, ખાંડ વગેરે તરફ નજર નાંખીને તે બંને એકી સાથે બોલી ઉઠી :

" હાય ! ચ્યા બતાએં ? ચ્યા હુવા ? સબકુછ લૂટ ગયા ! "

એટલું સાંભળતાંજ કલ્લુકી અમ્માંએ મોટા સાદે પોક પાડવા માંડી અને તેનું જોઈને પેલી બંનેએ પણ ગળું ફાડી ફાંડીને રોવા માંડયું. શોરબકોરથી આખો મહોલ્લો ખળભળી ઉઠશે, એ ભયથી બેગમને એકદમ ઘરમાં ઉઠાવી ગયો. અત્યંત શોકથી તે બેશુદ્ધ થઈ ગઈ હતી. પેલી બંને સ્ત્રીઓ પણ ખાલી વાસણો લઈને અમારી પાછળ પાછળ ઘરમાં આવી, અને બેગમને બેશુદ્ધ થએલી જોઈને ખસીયાણી પડીને રડવાનું બંધ કરી એક સ્ત્રી પંખો ઢાળવા લાગી અને બીજીએ પાણી લાવીને છાંટયું.

અહીં આમ બાબત હતી, તેવામાં અમારા પાટવી કલ્લુમીયાં પોતાની અમ્માને પલંગ પર પડેલી અને અમને બધાંને ગભરાએલાં જોઈને સમજી બેઠા કે " તેમની અમ્મા બેહિશ્ત નશીન થયાં હશે ? " તેથી દરવાજામાં બેસીને ઠૂઠવો મૂકવા લાગ્યા ! પેલી બે બૈરીઓ પૈકીની એક તો ઉઠીને હાથમાં સપાટ પકડીને દોડી અમારાં સાસુને આ ટેબ્લાની ખબર આપવા.

× × ×

થોડી વારમાં બડી બેગમ એટલે કે સાસુમાની સવારી આવી લાગી. આંગણામાં પડેલા સામાનને જોઈને ભડકી ઉઠ્યાં અને વળી

દરવાજામાં કલ્લુમીયાંને ડુસ્કાં ભરતો જોયો એટલે સમજ્યાં કે "જરૂર કંઈ દાળમાં કાળું છે!" રડું રડું થતાં ઘરમાં પધાર્યાં.

બડી બેગમના આવતાં પહેલાંજ છોટી બેગમ હોશમાં આવી ગયાં હતાં, પણ પલંગમાં પડ્યાં પડ્યાંજ શું ધાંધલ થાય છે, તે નિરખી રહ્યાં હતાં, પોતાની અમ્માને જોતાંજ વાંદરીની ઢબે છલાંગ મારીને તેમની કોટે વળગી પડ્યાં!

દીકરી તો એટલા માટે રડી પડી હતી કે માને જીવતી જોઇ! "કદાચ મા મરી ગઈ હોત તો શું થાત?" એ વિચારે તેને રડવું આવતું હતું, અને મા એટલા કારણથી રડતી હતી કે "દીકરીના પેટમાં કંઈ ચૂંક બૂંક ચાલતી હશે, કાં તો એના નાલાયક ધણીએ (એટલે કે મેં પોતે) એને કંઈ મારીબારી હશે!"

રાત્રે જે અમારા બંનેમાં સ્હેજ ચકમક ઝરી હતી, તે બીના ખદીજા ખાલાએ મરચું મીઠું ભભરાવીને અમારી સાસુને કહી દીધી હતી એટલે આ ટેબ્લાનો બધો ટોપલો મારી ઉપરજ ઠલવાયો!

સરકસના સિંહની જેમ કેટલીકવાર સુધી મારી સામે કરડી નજરે જોયું. પછી જે બેચાર સંભળાવવા જેવી વાતો હતી તે સંભળાવી કાઢી અને આપણે પણ શાંતિથી સાંભળી લીધી! શું કરીએ કલ્લુકી અમ્માની અમ્મા હતાંને? બીજું કોઈ હોત તો બતાવી દેત!

જ્યારે બંને ડુસ્કાં ખાતાં બંધ થયાં અને ઘરમાં પુનઃ શાંતિ છવાઈ; ત્યારે મેં આખો કિસ્સો શી રીતે બન્યો તે હકીકત કહી સંભળાવી. એટલે આપણી ઉપર નવી આફત ઉતરી.

અમારાં પેલાં તેમની મા તથા પેલી બે સ્ત્રીઓએ મળીને ઠરાવ પાસ કર્યો કે "મારા દીમાગમાં જરૂર કંઈ ગાંડપણની અસર છે અથવા તો અમારા મરહૂમ પરદાદા જે ૧૮૫૭ ના બળવામાં ખપી જઈને ભૂત થયા હતા તે મને કોઈ કોઈ વેળા આવીને વળગે છે. માટે ગાંડપણની દવા કરાવવા કોઈ પણ મૅડ હાઉસનો આસરો લેવો અથવા ભૂતની વળગાડને મટાડવા દિલ્હીવાળા ખ્વાજા હસન નીઝામીનો ઝભ્ભો પકડવો!

મેં કહ્યું કે "એ એમાંથી મને કંઈ નથી. હું ગાંડો નથી તેમજ ભૂત પણ વળગ્યું નથી; કારણ કે મુસલમાનો મરીને ભૂત થતાજ નથી. જીવતાજીવત ભૂત જેવા હોય તો ભલે!" અને બીજું ઘણું ઘણું કહ્યું, પણ મારૂં કોઈએ સાંભળ્યું નહિ. જેમ નરીમાનની એક પણ વાત બી. પી. સી. સી. સાંભળતી નથી તેમ!

પછી તો બડી બેગમે મંગાવેલી ગાડીમાં છોટી બેગમ પીયર સિધાવ્યાં અને કલ્લુમીયાંને પણ સાથે લઈ જવાનો આગ્રહ કર્યો; પણ એ અક્કલના બારદાને તો મારી સાથેજ ઈદગાહમાં આવવાની હઠ કરી.

તે બંને ગયા પછી મેં ઘડિઆળ તરફ જોયું તો સાડા આઠ વાગી ગયા હતા. ઇદગાહ સુધી પહોંચાય એટલો હવે વખત ન હતો. જેથી જુમ્મા મસીદમાંજ નમાઝ અદા કરવાનું નક્કી કર્યું. વખતની તંગીને લીધે હજામત કરાવવાનું પણ માંડી વાળ્યું અને નહાવા બેસી ગયો. નાહી રહ્યા પછી પાછી કપડાંની પંચાત ઉભી થઈ! કલ્લુમીયાંને નહાવા બેસાડ્યો અને હું કપડાંની શોધખોળ કરવા લાગ્યો. કેટલીક શોધખોળને અંતે એવું માલમ પડયું કે મોટી અલ્મારીમાં મારાં કપડાં છે. પણ મોટી અલ્મારી પર મોટું અલીગઢનું તાળું લગાડેલું હતું અને તે તાળાની કૂંચી કલ્લુકી અમ્માના ઈજારબંધમાં બાંધેલી હતી! જેથી ઘરવાળી પીયર ગઈ તેની સાથે ઈજાર પણ ગઈ, ઇજારબંધ પણ ગયો અને કૂંચી પણ પીયર ગઈ!

એમનું પીયર જરા વધારે દૂર હતું એટલે ત્યાંથી કુંચીઓ મંગાવીને તાળું ઉઘાડતાં નમાઝનો ટાઈમ ખલાસ થવાની ધાસ્તી હતી. તો હવે શું કરવું? ગ્રહસ્થોની જેમ તાળું ઉઘાડી શકાય એમ સમય અને સંજોગ ન હતો. જેથી ખાતર પાડનારાઓની જેમ લોઢાના સળીઆથી તાળું તોડવાનો વિચાર કર્યો. સળીઓ ભેરવીને "યા અલી મદદ!" કહીને જોર માર્યું તો 'કડાક' શુંને થયું, પણ તાળું તૂટવાને બદલે સળીઓ તૂટયો!

"હવે શું કરવું?" ગાંધીજીને સ્વરાજ લેવાની કે સત્યમૂર્તિને ધારાસભાના પુનઃપ્રવેશની જેટલી ફિકર નહિ હોય તેટલી ફિકર મને નવાં કપડાંની હતી! પણ વિલાયતમાં ત્રણ ત્રણ ચક્કર પરિષદ્દે ભરાઈ છતાં સ્વરાજ ન મળ્યું તેમ આખા ઘરમાં ત્રણ ત્રણ ચક્કર ખાધા છતાં કપડાં શી રીતે કાઢવાં તે ન સમજાયું!

ખેર! જુનાં કપડાંએજ ઈદ ઉજવી લેવાનું નક્કી કર્યું. "મારા બીજા હજારો બિરાદરોને જ્યાં તન ઢાંકવાને પુરાં વસ્ત્રોએ મવેસર થતાં નથી ત્યાં મને સારાં નવાં લુગડાં પહેરવાનો શો હક છે?" એકાએક માનવતા તરફ વિચારો ઢળ્યા અને જુનાં કપડાં પહેરવા માંડયાં. તેવામાં કલ્લુકી અમ્માએ મહોલ્લાની મસીદના પેશઇમામને ઈદી તરીકે આપવા એક ખાદીનું પહેરણ–સૂરવાળ બનાવ્યાં હતાં. તે ઈમામ તો પોતાને ગામ ઈદ કરવા ગએલો હોવાથી ખુંટીએ લટકી રહ્યાં હતાં તેને પહેરી લેવાનો વિચાર સુઝ્યો. સુરવાળ તો ઉંચી હતી, પણ ઈમામ સાહેબ મારા કરતાં જાડા મોટા હોવાથી પહેરણ મારા માટે સાધુની કફની જેવું થઈ પડ્યું! જો જરાક વધુ નીચું હોત તો પહેર્યા પછી ઘરમાં ઝાડુ દેવાની પણ જરૂર ન રહે! મતલબ કે પહેરણ એટલું નીચું અને ઘેરદાર હતું કે નીચે સૂરવાળ પહેરવાની પણ જરૂર ન રહે!

કપડાં પહેરી આયનામાં જોયું તો જાણે કોઈ તાજો જ મોલવી ઉત્તર હિંદુસ્તાનમાંથી ગુજરાતમાં વાએઝ કરવા ઉતરી આવ્યો હોય એવો દેખાવ લાગતો હતો! કોઈ હિંદુ જુવે તો એમજ ધારે કે કોઇ ભવૈયાએ ઝંડાઝુલણનો વેષ કાઢ્યો હશે! અને કોઈ પારસી જુવે તો એમજ ધારે કોઈ નવા અંધ્યારૂબાવા કરકટી ઉઠાવવા પધાર્યા હશે! અને નાનાં બાળકો તો જીન્નાત સમજીને જ ભડકી જાય!

હમ્મામમાં કલ્લુમીયાંને બૂમ પાડી "ભૈયા ચલો, નમાઝકા ટાઇમ હો ગયા હે!" કલ્લુમીયાં હમ્મામમાંથી બ્હાર નીકળ્યો પણ મારો દીદાર જોતાંજ "ઓ બાપ રે!" કહીને પાછો હમ્મામમાં ઘુસી ગયો. તેણે જાણ્યું કે ધોળે દહાડે જીન્નાત ઘરમાં ફુટી નીકળ્યો

હશે! કેટલી સમજાવટ પછી અને મારી રોજની વાતચીતની, રીતભાતની પાકી ખાતરી થઈ, ત્યારે બારણું ઉઘાડયું. તેને પણ મેલાં લુગડાં પહેરવાં પડયાં, કારણ કે તેના કપડાં પણ પેલી અલ્મારીમાંજ હતાં. પ્રથમ તો તેણે ખૂબ હઠ લીધી પણ નમાઝનો ટાઈમ થઈ ગયો હતો. એટલે મારી સાથે તેને મેલે લુગડે જ ઢસડાવું પડયું!

રસ્તામાં એક માણસે ટકોર કરી કે "મીયાં સરસે પેર તક મોલ્વી બનકે નિકલે હો તો ઝરા દાઢીભી તો ઉધાર માંગલાના થા?" તેના સાથીએ કહ્યું "કમ અઝ કમ કોઈ નાટકવાલેસે બનાવટી દાઢી કિરાયેસે લાના થા!"

મસ્જીદમાં ગયા. નમાઝથી ફારેગ થયા. હવે ઘર તરફ આવવાનો ઈરાદો કરતો હતો; તેવામાં લોકોનું એક મોટું ટોળું મારી તરફ ધસ્યું. મારા હાથને ચુમવા તથા મુસાફો કરવા લાગ્યું. મારો મુલ્લાંસાઇ ડ્રેસ જોઇને લોકો સમજ્યા કે "આ કોઈ પીર યા મોલ્વી છે?" તેથી જ મારા હાથ હું ઘણાએ પાછા ખેંચતો છતાં ચૂમવા માટે પડા પડી કરતા! પછી કલ્લુમીયાં તરફ પણ ધસ્યા કે "લાવોને પીરઝાદાના પણ હાથ ચૂમીએ!" કલ્લુ તો ગભરાઇને રડવા જેવો થઈ ગયો.

મેં કલ્લુનો હાથ પકડીને જોશથી આગળ વધવા માંડયું. જોડા બગલમાં દબાવી પડતા આખડતા મસ્જીદના દરવાજામાંથી બહાર નીકળ્યા. એવામાં કોઈ મોટું પેટ અને મસ્તકે પાઘડીવાળા શેઠ મુસાફો કરીને મ્હારા હાથમાં કશું સરકાવી ગયા! તે ઝપાટાબંધ ગાડીમાં ચાલતા થયા, અને મેં મુઠ્ઠી ઉઘાડીને જોયું તો રૂપિઓ હતો! તેઓ મને કોઈ મુલ્લાં સમજીને ઝકાત કે ફીતરાનો રૂપીઓ વળગાડી ગયા હશે! રીસ તો એવી ચઢી કે તેના મોઢા પર છુટ્ટો રૂપિઓ મારૂં! પણ શું કરૂં? લાચાર હતો કારણ કે તે સખીનો થતો તો કયારનોએ ગાડીમાં ચાલ્યો ગયો હતો!

× × ×

આ મુલ્લાંસાઈ ડ્રેસના કારણે વધુ હેરાનગતી ભોગવવી ન પડે એ વિચારથી ગાડી કરી ઘર તરફ હંકારવા કહ્યું. કારણ કે આવા વેષે સાસરીયામાં જવાનો વિચાર ન હતો. પણ કલ્લુમીયાંએ હઠ કરવા માંડી "નહિ, નાની અમ્માને ઘેર જવું છે!" અને પછી રડવાનો સત્યાગ્રહ આદર્યો જેથી મારે ન છુટકે સાસરી તરફ ગાડી હંકારાવવી પડી! શું કરીએ?

## "બાપા બનવું સ્હેલ છે નભાવવું મુશ્કેલ!"

કલ્લુમીયાંને સસરાને આંગણે ગાડીમાંથી ઉતારી ઘેર ગાડી લઇને ચાલ્યા જવાનો વિચાર કર્યો. સસરાને આંગણે ગાડી પહોંચતાં જ કલ્લુને ઉતાર્યો અને હું ગાડીમાં બેસી રહ્યો. કલ્લુમીયાંએ મને ઘરમાં લઈ જવાની હઠ કરવા માંડી. અમારી ખેંચતાણમાં કલ્લુના મામા બ્હારથી આવી ચઢ્યા. તેમને કલ્લુએ વાત કરી એટલે તેમણે હાથ પકડીને મને નવી વહુને ડોલીમાંથી ઉતારે તેમ ધામધૂમથી નીચે ઉતાર્યો. ઉતારતાંજ મારા દીદાર જોઇને તે ભાઈસાહેબ ખડખડાટ હસી પડયા, ને બોલ્યા: "કયું ભાઈજાન, કલ તો મીસ્ટર થે; ઔર આજ મૌલાના બન ગયે?" અને પછી મારી મઝાક બનાવતાં ઘરમાં લઇ ગયા. હું ગુજરીમાં વેચાવા આવેલા દુબળા ઢોરની જેમ નીચે મોઢે તેમની પાછળ પાછળ ચાલ્યો. ઘરમાં પહોંચતાં જ ઊંટને નીરખતાં ભેંસોનું ટોળું ભડકી જાય તેમ સઘળાં છોકરાં મને જોઈ ને ભડકીને નાઠાં!

ઘરનાં બધાં જ નાનાં મોટાં મદારીનો તમાશો જોવા ભેગાં થયાં હોય; તેમ મારી આજુબાજુ ટોળે વળ્યાં. બધાં હસતાં હતાં, ત્યારે અમારાં ઘરવાળાં તો ગુસ્સાથી અમળાતાં હતાં. મારી ફજેતીનો ઇતિહાસ મારે જ મોઢે સાંભળ્યા પછી કલ્લુની અમ્માએ ઘેરથી ચાવી મોકલાવીને મારાં કપડાં મંગાવ્યાં અને મને પહેરવા આપ્યાં. એક બાજુની કોટડીમાં હું કપડાં બદલતો હતો, ત્યાં આવીને મને તેમણે એટલો બધો ઠપકો આપ્યો, અને એટલી બધી તીરસ્કારની લાગણી જાહેર કરી કે એવી તીરસ્કારની લાગણી તો મહાસભાએ પણ ફેડરેશનની

વિરૂદ્ધ બતાવી નથી. એ તો હું જ નફ્ફટ હતો તે બૈરીના શબ્દો સાંભળીને બેસી જ રહ્યો. બીજો કોઈ હોત તો શરમને લીધે જમીનમાં જ ઘુસી જાત, કાં તો બરફની જેમ પીગળી જાત, અથવા તો એ શીખામણ દેનારી બેગમનો જ ટોટો પીસી નાખત. કોણ જાણે મારૂં દિલ એટલું કોમળ છે કે નારી જાતીની સામે તેનાથી સખત થવાતું જ નથી !

અંતે અમારાં સાસુનું ભલું થાય તેમણે કંઈ કામને માટે બૂમ પાડી, ત્યારે અમારાં બેગમ સાહેબ ગર્જના કરતાં કરતાં જ ચાલ્યાં ગયાં અને મેં છુટકારાનો દમ ખેંચ્યો.

હવે ભપકાબંધ પોષાક પહેર્યો હતો જેથી સામેના આયનામાં જોવાનું મન થયું. ટેબલ પર આયનો ગોઠવી હું ખુરસી પર કમાલ પાશાની અદાથી બેઠો. વળી હીટલરની અદાથી ઉભો થયો, અને મુસોલીનીની અદાથી છાતી કાઢીને કેવી રીતે બોલવું કે જેથી અમારાં બેગમ સાહેબ મારી આગળ દબાઈ જાય! આમ વિચાર કરતાં કરતાં જુદા જુદા પોઝમાં દેખાવ આપતો હતો તેવામાં પાછળથી અવાજ સંભળાયો.

" આઈનમાં જોઈ જોઈ ને વાંદરાની જેમ શું ચેનચાળા કરો છો ? " આમ બોલતાં બોલતાં અમારાં પેલાં પકવાનનો થાળ લઈ ને પધાર્યાં.

" આઈનામાં મેં મોઢું જોયું તેમાં તમારૂં શું બગડી ગયું ? હું તમારો નોકર નથી પણ ધણી છું તેનો તો ખ્યાલ કરો ? " મેં છેલ્લું વાકય એવી યતીમ સુરત બનાવીને રજુ કર્યું કે બેગમને દયા આવી. એમ તો બૈરાંનાં દિલ તો દયાળુ જ હોય છેને ? એમણે જરાક હસતાં હસતાં હલવાનો એક કોળીઓ પ્રેમપૂર્વક મારા મોઢામાં મૂકયો, " વલ્લાહ જન્નતકા મઝા આ ગિયા ! " પણ વળી પાછાં હડખાઈ કુતરીની જેમ બેગમ છેડાઈ પડ્યાં.

" તમને તે ખાતાં પણ કયારે આવડશે ? નાના છોકરાંની જેમ હલવાના કોળીઆની સાથે મારી આંગળી પણ ચાવી કાઢી ! " મેં તરતજ નાટકના સુત્રધારની અદાથી પ્રાર્થના કરતા હોય તે ઢબે વિનંતિ કરી :

"કરમ કર તુ મુજ પર અય કલ્લુકી મા;
કે જાન બુજ કે મૈંને કસુર નહી કિયા!"

તેમણે 'ફુહ' શુંને હસી દીધું અને...! અને શું? આવ
ટગઑફ્વૉરમાં અમારી ઈદ પુરી થઈ!

(૨)

## બુધ્ધુમિયાંની ઈદ!

**ઘણી** વેળા મનુષ્યોમાં યથાનામા તથાગુણા એટલે કે નામ પ્રમાણે ગુણ હોવાને બદલે નામથી ગુણ વિપરીત હોય છે. જેમ : સાકરલાલની જીભ સાકર જેવી મીઠી હોવાને બદલે લીમડા જેવ કડવી હોય છે! નામ કરુણાશંકર હોય ને દિલમાં દયાનો તો છાંટોએ ન હોય! નામ હાતિમભાઈ હોય અને નર્યાજ કંજુસના કાકા હોય નામ ગુલાબદાસ હોય અને ધંધા ધંતુરા જેવા હોય! નામ શાંતિલાલ હોય અને જીવન ધાંધલથી ઓતપ્રોત હોય! નામ અકબર હોય અને પગમાં જોડાનું ઠેકાણું ન હોય! નામ નૌશેરવાંને આદિલ જેવું હો અને ધંધો તાડી વેચવાનો હોય! નામ હોય ધનજીશા અને ખિસ્સ કચ્છના રણ જેવાં સફાચટ હોય! નામ સુંદરવદન હોય અને ડાર ડાઘુ જેવું ભયંકર દીસે! નામ શમશુદ્દીન હોય અને મોઢું અમાવાસ્યાન ચંદ્ર જેવું હોય! નામ શમશેરખાં હોય અને પુરૂં દાતરડું પકડવું પણ જાણતા ન હોય! કહેવાય ખાનબહાદુર અને ઘરમાં બૈરી આગળ પણ ચાલતું ન હોય! ખિતાબ હોય શમશુલ ઓલમાનો અને ઉર્દૂમ કાગળ પણ વાંચી શકતા ન હોય! નામ ફાઝીલબેગ હોય, અને અલેફન નામ ભાલોએ જાણતા ન હોય! નામ સૂરસિંહ હોય અને કુતરાંથ પણ ડરતા હોય! નામ રોકડચંદ અને ઉધાર સિવાય વાત ન કરે નામ ધર્મેન્દ્રસિંહ હોય અને દિલમાં ધર્મનો છાંટોએ ન હોય! તેમ આપણી વાર્તાના નાયકનું નામ બુધ્ધુમિયાં હતું. પણ બુદ્ધિવગરન ન હતા! એમના પિતાને પુત્રો જીવતા ન હતા તેથી એમનું હુલામણ નામ બુધ્ધુ પાડયું હતું!

બુધ્ધુમિયાંમાં બુદ્ધિ તો હતીજ પણ બુદ્ધિને અને કિસ્મતને ઘણી વેળા બારમો ચંદ્રમા હોય છે; તેમ ગમે તેટલી બુદ્ધિ દોડાવવા છતાં એમને અંતે ૨૦ રૂા. પગારની કારકુનગીરી લેવી પડી હતી. પણ એટલા રૂપિઆ પગારમાંએ જો આ ગરીબ દેશમાં ગૃહીણી ઘરરખુ મળી હોય; તો સારી શીતે ગાડું ગબડાવી શકાય; પણ અલ્લામિયાંની મહેરબાનીથી બુધુમીયાંને બીબી એવી મળી હતી કે ન પૂછો વાત? જેનું અથાણું બગડે તેનું આખું વરસ બગડે, જેની ચાહ બગડે તેનો આખો દિવસ બગડે; તેમ જેનું બૈરૂં બગડે તેનું આખું જીવન બગડે! સંસ્કૃતમાં બૈરીને અર્ધાંગના કહી છે. જો એ અરધું અંગ સારૂં હોય તો બાકીનું અર્ધું અંગ સારૂં રહી શકે છે. બાકી જો એ અર્ધા અંગને લકવો થયો હોય તો બાકીનું અંગ પણ નકામું જ થઈ જાય છે! અસ્તુ:

બુધ્ધુમિયાં સમજદાર હતા; ત્યારે બૈરી નસીબ સંજોગે ફુવડ મળી હતી! દેખાવમાં તો સારી હતી; પણ ઘરકામમાં ઢંગધડા વગરની હતી. એમ તો આજકાલની સાયકલ ઉપર ફરનારી અનેક સંસ્કારી દેખાતી સૌંદર્યવતી યુવતીઓ પણ ઘરકામમાં ઢબ્બુ જેવી જ હોય છે ને? મતલબ કે બુધ્ધુમિયાંને કોઇ વાતની ચિંતા ન હતી. ફક્ત તેને સંતાપ હતો તો તે ફક્ત બૈરી તરફનો જ હતો! એકવાર મહેમાનો પધાર્યા હતા; ત્યારે બુધ્ધુમિયાંનાં બેગમ સાહેબાએ પુલાવના ચોખાને એટલા બધા પાણી નાખીને ઉકાળ્યા કે તે દીલ્લીશાઈ ચોખાની પતંગો ચોંટાડવાની લાયક બની ગઈ હતી! એક વેળા મિત્રોને દા'વત દીધી હતી; ત્યારે બેગમ સાહેબે એવી ઉદાર દિલીથી મીઠાનો ઉપયોગ કર્યો હતો, કે તેમના હાથની તરકારી ખાધા પછી જુલાબને માટે કોઇને વિલાયતી નિમકની જરૂર જ ન પડી!

એકવેળા બુધ્ધુમિંયા નાતાલની રજાઓમાં ટૂર પર નીકળ્યા હતા ત્યારે ભાથામાં બેગમ સાહેબે તેલને બદલે ભૂલથી એરંડીયાની પુરીઓ તળી દીધી હતી, જેથી ટૂર પર જતાં રસ્તામાં જ બુધ્ધુમિયાં ગુરુશંકા કરીકરીને પાછા ઘરભેળા થયા હતા! બુધ્ધુમિયાં દરરોજ રાત્રે

"ફરાઈઝે નિસ્વાંન" તથા "પાકશાસ્ત્ર અને પકવાનપોથી" નામનાં પુસ્તકોમાંથી તેમને ઘણું ઘણું વાંચી સંભળાવતા; પણ બેગમ સાહેબાનું મગજ એવું વિચાર પ્રુફ હતું કે તેમાં કોઈ વાત ભાગ્યે જ સમાતી!

ઈદની આગલી રાતે બુધ્ધુમિયાં માથે હાથ દઈને વિચારમાં બેઠા હતા કે પાસે આવીને તેમનાં બેગમ સાહબા બોલ્યાં.

"કલ તો ઈદ હે ને તમો તો માથે પર હાથ ધરકે બેઠે હે! આ તમારે નન્ને ચાચાઓંકો ચ્યા ખીલાઉંગી? આ પંધરા દિન તક મેંને રાંડને ટકટક કીતી તદ કપડે તો ઉધાર સુધાર કરકે બનવાયે પણ ઈદ જેસા સપરમા દિનને કંઈ પકવાન બકવાન બિગર તે ચલે? તમોં તો જાણે જાણુતેજ નંઈ હે ને ચ્યા?" બેગમની સુરૂીયાણી ઉર્દૂ ભાષાનો જવાબ બુધ્ધુમિયાંએ જરાક હસીને આપ્યો.

"મેં ભી તો જાનતા હું કે કલ ઈદ હે! પર ઈદસે હમકો કયા સરોકાર? પકવાન તો બને મગર પકવાનકે લીયે પેસેકી જરૂરત હે ના!"

"ન હોવે તો કંઈસે ઉધાર સુધાર લે આવને? ચ્યા કોઇકે પાસસે ઉધાર માંગતે તમારી નાક નીચી હો જાતી હે? તમારે બાવા તો લોગુંકા ઉધાર ખાતે ખાતે મર ગયે, ને તમારે નાકમેં ઈતની ગંધ કાંસે આ ગઈ? મેરી બઈ, ઈદ જેસા તહેવાર ફિર ફિરસે આવતા હે?"

"વોહ તો સબ કુછ હો રહેગા, મગર પકવાન બનાએગા કૌન, મેરા બાવા?"

"યે તમ ચ્યા બોલે? ચ્યા મેરેકુ પકવાન બનાતે નંઈ આવતા હે? ઈત્તે બરસ ચ્યા ખેલ કૂદમેં ગંવાયે હેં કે પકવાન બી બનાતે ના આવે? તમારી ખાલા જેસી મેં કંઈ ફુવડ તો નંઈ હુંકે ચૂલેકા નામ સુણતે જ ટાઢીયા તાવ આવ જાય!"

"બેગમ સાહબ યે સબ તુમ્હારી હુશિયારી કિસી ઔર કો દિખાવ! સેંકડો મરતબા મેં તો આપકે હાથકા પકાયા હુવા ખા ચુકા હું! ઔર ઈસ લીયે જ સોચ રહાથા કે કલ ઈદ કે દીનભી હોટલકા આસરા લેના પડેગા યા નહિ?"

"જીસકે કોઈ બીબીબચ્ચે ના હોય એસા આદમી હોટલ મેં જાય! તમારે જેસે બચ્ચાવાલા આદમી ઈદ કે દિન બી હોટલ મેં જાય તો મેરે તો મર જાણેકા જ હોવેને? કે ઘરમેં બીબી કો પકાવતે નંઈ આવતા હોયગા તો મિંયા હોટલમેં ખાતે હેં!"

"ચલો જબ યેહ સબ ટકટક છોડ કે બોલદો કે ક્યા પકાઓગે?"

"જો તમારી મરજી મેં આવે વો પકાદુંગી!"

"ક્યા ધૂલ પકા દોગી!"

"એ તમ ચ્યા બકતે હેં? અમારે પરદાદા તો નવાબ સાબકે બબરચી થે બબરચી! ફિર અમોંકુ ઈત્ના પકાતેબી ના આવે? એસી બાતાં ચ્યા બનાતે હેં! પેસે ખરચ હો જાતે હેં તો એસી આડી અવલી બાતાં બનાતે હેં?"

"ચલો ભઈ મેં બાઝારસે સૌદા લે આતા હું ઔર દેખતા હું કે બેગમ સાહબા ઈદમેં ક્યા મઝેદાર પકવાન ખિલાતી હે!" એમ કહી બુધુમિયાં ઊઠ્યા અને બહુબહુ વિચાર કરીને બેગમ સાહબા સહેલાઈથી બનાવી શકે તેવી વસ્તુની ખરીદી કરી ઘેર આવ્યા.

"લો તમ તો બહોત જલ્દી આવ ગચે ને?" બીબી બોલ્યાં.

"તો કોનસા મુલક ફત્તેહ કરનાથા કે દેર હો જાય?" મિયાં બોલ્યા.

"પણ ચ્યા પકાણેકા લાયે વો તો કહો?"

"મગર અભી તો કુછ પકાના નહીં હે! અભી સે કહું ઔર તુમ ભૂલ જાઓ તો?"

"ચ્યા પકાણેકી બાત બી યાદ ના રે'વે? તમ તો મેરેકુ ચ્યા દૂધ પીતી છોકરી બોકરી સમજ બેઠે હેં?"

"ના, ના, ભઈ ના! કલ ફજરમેં જ સબ બતાદુંગા! જાઓ નન્નેમિયા ઝુલેમેં રો રહે હેં ઉન્કો ચુપ કરો!" મહા મુસીબતે બેગમ સાહબાને ત્યાંથી કાઢ્યાં ત્યારે ગયાં!"

× × ×

બીજે દિવસે સવારમાં બુધ્ધુમિયા બેગમને સૂચવતાં બોલ્યા કે, "દેખો નન્નેકી અમ્મા હમ તો ઈદકી નમાઝ પઢને જાતે હેં ઔર

પ ઘી કી પુરીયાં તૈયાર કરના! ખીર પુરી ઠીક રહેગી. હલવા
રા રાતકો બનાએંગે!" એટલી સૂચના આપીને બુધ્ધુમિયાં કપડાં
ી ઈદની નમાઝ પઢવા મહોલ્લાની મસ્જીદમાં જ સિધાવી ગયા.
ણ કે ઈદગાહ તો ઘણે જ દૂર; જેથી આવતાં જતાં મોડું થાય તો
ી કંઈનું કંઈ વેતરી નાખે એમ હતાં ને? એકાદ કલાકમાં નમાઝથી
વારીને હરખાતે હૈયે ઈદમુબારક કરતા કરતા, બુધ્ધુમિયાં જેવા
માં પધાર્યા કે મોટા દીકરાએ ઈદી માગી. પૈસાને અભાવે કોઈ
ત્રનો આવેલો ઈદમુબારકનો રંગીન પોસ્ટકાર્ડ તેને આપીને સંતોષ્યો.
ને ઘરમાં જઇને જોયું તો બબરચી ખાનામાં પાટલા પર માથે
ય દઇને બેગમ સાહેબા મોહર્રમ ઉજવવા બેઠાં હોય તેમ દેખાયાં.
ધુમિયાના પેટમાં ફાળ પડી.

"ક્યું નન્નેકી અમ્મા! ઈદકી ખુશી મેં યે મોહર્રમકા
ઝર કયુ નઝર આતાહૈ?"

"નન્ને કે અબ્બા તમોં કો ચ્યા કઉં? ઈધર પુરીયોંકે લીયે
ટા બાંધના શરૂ કિયા ને ઉધર નન્નેને આસમાન સરપર ઉઠાણે
ડા! બસ એતા રોયા એતા રોય કે પુરીયોંકા આટા બાંધતે
ધતે મેં તો ઉસ્કો હિચકી આવ ગઈ! મેને જાણ્યા કે આજ
કે સપરમે દાડે છોકરા રોવે વે અચ્છા નહિ; તો જલ્દી
ઢી આટે મેં પાણી ડાલકે છોકરેકુ છાના રાખા. પણ જરા
ણી વધારે પડ ગયા તો આટા ઢીલા હો ગયા ફિર ચ્યા કરૂં?
મેં તો કુછ ધરા જ નહિ થા, તો દુસરા આટા કાંસે મંગાઉં?
ઈ આડોસીપાડોસી કે ઘરોંસે ઈદ જેસે દીન ચપટી આટા ઉધાર
ગણે જઇએં તો વો લોગ કયા માનેં કે મુવોંકે ઘરમેં ચપટી આટા
નંઈ હે કે ઈદ કે દીન સભામેં જ માંગણે આયે? તો ફિર
માથા વેસા જ આટા રે'ણે દીયા? અબ તમ કહો ઐસા કરૂં?"

"મેં કયા કહું? જો કુછ કેહનાથા વોહ ઈદકી નમાઝ મેં
ા કો કેહ લિયા. અબ કહેનેકા કુછ બાકી નહિ રહા!"

" કિસ્મત કી કમ નસીબી કો સૈયાદ કયા કરે ?

આટે મેં ગિરા પાની તો ફરિયાદ કયા કરે ?"

" એ તમારી શાએરીને ફાએરીકો ચૂલેમેં ધરો ને બજારસે થોડા આટા લે આવ !"

" મગર કલજ યેહ સબ સૌદા પગારકે વાયદેસે લે આયા હું ઔર આજ કૌન દેગા ? ઔર અભી તો આટેકી દુકાનેંભીતો બંદ હેં !"

" તદે કયા કરેંગે ? ઈદકે દીનો કંઈ રોઝા થોડા રખણેકા હે ? તમ કેતે હોય તો આટા ઢીલા જ હો ગયા હેને તો ગુલગુલે જ બના ડાલું ?"

" જૈસી બેગમ સાહિબાકી મરજી. હમને તો હમારી કિસ્મતકો આપકે હવાલે કરદિ હે ! જો આપ ખિલાએંગી વોહ ખાકે ઈદકા શુકરાના અદા કરેંગે ! યુંહી સમજેંગે કે જેલમેં ઈદ ગુઝારીથી !"

" અરે ! જેલમેં જાય અપણે દુશ્મન. અલ્લા તમકો સલામત રખ્ખે. આજ ઈદ જેસે સપરમેદીન તમ એસા બેલફેલ મત બોલો. આ એતી દેરમેં ગુલગુલે બના દેતી હું તમ જરા કપડે ઉતારકે નન્નેકે ઝુલેકી રસ્સી ખેંચો !"

" નહિ મેં દોસ્તોંસે ઈદ મિલને જાતા હું. કહીં વોહ લોગ યહાં ઈદ મિલને આ જાઈગે તો ઉલ્ટા ઔર ફસ જાઉંગા ! બસ યેહ આધા ઘંટેમેં આ જાઉંગા." આટલું કહીને મિયાં સાહેબ તો ભૂખ્યા પેટે દોસ્તો સાથે મુલાકાત કરી ઈદ મુબારક કરવા ગયા અને બેગમ સાહબા ગુલગુલાની તૈયારી કરવા લાગ્યાં. ગુલગુલામાં જરાક વધુ ઢીલો આટો જોઈએ જેથી નળ નીચેથી બાલ્દી ભરીને એમણે આટામાં પાણી રેડવા માંડયું. બરાબર તે જ વખતે બારીમાંથી કૂદીને કાબરી બીલાડી આવી અને પુરી સાથે ખીર બનાવવાના ઈરાદાથી આણેલું દૂધ ગરમ કરીને ટાઢું થવા મૂકેલું હતું તે તરફ બીલાડી

મક્કમ પગલે આગળ વધી. બેગમ સાહેબાએ ઉતાવળમાં બાલદીથી આટામાં પાણી નાખતાં નાખતાં જ "છીત! છીત! ધૂત! ધૂત!" કરી કરીને બિલાડીને હાંકવા કર્યું; પણ બિલાડી એ કોઈ સત્યાગ્રહી બિલાડી હતી તે આમ મોંઢાની ધમકીથી માને એમ ક્યાં હતી? અંતે તેણે દૂધમાં મોઢું ઘાલ્યું જેથી બેગમ સાહેબાએ બાલ્દી પડતી મૂકી અને ચૂલામાંથી ફુંકણી લઈને બિલાડીને છુટ્ટી મારી, એટલે લાઠીચાર્જ કર્યો ત્યારે બિલાડી ત્યાંથી હટી. પણ ફુંકણી ઉછળીને દૂધમાં પડી. તેને દૂધમાંથી કાઢીને જલ્દી જલ્દી ઓઢણીથી લુછીને તેની જગ્યાએ મૂકી દીધી. પણ બિલાડીની ધમાલમાં આખી બાલ્દી પાણી આટામાં રેડાઈ ગયું હતું તેનું ભાન ન રહ્યું! ગુલગુલા બનાવવાને લાયક પણ હવે આટો રહ્યો ન હતો, જેથી "હવે શું કરવું?" તેની વિમાસણમાં બેગમ સાહબા પડ્યાં.

"વૉટરલુની લડાઈમાં શી રીતે જીત મેળવવી?" તે બાબતની ચિંતા નેપોલીયનને નહિ થઈ હોય, એથી યે વધુ ચિંતા બુધ્ધુમિયાંનાં બેગમ સાહબાને થવા લાગી! બીજી બાજુએ નન્નેમિયાંએ ઘોડીઆમાંથી રેડીઓ ચાલુ કરી દીધો! લ્યો હવે તમે જ કહોને કે એક તરફ નન્નેમિયાંનો રેડીઓ પ્રોગામ ધમધોકાર આગળ વધતો હતો, અને બીજી બાજુ આટાએ બિલકુલ પ્રવાહી રૂપ ધારણ કર્યું હતું; તેની ચિંતામાં બેગમ સાહેબા સપડાએલાં હતાં! કાન એક તરફ અને ધ્યાન બીજી તરફ લાગ્યું હતું, પછી કહો કે કાર્ય શી રીતે પાર ઉતરે? રશિયામાં ફસાએલાં હીટલરની જેમ બેગમ સાહેબાએ અનેક સ્કીમો મગજમાં રજુ કરી અને ભૂંસી નાખી. અંતે એક વિચાર સુઝી આવ્યો. "માલનો બગાડો ન થાય અને ઈદના દિવસે ભૂખ્યાં પણ રહેવું ન પડે માટે એ આટાની મીઠી ઘેંસ જ ઉકાળી નાખવી અને તેને ઘીનો વઘાર દેવાથી ટેસ્ટ પણ ઠીક લાગશે!" એમ વિચારી ઘેંસનું હાંલ્લું ચૂલે ચઢાવ્યું અને નન્નેમિયાંને છાના રાખવાના પ્રયત્નો કરવા લાગ્યાં. એટલામાં બુધ્ધુમિયાંની સવારી દોસ્તો સાથે ઈદ મુબારક કરીને ઘેર પાછી આવી લાગી.

" કયું બેગમ સાહબા સબ તૈયાર હૈના ?"

" કયા મેરે બાપકા કપાલ તૈયાર હે ! કોણ જાણે આજ સભાકે પહોરમેં કિસકા મુંહ દેખાથા કે કુચ્છ બાત સુધરતી જ નંઈ ! ગુલગુલેકી તૈયારી કરતીથી ને બિલાડી આવ ગઈ, તિસને દૂધમેં મુંહ નાખા તો જલ્દી જલ્દી પાણી નાખકે તિસકુ હાંકણે ગઈ. બિલાડીકુ તો ભગાદીતી પણ ઉસ્કી ધમાલમેં પાણી વધારે પડ ગયા અબ ચ્યા કરના તીસકી ફિકરમેંથી ! આખર બ્હોત બ્હોત બિચાર કરકે પાનીવાલે આટેકો ચૂલેપે ધરા હે ને મીઠી ઘેંસ બનાણેકા બિચાર કીયા હે ! ચ્યા તીસમેં ધીકા બઘાર દેંયગે તો અચ્છી રૂપાલી નંઈ લગેગી ?"

" મેં તો કહેતા થાને કે જેલવાલોંકી તરહ ઈદ કરલેંગે ! વોહ લોગ નમકકી કાંજી પીતે હેં ઔર હમ મીઠી કાંજી પીયેંગે. બસ યેહીને ? ખયર ! ' ખુદા જાને કે કિસ્મતમેં હમારે યું લિખા હોગા ? "

" પણ એસા યતીમ જેસા મુંહ કાયકુ બનાતે હેં ? તમજ કહોને કે મેરી ચ્યા કસુર હે ?"

" ખયર ! કસુર મેરી કિસ્મતકા; મગર ખીરકા કયા હુવા ?"

" ખુદા આજ સપર મેં દા'ડે ઝુટના બુલવાય, ખીરકે દૂધકો તો બિલાડીને બોટ લિયા હે અબ ચ્યા કરના ?"

" યા ખુદા ! સબ મુસીબતોં કા પ્હાડ મેરેહી સરપર આ ગિરે હેં !" આટલું કહીને બુધ્ધુમિયાંએ બ્હાંયો ચઢાવી અને ઘેંસનું હાંલ્લુ ચૂલેથી ઉઠાવીને બારીએથી આડું અવડું જોયા વગર બહાર પટકી દીધું. ઈદગાહથી પરવારીને કાઝી સાહેબ અનેક અમીરોની મુલાકાતો લેતા વિકટોરીઆમાં બેસીને આવી રહ્યા હતા. જાણે કોઈ ફરીશ્તો પૃથ્વીપર તાજે જ પધાર્યો હોય એવો ધોળી દાઢી સહીતનો ધોળી પાઘડી અને ધોળો ઝબ્ભો કાઝી સાહબના શરીરને શોભાવતો હતો. ઘેંસનું હાંલ્લુ તેમના પર પડયું. જેથી ધોળા બગલા જેવા કાઝી સાહબ મોહર્રમના વાઘ જેવા રંગાઈ ગયા ! જેથી ગુસ્સામાં ગંજેરી જેવી લાલ આંખો કરીને બારી તરફ લાકડી ઉગામી

ફગામીને અરબીમાં ગાળો ભાંડતા હોય તેમ બડબડવા લાગ્યા! આ રીતે ગાળોનો વરસાદ અને ભૂખના ગડગડાટમાં બુધ્ધુમિયાંની ઈદ ઉજવાઈ ગઈ. અને બીજા લોકો સમજાવી પટાવીને કાઝી સાહબની વિકટોરીઆને આગળ હંકારાવી ગયા! કોઈ ફીલ્મનો કેમેરામેન ત્યાં હોત તો ફાંકડો સીન ઉતારી શકત!

## ૩
## મમદુ મવાલીની ઈદ!!

નસીબ સંજોગે ઈદના આગલા દિવસે જ છેલ્લા કેસમાં મરઘાંનો આખો કરંડીયો તફડાવીને વેચી ખાવા બદલ છ માસ સુધી સાબરમતીના સરકારી આશ્રમમાં રહીને મમદુમિયાં ધામધૂમથી પધાર્યા હતા! ધામધૂમથી એટલા માટે લખવું પડે છે કે આપણે ગમે તેવા મોટા શેઠીયા હોઈએ પણ આપણને છોડવા માટે સરકાર પોલીસને મોકલતી નથી; ત્યારે મમદુમિયાંને હેમને એમ ઘરભેગા કરવા માટે બબ્બે પોલીસ ઠેઠ સાબરમતીથી આવી હતી!

જો કે મમદુમિયાંને લોકો મવાલી સમજે છે પણ તેઓ પોતે પોતાને સોસીયાલીસ્ટજ સમજે છે! જીંદગીની જરૂરીયાતો માટે ચોરી કરવાને તે ભલો જીવ પાપ નહિ પણ પુણ્યજ સમજી બેઠો છે! છેલ્લી ચોરી વેળા મેજીસ્ટ્રેટ સાહેબે તેને પ્રશ્ન કર્યો હતો કે:–

"તમે શા માટે મરઘાંની ચોરી કરી?" તો મમદુમીયાંએ કહ્યું:– "અમારા એક મિત્રની બૈરી સુવાવડી થવા માટે પ્રસુતિગ્રહમાં દાખલ થવા જવાની હતી, પણ મિત્ર પાસે તો ચણા મમરા ફાંકવાની એક પાઈ પણ ન હતી, જેથી તેણે મારી પાસે મદદની યાચના કરી; પણ છેલ્લી છેલ્લી વહેપારની મંદીની અસર અમારા ધંધા ઉપર પણ થએલી હોવાથી મારા ખિસ્સામાં તો ઝેર ખાવાની રાતી પાઈ પણ ન હતી; જેથી મિત્ર ધર્મ બજાવવા મીરઠની કાતર લઈને મેદાને પડ્યો. પણ કયાંએ સફળતા ન સાંપડી જેથી અંતે અમારા મહોલ્લાની મસીદના કાઝી સાહેબની મરઘીઓ તફડાવી લીધી! કારણ કે કાઝી સાહેબને પણ એ મરઘીઓ ધાગા, તાવીજ, મંતર અને છુંછાં કરવા બદલ મફતમાં જ મળી હતી! જેથી જે માણસને પરસેવો ન

ઉતર્યો હોય તેનો માલ તફડાવવામાં શું વાંધો છે? એમ સમજીને એ માલે ગનીમત મેં હાથ કર્યો. ”

મમદુમિયાંની દલીલ આગળ મેજીસ્ટ્રેટ સાહેબ લાચાર થયા; છતાં દાંતમાં હોલ્ડર પકડીને છ માસની સજા કકડાવી નાખી.

આજે એ વાતને છ માસ વીતી ગયા હતા. અને મમદુમિયાં પાછા આવી ગયા હતા. ઈદ જેવો તહેવાર અને તે બગાસાં ખાતાં ઉજવવો એ એક શરમની વાત લાગવાથી પોતાના એક ધંધાદારી ભાઈબંધ પાસેથી નવી **સહારા બ્લેડ** લઈ ને જુના ધંધાનો પુનરોદ્ધાર કરી કાલે ધામધૂમથી ઈદ ઉજવવાના શુભ આશયથી મેદાને પડ્યા. “**નસરુ મિનલ્લાહો ફતહુન કરીબ**” ચોરો અને ક્રીકેટરોને પણ એ આયતમાં વિશ્વાસ હોય છે તેથી એ આયત મનમાં પઢી મેદાને પડ્યા.

× × ×

એક સીનેમાના દરવાજા પર ભારે ભીડ જામી હતી. કોઈ તાજાજ સીવીલીયન જેવા અપ-ટુ-ડેડ યુવક પોતાની પ્રીયતમાનો હાથ પકડીને ‘**અનોખા પ્રેમ**’ ની ફીલમ જોવા જતા હતા. ભીડનો લાભ લઇને મમદુમિયાંએ તે જેંટલમેનના ખિસા પર પોતાનો હાથ જરા આસ્તેથી અજમાવ્યો અને ખાસું મઝાનું મોરાક્કો લેધરનું અપ-ટુ-ડેટ પાકીટ તફડાવ્યું! ખુશી થઇને દૂરની એક અંધારી ગલીમાં જઈને ખુશાલ જીગરે અને હસતાવદને તે પાકીટ ઉઘાડયું તો તેમાંથી ફક્ત તેની પ્રીયતમાનો એક લેટેસ્ટ સ્ટાઈલનો ફોટો અને એક રાણી છાપનો ખોટો રૂપિયો નીકળ્યો!

**“કિસ્મતકી કમ નસીબીકો સય્યાદ કયા કરે?**
**જબ જેંટલમેન હુવે કડકે તો ફરિયાદ કયા કરે!”**

મમદુએ ગુસ્સાનું માર્યું પેલું પાકીટ ફેંકી દીધું. મમદુ થોડુ ઘણું ભણેલો હતો તેથી ફોટાની નીચેનું લખાણ વાંચી હસતો હસતો બીજું ઘર ઢુંઢવા ગયો—

**“ હિજ્રકી શબ યુંહી કાટો ભાઈઓ;**
**ઉન્કા ફોટુ લેકે ચાટો ભાઈઓ!”**

× × ×

ચોપાટી ઉપર સભા મળી રહી હતી. એક જાણીતા લીડર જોર જોરથી ફાટા ઘાંટે ભાષણ કરતા હતા. મમદુ પણ ભાષણ સાંભળવા બેસી ગયો. ભાષણ પુરૂં થતાં લીડરની મુલાકાત માટે અનેક માણસો પડાપડી કરી રહ્યાં હતાં. મમદુ પણ વતન પ્રેમના જુસ્સાથી લીડરને ભેટયો ને તેની કફનીના વજનદાર ખીસામાંનું વજન આસ્તેથી હળવું કર્યું ! મમદુ પણ બીજાઓની જેમ એમ સમજતો કે "આજકાલ પારકે પૈસે લીડરો ખૂબ તાગડ ધીન્ના કરે છે અને ચંદાના ફંદા દ્વારા ખિસ્સાં તર કરી મોટરોમાં મોજ કરે છે એટલે લીડરના ખીસા પર હાથ મારવાથી ઠીક લાભ પ્રાપ્ત થશે." લાહોરમાં કોઈ એમના ધંધાદારી બંધુએ સુભાષબાબુના ખીસ્સા પર હાથ મારી બે લીલી નોટો તફડાવી હતી, તે ઉપરથી પ્રેરણા પામીને જ મમદુએ આ સાહસ કર્યું હતું. પણ, શું ? નસીબ એ ડગલાં આગળનું આગળ હતું ને ! નોટોના ચોડાને બદલે આઝાદી દીનની નવી પ્રતિજ્ઞાના મુસદ્દાના કાગળોનું એ બંડલ હતું ! મમદુ મિયાં તો તેને અફાળીને જમીન પર પટકીને ચાલતા થયા !

"કયા મેરે બેટે ઈસ મુલ્કકે લીડરભી હમારે જેસે કડકે જ હેં ? ઈસ કરતે તો શેર બજારકે કોઈ દલાલકે ખીસ્સે પર હાથ આઝમાતા તો ઠીક દાવ લગતા ?" આમ વિચારમાં ગોથાં ખાતો જતો હતો એવામાં વિકટોરિઆમાંથી ઉતરી ધોળા બગલા જેવો કોટ અને ગીલીટના ઝગઝગતા બટનવાળા શેર દલાલ જરા રંગરાગ માણવા ગાવાવાળીને ઘેર પધાર્યા. તેમણે દોઢ બે કલાક રંગરાગમાં વિતાવ્યા પછી ઉંઘમાં ઝોકાં ખાતા લથડતા પાછા ઉતર્યા, અને વિકટોરિઆને ચર્ચગેટના દરિયા તરફ હંકારાવી. ત્યાં જતાં વિકટોરિઆવાળાને કાલે ભાડું લઈ જજો એમ કહી પાછો કાઢ્યો. વિકટોરિઆવાળો ઓળખીતો હશે, તે સાહેબ સલામ કરી ચાલતો થયો, અને શેરદલાલ દરિયા તરફ મોઢું કરીને બાસ્ટી પર બેસી વિચાર કરતાં કરતાં અર્ધનિંદ્રામાં પડ્યો. કે મમદુએ પોતાની કળા અજમાવી. લાંબા ડગલાના ગજવામાંથી એક કાગળનું જાડું પાકીટ તફડાવ્યું,

અને આનંદથી ચાલતા થયા. ઠંડા જીગરે પોતાના થાનકે ગયા અને પાકીટ ઉઘાડ્યું. તો તેમાંથી "પોતે શા માટે આપઘાત કરવા તૈયાર થયો છે તે એકરાર અને એક ઝેરનું પડીકું નીકળ્યું! ગાવાવાળી રખાતની બેવફાઈ, શેરના સોદામાં થએલું અનહદ નુકસાન અને દેશમાં પડેલો દુકાળ!" એ કારણોને લીધે ભાઈ સાહેબ મરવા માટે તૈયાર હતા. પણ "દરિયામાં પડીને મરી જવું કે ઝેર પીને મરી જવું!" તે વિચારોની ગરબડમાં જ ચર્ચગેટની બાસ્ટી પર ઉંઘી ગયા હતા!

"હત્ત તેરીકી આજ કિસ્કા મુંહ દેખા હે કે સબ દાવ ફેલ જાતે હેં!""

"યા ખુદા! અબ ક્યા કરૂં? સબ ઈદમેં મોજ કરેં; ઔર મેં મુફલસીમેં ઈદ કરૂં? નહિં, નહિં, હરગીઝ નહિં!"

"વોહ કૌનસા ઉકદાહે જો વા હો નહિં સકતા,
હિમ્મત કરે ઈન્સાન તો ક્યા હો નહિં સકતા!"

* * *

મમદુમિયાં પાછા મુઠીઓ વાળીને ઉઠ્યા અને આંખો ચોળતા પ્લેહાઉસ તરફ આગળ વધ્યા. સીનેમાનો છેલ્લો શો ખલાસ થઈ રહ્યો હતો. સીનેમાશોખીનોનાં ટોળાં બગાસાં ખાતાં ઘરભેળાં થતાં હતાં. ફિલ્મની હીરોઈન પણ પહેલો જ દિવસ હોવાથી ફીલ્મ જોવા પધારી હતી. બહાર નીકળતાં જ તેના પ્રસંશકો લગભગ દોઢેક ડઝન યુવકો હસીહસીને તેની હાથે શેકહેંડ કરતા મુબારકબાદી અર્પતા હતા. તેના હાથ પર ભપકાદાર પર્સ લટકતી હતી. બધું ટોળું આનંદમાં ગેલ્ર કરતું તેને તેની મોટર સુધી મૂકી આવ્યું. મોટરમાં તે સીને-મહારાણી બેઠી અને મોટર સડસડાટ ચાલી. બ્લેક આઉટનો લાભ લઈને મમદુમીયાં મોટરની પાછળ ટંગાઈ રહ્યા હતા. દરવાજામાં મોટર પેઠી, મોટર ધીમી પડી એટલે ઝોકાં ખાતી એક્ટ્રેસની તરડાવેલી મની બેગ લઈને મમદુમિયાં પલાયન થયા. અને ઈદ આનંદથી ઉજવાશે તેના હવાઈ કિલ્લા બાંધતા ચાલ્યા. કુતૂહલથી મની બેગ ઉઘાડી તો વાય કિસ્મત! હાય નસીબ! બે ડગલાં આગળનું

આગળ. પ્રેમ પત્રોનો આખો ઢગલો નોટોના બંડલને બદલે નીકળી આવ્યો! તે પત્રોની હોળી કરીને મમદુમિયાં શરમેગા થયા. અતિ સવારનો કૂકડો બોલ્યો પણ મમદુમિયાંના કિસ્મતે યારી ન આપી! વિમાસણમાં માથે હાથ દઈ બેઠા હતા તેવામાં મોઅઝઝને બાંગ પોકારી "અલ્લાહો અકબર! અલ્લાહો અકબર..." મમદુમિયાંના કાન ટટાર થયા. "શું અલ્લાહ, અકબર એટલે મોટો છે? વિશાળ દિલનો છે? તો મારા માટેજ તેની તિજોરીમાં ખોટ આવી ગઈ? શું બધાની તેને ફિકર છે ને મારીજ નથી? ભલે હું ગુનેહગાર હોઈશ પણ તેનો બંદો તો છું ને? અને જો અમારા જેવા ગુનેહગારો દુનિયામાં ન હોય તો એને રહમાનુ ર્રહીમ એટલે કે રહેમતનો દરિયો અને દયાનો સાગર બનવાનો મોકોજ કયાંથી મળે?"

આમ ફિલસુફની ઢબે વિચાર કરતાં મમદુમિયાં ઉઠ્યા, અને મસીદમાં ગયા વઝુ કરી નમાઝ પઢવાને બદલે વઝીફો પઢતા હોય તેમ આંખો બંધ કરીને દૂઆ માગવા લાગ્યા. ફરજની નમાઝ ખલાસ થતાં નમાઝીઓમાં દરવાજા બહાર નીકળતાં ખળખળાટ મચી ગયો. એક શેઠીયા આંકળા ફાંફળ બોલી રહ્યા હતા કે "યાર, ઈદકે લીયે ખાસ માંચેસ્ટરસે દેઢ પાઉન્ડકા નયા જુતા મંગવાયાથા કોઈ ચુરા ગયા!" તો કોઈ યુવક બોલી ઉઠ્યો કે મેરાભી બાટાકા નયાસુઝ સાડે સાત રૂપૈકા ગુમ હો ગયા હે!" તેમને તસલ્લી દેતાં મમદુમિયાં બોલ્યા કે "જનાબ, આપને રમઝાનમેં ઝકાત નહિ નીકાલી હોગી ઉસીકા યેહ નતીજા હય!" બધા નમાઝી ખડખડાટ હસી પડ્યા, અને ઘરભેળા થયા. મમદુ પણ મનમાં હસ્તો અને પોતાનો લપેટેલો મુસલ્લો બગલમાં દબાવતો ઘરભેળો થયો અને પેલા જોડા વેચીને પણ ઈદ ઉજવી! ઈદની નમાજ, ભાડુતી કપડાં પહેરી પઢી. પછી ભાડુતી વિકટોરિઆમાં બેઠાં બેઠાં સીગરેટ પીતાં રસ્તે ચાલતા દરેક ઈસ્લામીને સલામ કરતાં કરતાં મમદુ મનમાં ગણગણતો હતો કે."

"જીસ્કો દેતા હે ખુદા દેતા હે છપ્પર ફાડકે!"



# એડીટર આખ્યાન !

ઈ. સ. પૂર્વેથી પ્લેગ, કૉલેરા, કોગળીયું, મરકી, શીતળા, ક્ષય વગેરે રોગો હિંદુસ્તાનમાં દેખાવા લાગ્યા છે. પણ ઇ.સ. ની પશ્ચિમે જ્યારથી પશ્ચિમના માનવીઓ હિંદમાં પગભર થયા; ત્યારથી એન્ફલુએન્ઝા, હિસ્ટરીઆ, ન્યુમોનીયા વગેરે રોગો આપણે આંગણે ઉપસ્થિત થયા છે. વળી કૉંગ્રેસે નાસીપાસ થતાં એણે સાબરમતીના કિનારેથી મેનીન્જાઈટીસનો રોગ ફેલાવ્યો! એ બધા તો શારીરિક રોગો છે, પણ આજકાલ માનસિક રોગો એટલા બધા પ્રમાણમાં ફેલાયા છે કે તેને માટે તો હિંદુસ્તાનમાં એકે હૉસ્પિટલ કે ડૉકટર નથી! છેલ્લા બે દાયકાથી એક રોગ ફેલાવા લાગ્યો છે, જેવો કે 'દેશદ્રોહ.' આ રોગ મોટા ગણાતા, મોટર વિકટોરિઆમાં ફરતા આસામીઓને ઘણે અંશે લાગુ પડે છે. જેમ ધનવાનને ઘણીખરી હરસ–મસાની બિમારી લાગુ પડે છે તેમ. દેશદ્રોહનો રોગ લાગ્યા પછી તે આસામીને અનેક પૂછડાં ઉગવા માંડે છે. જેમ પૂછડાંની લંબાઈ વધારે તેમ રોગચાળો વિશેષ સમજવો. એ પૂછડાંનાં જુદાં જુદાં નામ છે. જેવાં કે ખાનસાહેબ, ખાનબહાદૂર, રાવસાહેબ. રાવબહાદૂર, નાઈટ, સર ઈત્યાદિ–"ગણ્યા ગણાય નહિ વિણ્યા વિણાય નહિ" એટલાં નામો છે. અને જો તે પણ નામ પ્રમાણે ગુણ ધરાવતાં હોય તો એમના નામ પર ધૂળ વાળી! ખાનબહાદૂરનું પૂંછડું ધરાવતા આસામીઓ ભાગ્યે જ રાતે ચોરની બીકે ઘરમાંથી બહાર નીકળે એવા બહાદૂર હોય છે! અલબત્ત, તેઓ તનબહાદુર મનબહાદુર ન હોય તો ભલે, પણ જીભ બહાદૂર જરૂર હોય છે જ! અને ખાનસાહેબ! તમે જાણો-કે પેલા અડીમ ધડીમ "ખજોડે ખચાકે" વાળા કાબુલીઓ જેવા હોય છે! નહિ, નહિ, આ તો બિચારા પાપડ પહેલવાન જેવા હોય છે! નાઈટ હુડ એટલે રાતની બિલાડી, મતલબ કે રાતે લપાતા છુપાતા જઇ બડેસાબ આગળ ચાડીઓ કરે તે! અને જે. પી. યાને સુલેહના અમલદાર તે

કહેવાય છે જે લડાઇ ચાલતી હોય; ત્યારે તો બારી બારણાં બંધ કરીને ખાનદાની પર્દેનશીન બાનુઓની જેમ ઘરમાં બેસી રહે અને લડાઈ સમાપ્ત થતાં સુલેહ કરાવવા મોટરમાં "હાઉસન જાડેસન" કરતા કરતા નીકળે! ને "અનાડી માજીસ્ટર" એ નામ હું નથી કહેતો, પણ ઑફિસના પટાવાળા કમાલમિયાં કહે છે. જવા દયોને હવે માથા કરતાં પાઘડું મોટું થઇ ગયું છે! વળી કોઈ કાળા ચામડામાં છુપાએલો ગોરો 'સાબ' તેરી મેરી પર આવી જશે?

દેશદ્રોહથી જરાક નાનો તે કોમદ્રોહ. એ રોગ બીજાઓને ખુશ કરવા ખાતર પોતાની માને ડાકણ કહેનારા દોઢડાહ્યાઓને વધુ અંશે લાગુ પડે છે. અમારા મુસ્લિમ બિરાદરોનાં અનેક ઘરો એ રોગથી બરબાદ થઈ રહ્યાં છે. કેટલાક પેટને ખાતર એ રોગના ભોગ બને છે, પણ અસહકારના ચેપી રોગના જંતુ શહેરે શહેર ને ગામડે ગામડે ફેલાયા પછી કોંગ્રેસ, લીગ, મહાસભા, પરિષદ્, સરઘસ, હડતાળ પેકેટીંગ, પ્રભાતફેરી, બૉયકોટ વગેરે અનેક રોગોએ દેખાવ દીધો હતો; પણ તેમાંના કેટલાક રોગો દુર્ભાગ્યે જેલ મહેલમાં હવાફેર કરવાથી તથા ઑર્ડીનન્સ ડૉકટરના 'લાઠીચાર્જ' નામના મલમપટાથી લગભગ સારા થવા આવ્યા છે. ત્યારે હાલમાં જ, વિસ્તૃત કારોબારીનો નવીન રોગ ફેલાયો છે!

પણ એ બધાથી પુરાણો મધ્યયુગનો એક જીવલેણ રોગ મી. સર ટોમ્મ રો યુરોપથી પોતાના ભાથામાં જહાંગીરને ભેટ દેવા બાંધી લાવ્યા હતા. તે રોગનું નામ 'ટર' છે. રોગને ધારણ કરનાર પોર્ટર, એકટર, કંડકટર, સોલિસિટર, બેરિસ્ટર, મીસ્ટર, સીસ્ટર, પ્રોપ્રાયટર, પેઈન્ટર, ઈન્સપેકટર, રિપોર્ટર, કલેકટર, ફિલ્ટર, ગટર, સટર, પટર વગેરે ટરટરના રોગો જ્યાં ત્યાં ફુટી નીકળે છે. અને અંગ્રેજી કેળવણીનું જળસિંચન તથા યુરોપી સહેલાણીઓની મારફતે હવા માફક આવવાથી એ રોગ અસાધ્ય થતો જાય છે. તેમાં યે "એડીટર" નામનો રોગ જેને લાગુ પડે છે તેનાથી તો બાર ગાઉ દૂર નાસવામાં જ સલામતી છે! કારણ જો દરબારે અકબરી જેવા વજનદાર ઐતિહાસિક પુસ્તકને

આધારે કહું તો તમે સાચું માનશો? "બીરબલ પોતે અકબરના દરબામાં ખરે બપોરે ગાંજા–ભાંગનો નિશો કર્યા વગર પોતાની અક્કલ હુંશિયારીથી કહી ગયો છે કે "ભાટચારણો મરે તે બીજે ભવે એડીટર થાય છે!" હું તો દાઢીધારી તેથી પુનર્જન્મમાં માનતો નહિ હોવાથી એ વાત ખોટી માનું છું.

છતાં પણ એમ તો એડીટરના આપ્તજનો એટલે કે લેખકો, ચાહકો, ઉત્તેજકો, ઉચ્છેદકો, ગ્રાહકો અને મફતીયા વાંચકો સુદ્ધાં હવે તો માની ગયા છે કે હજુ યે "બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી." કહેનારા અને ભીંડો મારી બીજાને પરાણે ખરૂં મનાવનારા એડીટરોથી ભરમાતા વાંઝણી થઈ નથી! અસ્તુ :

છતાં એડીટર કોણ બની શકે? એ તમારો સવાલ વિચિત્ર છે. ગામડાનાં બાળકોની ભાષામાં કહીએ તો 'જેની માએ હવાશેર સુંઠ ખાધી હોય" તે એડીટર બની શકે! બીજાનાં એ કામ નહિ. અસલ રોગનું નામ એડીટરી છે અને તે રોગ જેને લાગુ પડે તેને એડીટર કહે છે. પણ એ રોગનાં જંતુઓ રાણપુરથી મદ્રાસ, રાજકોટથી આફ્રિકા, રાંદેરથી વિલાયત, કતાગામથી કોલંબો, ચમારગામ પાલેજથી અમેરિકા, સુધી ફેલાઈ શકે છે! અત્યારે આખું જગત એ રોગના જંતુથી ઘેરાઇ ગયું છે. પટાવાળાથી કે વૉઈસરોય ગાંધીજીથી લઈ ને તે હરિઓ ઢેઢ સુદ્ધાં એ રોગની અસરથી મૂક્ત નથી! એ રોગ આજકાલ તો ઘણું કરીને પાંચ–સાત ચોપડીઓ સુધીની ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરનારને ખાસ વળગે છે! અને તેથી તો મારે એક જગ્યાએ પરાણે કવિરાજ બનીને લખવું પડ્યું છે કે :—

**"ઉત્તમ ખેતી, મધ્યમ વેપલો ને નફટ નોકરી ભીખ:**
**તે પણ જો તને નવ આવડે તો એડીટરી તું શીખ!"**

કોઇ ખાનદાની નબીરાઓ અત્તર સુરમાની ફેરી ફરતાં થાકી જાય છે; ત્યારે હિંદુસ્તાનમાં એડીટર બની શકે છે. અને ગુજરાતમાં સાંદિપની ઋષિના વારસદાર કોઇ પુરાણા પંતુજી, મોટરના ઉતરેલા

ટાયરની જેમ રિટાયર થાય; ત્યારે એડીટર થઈ શકે છે! બાકી અપવાદરૂપ તો ઈમ્પીરીયલ હૅર કટીંગ સેલુનવાળો ભગલોયે રાત્રે ‘વાળ કાપણ્યાચી દુકાન’ ચલાવે છે અને દિવસે ‘બારબર’ નામના અંગ્રેજી મંથલીનો એડીટર બની જાય છે! તમે જ જરા વાંચી જુઓને, કે “ મોચીહિતેચ્છુ ”, “ કુંભારોદય ”, “ ભાડભુંજારિફોર્મર ”, “કાછીઆહિતેચ્છુ”,“ચમાર હિતવર્ધક”, “દુબળા ઉદ્ધારક”,“વાઘરી સુધારક,” “માછી ઉત્તેજક”, “ભીલમાર્ગદર્શક” ઈત્યાદિ પત્રોના એડીટરો કોણ છે? તે જ કોમના કેળવાયલા આસામીઓ! બાકી કોઈ કવિની કવિત્વ શક્તિ, કવિતાઓ રચી રચીને કટાઇ જાય તો તે કવિ બેધડક એડીટર બની શકે છે! બની શકે છે શું? બન્યા છે!

કોઈ બિચારૂં ઑફિસનું કલાર્ક નામનું પ્રાણી રેકર્ડના ચોપડા ચરી ચરીને રતાંધળું થાય; ત્યારે એની વફાદારીની કદર કરીને તેનો ‘સાબ’ તેને અનફીટ કરી નાળીએર પકડાવે; ત્યારે તે બિચારો ચૌદ નંબરના ચશ્માની સહાયથી બેધડક એડીટર બની શકે છે! અને પછી પોતાનાં પેટના એન્જીનમાં કોયલા પૂરવા અર્થે કોંગ્રેસમેનોને બશેર બશેરની સંભળાવીને પોતાનો વખત વીતાવે છે! તો કોઈ પીર સાહેબ પોતાની પીરીની કરામતો જાહેર કરવા એડીટર બની મુરીદોને ગ્રાહકો બનાવવાની જાળ બિછાવી પ્રકાશમાં આવે છે! તો કોઈ ચલતાપૂર્જાઓ પોતાના ગરીબ ભાઈઓ પાસેથી ચંદો કરી પોતે એડીટર બની ડગલામાં રાખેલું કંગાલ ખિસ્સું તાજું કરવાના અખતરા કરે છે! તો કોઈ અત્યાર સુધી સૂટ-બૂટથી ઉછરેલો પ્રૌઢ પુરૂષ આંક ફરકના મોહમાં પડવાથી મુફલેસીની વરમાળા ગળામાં ભેરવાઈ જતાં પહેલાં ખાદી ધારણ કરી કૉંગ્રેસી લોકોની પાસેથી કંઈ મળવાની આશાએ કૉંગ્રેસનું ઢોલ પીટતાં એકાદ પેપર કાઢી, ઝટશું ને એડીટર બની જાય છે! તો કોઈ ખિલાફતના નામે રૂપિયા હજમ કરવા એડીટર બને છે, તો કોઈ નામ ભૂખ્યા, બાપ કમાઇના બજેટના જલ્દીથી ટાંટીયા મેળવવાજ એડીટર બને છે! તો કેટલાક દાદાગીરી

કરી ગ્રાહકના લવાજમ હજમ કરવાની ચોકખી દાનતથી જ એડીટર બની બેસે છે! એમ ગણવા બેસીએ તો પાર ન આવે, માટે એટલેથી જ પતાવીએ, ને એડીટરો શું ધાડ મારે છે તે અવલોકીએ? જો કે એમ તો આપણા દેશમાંયે આંગળીના વેઢા પર ખુશીથી ગણી શકાય એટલા સારા એડીટરો હસ્તી ધરાવે છે, પણ તેમના ઉપર પણ કોઈવાર એ એડીટરીનું ભૂત ચઢી બેસી તેમને પણ ખૂબ ધૂણાવે છે.

જુઓ, એડીટરો શું કરે છે તે તમારે જાણવું છે? ખુરસીમાં બેસી ટેબલ પર પગ લંબાવી રિવ્યુ માટે આવેલી સીગારેટનો દમ લગાવી, જુદાં જુદાં અંગ્રેજી માસિકોને જુવે છે; વાંચતા નથી! સાથે સાથે લેખો તફડાવવાની સ્કીમ વિચારે છે; કાં તો લેખકો પાસેથી લેખો મેળવવા કેવા પ્રકારનો શાબ્દિક મસ્કો વારપવો તે વિચારે છે. કાગળો લખે છે તેમાં મૂખ્ય એવું જ હોય છે કે "પેપરને આપનું જ પોતાનું સમજી લેશો. હું તો એક આપનો અદના સેવક છું. આપ જેવા પ્રખર વિદ્વાનના સહકારથી જ અમારૂં ગાડું ગબડી શકે એમ છે. બાકી કયાં મારા જેવો અલ્પજ્ઞ મનુષ્ય ને કયાં સાહિત્યસેવાના અગાધ સિંધુ જેવા આપ!" આવી રીતે ગમે તેવા લેખકને પણ મહાવિદ્વાન, શ્રીમાન સાક્ષર, મહાકવિ, કવિરાજ વગેરે લખી પોતાનું પેપર ભરવાનો પ્રયત્ન કરે છે. કોઇને ફોટો પ્રકટ કરવાની લાલચ આપે છે, તો કોઈ મૂડીવાદી વિરૂદ્ધ ચર્ચા ઉઠાવી દોઢીયાં કઢાવવાની ધમકી આપે છે! કોઈ મારતે મિયાંની માફી માગવાનો પત્ર લખે છે; તો કોઈ ને લખે છે "કે તમે અમારા કેળવાએલા જ્ઞાતિબંધુ અને સાથે દેશસેવાના કોડ સેવતા સદ્‌ગૃહસ્થ હોઈ વી. પી. સ્વીકારી લેશો જ એવી આશા રાખતો આપનો અદના એડીટર!" આ પ્રમાણે એકને કંઈ તો બીજાને કંઈ લખી પોતાનો કક્કો ખરો કરે છે!

ઑફિસમાં સાંજને ગાળે જ્યારે એડીટરની આસપાસ મિત્ર મંડળ જામે છે, ત્યારે થોડાક કપ ચાહના બદલામાં 'વાહ! વાહ!'ના સૂર સંભળાય છે. બીજા કોઈ પેપરની વિરૂદ્ધતાના કોઈ એકબે શબ્દ બોલે તો એડીટર રાજ નમણી નવોઢાની જેમ જરાક મંદહાસ્ય

કરીને આડકતરી રીતે રસ લે છે. પણ જો પોતાના પેપરની વિરૂદ્ધ કોઈ નાદાન મિત્ર કંઇ બે વાતો કહે તો પછી સુરતના ગાડીવાળાઓની જેમ અબેતબે પર ઉતરી જાય છે.

ઘણા ખરા એડીટરોના ઢોલમાંથી એવા જ સૂર સંભળાય છે કે અમે તો સાહિત્યસેવા, દેશસેવા, જ્ઞાતિસેવા, સમાજસેવા અર્થે પેપર પ્રગટ કરીએ છીએ. છતાં અજાયબીની વાત એ છે કે એવાં સેંકડો પેપરો સાહિત્યસેવા કરે છે; છતાં સાહિત્યનો ઉદ્ધાર કાં થતો નથી? દેશસેવા કરનારાઓ અનેક છે, છતાં દેશનુંયે કંઇ ઉકાળ્યું નથી! અને સમાજસેવામાં તો સમાજને સુધારવાને બદલે બગડવાની તક પશ્ચિમની વાંદરનકલવાળાં પેપરોએ કરી છે! અને જ્ઞાતિ સેવામાં તો બસ એટલું જ થયું છે કે જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓના વધારે વાડા થયા છે.

હવે એ એડીટરોના માસિકો કે અઠવાડિકોનું ધોરણ તપાસીએ. અહીંતહીંથી જે મળ્યું, તે એ ઉત્તમ ગણાતાં માસિકો કે અઠવાડિકોમાં ઠાંસી દેવામાં આવ્યું હોય છે. કેટલાક એવા અનુવાદો એમાં ભરેલા હોય છે કે લેખની આરંભની થોડીક લીટીઓ વાંચતાં જ નેપાળાનો જુલ્લાબ પીધો હોય તેવું ડાચું થઈ જાય છે! અને ચાલુ વાર્તાઓ તો બબ્બે વરસે પણ પુરી થતી નથી! ટુંકી નવલિકાઓમાં ઉદ્દેશ શું હોય છે, તેની તો તેના લેખકને પણ ભાગ્યે જ ખબર હોય છે! તો પછી વાંચક બિચારો શું સમજે? ખૂબીની વાત તો એ છે કે પહેલાં સતિઓનાં સન્માન થતાં; પણ હવે એકટ્રેસોનાં સન્માન થાય છે! પહેલાં શિયળવતી સ્ત્રીઓ પૂજ્ય ગણાતી, આજે પતિત બહેનોની પૂજા થાય છે અને કલાના નમુના તરિકે તેમના ફોટાઓ અગ્રભાગે પ્રગટ કરવામાં એડીટરો માન સમજે છે! અને સભ્યતાના કેટલાક ઇજારદારો જ કામશાસ્ત્ર કે પુરૂષશક્તિના અખૂટ ખજાનાની જા. ખબર છાપે છે. તો સભ્ય ગણાતાં પેપરો આંકફરકના નંબર પ્રગટ કરતાં જરાએ સંકોચાતાં નથી! હોય બા, હોય એ તો;

**“ પેટ કેરી વેઠ, જગતમાં પેટ ઝલાવે માળા,**
**પૈસા તુંહી પરમેશ્વર, પરમેશ્વર પૈસાવાળા !”**

કેટલાકના કાગળ અને છપાઈ જાણે ગ્રાહકોને ધર્માદા પેપર આપવાનું હોય એવાં હોય છે; તો કેટલાકના કાગળ, છપાઈ, ગોઠવણી વગેરે અપ–ટુ–ડેટ હોય છે; પણ બિચારા ભૂખ્યા કંપોઝીટરો શબ્દોમાંથી સારા સારા અક્ષરો વીણીને ખાય જાય છે ! પણ બિચારા એડીટર રાજને ફુરસદ હોય તો જુએ ને ?

કેટલાક એડીટર તો ગ્રાહકો મેળવવા માટે દરેક અંકે પોતાની મુશ્કેલીનાં રોદડાં રડે છે અને કોઇ દુખિયારી ભિખારણ કરૂણસ્વરે મહોલ્લાવાળાંઓને પીગળાવી ભિક્ષા માગે તેમ એ એડીટરના થતાઓ રડી રડીને ‘રળી’ ખાય છે ! કેટલાંક ભાષાની સેવા કરવાનો દંભ સેવતાં માસિકોમાં પણ આખાંને આખાં અશ્લિલ ચોકડાં છપાઈ જાય છે ! કેટલાક એડીટરોને તો ખાસ જાડા તળીઆના જોડા પહેરવા પડે છે; કારણ કે પેલા ભારેખમ લેખકોનાં આંગણે લેખોની ઉઘરાણી કરવા જતાં એમનાં તળીઆં ઘસાઈ જાય છે ! ત્યારે કેટલાક ગુર્જરગિરાના નવિન સપુતો પાસેથી ચાહનો એકાદ કપ, પાનપટી અને સીગરેટના બદલામાં આખો એક ડઝન પાનાંનો લેખ કેટલાય એડીટરો મેળવી શકે છે !

કેટલાક “પરાયા માલ અપના” ના મુદ્રાલેખવાળા એડીટરો બીજાના લેખોને પોતાના કરીને છાપતાંયે જરા અચકાતા નથી ! પણ જ્યારે પબ્લીકમાં એમની ધજા બંધાય; ત્યારે માફી માગીને થોડા દિવસ ઘરના એક ખૂણામાં મરઘી ઈંડા સેવવા બેસે તેમ બેસી રહે છે. કેટલાંક પ્રગતિમાન અઠવાડિકો અને આદર્શ એડીટરોના વાજીંત્રોમાંથી એવા સૂર સંભળાય છે કે “એક સંસ્કારી અને ખાનદાની યુવકને માટે એક સુધરેલી અને સુંદર વિધવાની જરૂરત છે. એક ભણીગણીને સુધરી ગએલી ઉંચી એડીના બુટવાળી સન્નારી માટે એક ડીગ્રીધારી ધનવાન યુવકની જરૂરત છે.” અને ફોટાઓ અને ખાનગી પત્રવ્યવહાર રૂપે એ એડીટરો વરકન્યાની દલાલી કરે

છે. કમભાગ્યે એવું જોડું બંધાઇ જાય તો એક આદર્શ લગ્ન તરિકે પોતાના વાજીંત્રમાંથી તેની પ્રશંસાના સૂર ઘણા જોરશોરથી નીકળે છે! પણ એ બિચારાં નવિન સુધરેલ દંપતિ છ માસમાં જ 'ડાયવોર્સ' નું શરણુ શોધે છે અને મીસ્ટર બિચારા બુલંદ રાગે ગાય છે કે :-

**"દેખો યારો ક્યા ઝખ મારા બીબી અયસી લાય;**
**કે જીસને આતેહી મેરા દિવાલા ફુંકા હાય!"**

ત્યારે એ જ એડીટરો સુધારક લગ્નની વિરૂદ્ધ પણ લખી શકે છે. હોય એડીટર તો એક મોટું કાઠિઆવાડી ઢોલ જ કહેવાય! અને ઢોલ તો હંમેશાં બંને બાજુ જ વાગેને? વળી કેટલાક એડીટર તો રિવ્યુ માટે લખી લખીને લેખકો અને પ્રકાશકો પાસેથી નવિન પુસ્તકો મંગાવી પોતાનાં કબાટ ભરે છે અને ગજરામારૂ કે સદેવંત સાવળંગા જેવાં પુસ્તકોને શાકુંતલ કે સરસ્વતીચંદ્રની તોલે બાંધી દે છે! ત્યારે કેટલાક એડીટર એવા વિચિત્ર ભેજાંના હોય છે કે પોતે જાતે લખીને મંગાવેલી ચોપડીનો રિવ્યુ લખતી વખતે તેની ભૂલોનું પ્રદર્શન કરાવી લેખકની નાલાયકી સાબિત કરવામાં જ પોતાની વડાઇ માને છે! વળી પછી એકાદ અઠવાડિએ લેખક કે પ્રકાશકની ખુશામદ કરીને જાહેર ખબર પણ મેળવે છે અને તેમાં તે જ પુસ્તકોના ભારોભાર વખાણ છાપે છે!

કેટલાક તો ખાસ એટલા માટે એડીટર બને છે કે તેમને રિવ્યુ માટે પોરબંદરના ઘીની બાજલીઓ, અફઘાન સ્નોની બાટલીઓ, કામનીયા તેલ, બૈરાંને વશ કરવાનું માદળીઉં, પટેટીના કેક, સેફટી રેઝર, પમરતો પાઉડર, ગોદરેજના સાબુ, જાપાની વાજું, ગ્રામોફોન રેકાર્ડ, રાધાકૃષ્ણ ધોતીયાં, વસાઈનાં કેળાં, મૈસુરનું લોબાન, બાલ કાઢવાનો પાઉડર, બામની શીશી, દાઢી રંગવાનો કલફ, કલકત્તાની સપાટ, બારેજડીની ચુડી, ગુંદીચુંકંકુ, શાહીના પડીકાં, ગાજરનો મુરબ્બો વગેરે મળ્યા કરે. કોઇ ફક્ત બાળકો માટે માસિક કાઢી

યુવતિઓની હિમાયત કરે છે પણ અફસોસની વાત છે કોઈ ઘરડાંઓને પુનર્લગ્નનું ઉત્તેજન મળે એવું પેપર કાઢતું નથી!

અને કેટલાક ચમત્કારિક એડીટરો તો મરદ હોવા છતાં સ્ત્રીનો બુરખો ધોરણ કરી સ્ત્રી સ્વતંત્રતાની હિમાયત કરવા મેદાને પડે છે. એવા સ્ત્રીફેશન પુરુષોના પેપરોના ગ્રાહકોની સંખ્યા ઘણી હોય છે. એવાં પેપરોમાં સંતતીનિયમનની ચળવળ, કુમારિકાના કોડ, ગર્ભ અટકાવવાના વૈજ્ઞાનિક ઉપાયો વગેરે ઉપયોગી લેખો પણ કોઇ વેળા પ્રગટ થતા રહે છે!

પેલાં મીયાં તીસમારખાં કહે છે કે "યેહ આજકલકે લોક મેટ્રીક પાસ કરને કે બાદ નોકરી નહિ મિલ્તી હય તો ફિર એડીટર બન જાતે હંય!" તો શું બી. એ. બનીને તરબુચની ફેરી ફરવા કરતાં આવા એડીટરીના ધંધામાં થોડી કીર્તિ મળે છે? અને ખરું પૂછો તો એક એડીટર પોતાની નાનકડી ઑફિસમાં પોતે એક ચક્રવર્તી રાજા જ છે ને! જો આપણે એની ઑફિસને દરબાર માનવા જેટલી ઉદારતા દાખવીએ તો પછી ભલે એની ખડખડ પાંચમ ખુરશીમાં હીરા માણેક ટંકાયા નથી છતાં માંકડોથી વિભુષિત એ સિંહાસન તો ગણાય જ! અને જેમ પ્રજા રાજાને કરવેરો કે મહેસુલ ભરે છે તેમ એમની ગ્રાહક રૂપિ પ્રજા લવાજમ રૂપે કર ભરે છે. અને કેટલાક ઉધરતા લેભાગુ લેખકો પોતાનું નામ પ્રકાશમાં મૂકવા ખાતર લેખ સાથે અમુક ચાંલ્લો કરે છે તેને જજીયાવેરો કહીએ તો ન ચાલી શકે? ને વળી તાલુકદારો કે ખંડીયા રાજા રૂપ લેખકો કે ફી લેખ મોકલે એ પણ એક પ્રકારની ખંડણી જ કહેવાયને! ને પહેલાં જેમ દશેરા પછી એક રાજા બીજા રાજા પર સવારી કરતા હતા તેમ એક એડીટર બીજા એડીટર ઉપર તલ્વારને બદલે કલમ ચલાવી રણભૂમિમાં કયાં ઉતરતા નથી? અલબત્ત પહેલાંની લડાઇઓમાં લડવૈયાઓનો ઘાણ નીકળતો અને આજની એ એડીટરોની લડાઇઓમાં કંપોઝીટરોની હુંસ નીકળી જાય છે! તે લડાઈમાં જેનું તોપખાનું મોટું હોય તે જીતતો ને આ લડાઈમાં જેનું છાપખાનું મોટું હોય

તે જીતે! બાકી પહેલાંના રાજાઓના વજીર મોટી જમીનજાગીર ભોગવતા, સોનાની છડી, રૂપાની મુઠની તલ્વાર સહિત હજારોનો દરમાયો લઈ અફીણનો કસુંબો પીને કારભારૂં કરતા; ત્યારે આ એડીટર રાજનો ઓલ્યો વજીર ખુરસીની પાસે શેતરંજી પર બેઠો બેઠો રેપરો લખે છે. તે કે અંગ્રેજી તોછડી ભાષામાં જેને 'કલાર્ક' કહેવામાં આવે છે જે બિચારો કેવો કાર્યદક્ષ અને કર્તવ્યપરાયણ પુરૂષ કહેવાય; કે ફક્ત પાંચ આનાના રોજીંદા પગારમાં રેપર લખે, તે પર ટીકટ ચોંટાડે, ગ્રાહકોનું નામ ચોપડામાં દાખલ કરે અને વી. પી. પાછું મોકલનારનું મુબારક નામ કેન્સલ પણ કરે! ગામમાં પેપર વહેંચે, પ્રુફ સુધારે, પોસ્ટ ઑફિસમાં પેપરોનાં બંડલ પધરાવી આવે, વહેપારીઓને ત્યાં જાહેરખબર મેળવવાની ફરમાશ પણ કરે, ને કાગળ શાહીના ઉઘરાણીવાળાઓને અદ્ધર ઉડાડવાના જવાબો પણ આપે! પેલા જુના લોકો કાગળોમાં લખતા હતા કે "સર્વે ઉપમા લાયક" અને "સર્વે કામ લાયક" તે આ એડીટર રાજના વજીરો જ કહી શકાય!

છેવટમાં એટલુંજ કે નવા નવા મિત્રમૈત્રિણીઓ પેદા કરવા હોય, પારકે પૈસે પરમાનંદ કરવો હોય, જુના મિત્રોનો ત્યાગ કરવો હોય, જગતમાં પોતાના નામનો પ્રકાશ ફેલાવવો હોય ને ઘરમાં બૈરીની ગાળો ખાવી હોય તો જરૂર એડીટર બનો! અંતમાં આજે સવારના પહોરમાં આફુસ કેરીનો ગોટલો ચૂસતાં ચૂસતાં દુઆ કરૂં છું કે "એડીટર ઝિંદાબાદ!"

આટલું વાંચ્યા છતાંય એડીટર વિષે તમને પુરેપુરો ખ્યાલ ન આવતો હોય તો પ્રાણીશાસ્ત્રના આધારે કરેલું નીચે પ્રમાણેનું પૃથક્કરણ વાંચો :—

× × ×

અધિપતિ ઊંટ જેવો હોવો જોઇએ! ઊંટ જેવો એટલે ઊંટ જેવો ઉંચો અને વાંકો ચુંકો પહિ પણ ઊંટ જેવી સહન શક્તિવાળો

હોવો જોઇએ. ધગધગતી રેતીવાળાં રણોમાં ઊંટ આઠ, આઠ દિવસ સુધી પાણી વગર ચલાવી લે છે; તેમ તંત્રીએ એટલી બધી સહનશક્તિ કેળવવી જોઇએ કે વરસ વરસ દિવસ સુધી વહેપારીઓ જાહેર ખબરનું બીલ ન ચૂકવે, ગ્રાહકો લવાજમો ન મોકલાવે કે એજન્ટો હિસાબ ન બતાવે છતાં ઉદાર દિલે પેપર ચલાવ્યેજ જાય!

× × ×

અધિપતિમાં ખચ્ચર જેવી ધીરજ અને ખંત હોવાં જોઇએ. કેટલાએ મણ બોજો ઉઠાવીને ખચ્ચર પહાડો ઓળંગી જાય છે; તેમ કામનો બોજો અને કાગળવાળા, શાહીવાળા, પ્રેસવાળા, ભાડાવાળા ઈત્યાદિ વાળાઓના કરજનો બોજો પીઠ પર ઉપાડીને અનેક સંકટોના પહાડ ઓળંગી શકે તેજ ખરો તંત્રી!

× × ×

અધિપતિ, પોતાની પોલિસીમાં ગધર્વ જેવો સત્યાગ્રહી હોવો જોઇએ! ગમે તેવી મહાન વ્યક્તિ કે ગમે તેવી વિકટ પરિસ્થિતિ સામે આવીને ઉભી રહે છતાં પોતાની પોલિસીમાંથી ચળવું ન જોઇએ. જેમ ગધર્વને ગમે તેટલાં ડીફણાં પડે છતાં તે પોતાની હંમેશની આદત મુજબ સત્યાગ્રહને વળગી રહે છે; તેમ અધિપતિ પ્રેસ ઓર્ડીનન્સ કે લાઠી ચાર્જથી પણ ડગે એવો ન હોવો જોઇએ.

× × ×

અધિપતિ ગમે તેવાં પ્રલોભનોથી ચળી બીજા માર્ગે પ્રયાણ કરે એવો ન હોવો જોઇએ; પણ જે નાડું ઝાલ્યું તે ઝાલ્યું એ નીતિના ભૂંડ જેવા સ્વભાવનો હોવો જોઇએ. ભૂંડ એકજ માર્ગે નીચું જોઇને ચાલ્યા કરે છે; તેમ તંત્રીએ પોતાના ગ્રહણ કરેલા એકજ પંથે વિચરવું જોઇએ. લોભ કે લાંચને વશ થઈ નમતા ત્રાજવામાં બેસવાનો પ્રયત્ન કરવો ન જોઇએ.

× × ×

અધિપતિ બિલાડી જેવો હોવો જોઇએ. બિલાડી અંધારી રાતે પોતાના શિકાર ઉંદર પર એકાએક તૂટી પડે છે; તેમ અધિપતિએ નવિન સમાચારો મેળવવા ઓચિંતી તરાપ મારવી જોઇએ.

× × ×

અધિપતિ શ્વાન જેવો હોવો જોઇએ. શ્વાન જેમ પોતાના માલિકને વફાદાર હોય છે તેમ અધિપતિ માતૃભાષા અને માતૃભૂમિને વફાદાર રહેવો જોઇએ, પણ શ્વાન જેમ અજાણ્યા માણસોને જોઈને ભસે છે યા કરડવા દોડે છે; તેમ અધિપતિએ પોતાથી વિરૂદ્ધ વિચારના માણસોને ભસવાનો કે કરડવાનો પ્રયત્ન કરવો ન જોઇએ. વળી શ્વાનની પૂંછડી જેમ વાંકી હોય છે તેમ તંત્રીની ખોપરી વાંકી ન હોવી જોઇએ.

× × ×

અધિપતિ શિયાળ જેવો ખંધો નહિ પણ કાગડા જેવો ચતુર હોવો જોઇએ. વાઘ, વરૂ શિકાર કરે તેનું વધેલું શિયાળવાં ખાય છે; તેમ પારકાનું વધેલું ખાવાની વૃત્તિવાળો અધિપતિ ન હોવો જોઇએ. કાગડા જેવી સંપવૃત્તિ અધિપતિમાં હોવી જોઇએ. દેશને કુસંપની કાળી ટીલીમાંથી ઉગારે એવો અધિપતિ હોવો જોઇએ. પણ કાગડાની જેમ વિષ્ટામાં ચાંચ બોળે ( એટલે નીંદા કરે ) એવો અધિપતિ ન હોવો જોઇએ.

× × ×

અધિપતિ પાડા જેવી પ્રકૃતિનો હોવો જોઇએ. પાડા જેવો માતેલો કે આળસુ નહિ, પણ પાડા જેવો સ્વમાન પ્રેમી. વખત આવે પાડો આગગાડીના એંજીનની સામો થઈ જાય છે; તેમ સત્યની ખાતર પહાડની સામે પણ ટક્કર મારે એવો અધિપતિ હોવો જોઈએ.

× × ×

અધિપતિ ઘુવડ જેવો કુભાષિ નહિ પણ પોપટ જેવો સુભાષિ હોવો જોઇએ. અધિપતિ બગ ભક્ત જેવો નહિ, પણ હંસ વૃત્તિનો હોવો જોઇએ.

× × ×

અધિપતિ મગર કે કાચબા જેવી મજબૂત પીઠવાળો હોવો જોઇએ. ટીકાની પરંપરાથી કે આળગાળથી કાયર થઈ હથિયાર હેઠાં મૂકે એવો ન હોવો જોઇએ. મગરની કે કાચબાની પીઠ પર તલ્વારના ઘા કે બંદુકની ગોળી પણ અસર કરી શકતી નથી તેમ અધિપતિની પીઠ પર કલમના ઘાની અસર ન થવી જોઇએ. તંત્રીના કાન ગાળપ્રુફ કે અપમાન પ્રુફ હોવા જોઇએ.

× × ×

અધિપતિ અડીયલ ટટ્ટુ જેવો નહિ પણ અરબી ઘોડા જેવો ખબરદાર હોવો જોઇએ. અરબી ઘોડો જેમ ચાલવામાં થાકતો નથી તેમ અધિપતિ કામથી થાકવો ન જોઇએ. અરબી ઘોડો જેમ રવાલ ચાલે ચાલી સવારને ખુશ કરે છે; તેમ તંત્રી કલમને રવાલ ચાલે ચલાવી ગ્રાહકને ખુશ કરે તેવી નોંધો લખે એવો હોવો જોઇએ.

× × ×

આ ઉપરથી કોઈ બુદ્ધિને વધુ ઝડપથી દોડાવી એમ ન સમજી લે કે અનેક પ્રાણીઓના મિશ્રણથી ઉત્પન્ન થયેલું નવિન પ્રાણી તે જ એડીટર કહેવાય !

*

## અણમોલ રેખાચિત્રો !

### ભગલો હજામ

લોકોની વાતોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડનાર પ્રેસ સર્વીસો કે છાપાં તો હમણાં હમણાં નીકળ્યાં; પણ પહેલાં તો એકની વાત બીજા પાસે અને બીજાની વાત ત્રીજાની પાસે પહોંચાડવાનું કામ વગર ફીએ હજામલોક કરતા !

અરે ! આજે પણ અમારા કસ્બામાં તો ભગલો હજામ રૂટરની એજન્સીના પ્રતિનિધિ રૂપ ગણાય છે ! જો તમારે જાહેર ખબરનાં દોઢીયાં ખરચ્યા વગર જ કોઈ વાતને પ્રકાશમાં આણવી હોય તો તરત ભગલાને ઘેર હજામત કરાવવા જવું અને પછી ધીમેથી તે વાત કરવી, અને વાત પુરી થયા પછી તે વાતને ખાનગી રાખવાની તાકીદ પણ તેને કરી દેવી. જેમ વધુ તાકીદ કરશો; તેમ તે વાતને ફેલાતાં વાર નહિ લાગે ! બીજે દિવસે ગામને આ છેડેથી બીજે છેડે તમારી વાત ફેલાઈ જશે અને ચારે ચૌટે એટલી બધી વાત પીંજાઈ જશે કે મૂળ વાતનો તો પત્તો પણ તમને નહિ મળે !

લોકો કહે છે કે એ ભગલાના પેટમાં વાત ટકતી નથી ! ત્યારે અમે કહીએ છીએ કે તમારા છાપાંના એડીટરોના પેટમાં પણ ક્યાં વાત ટકે છે ? તો શું આ હિસાબે પેપરવાળાઓ પણ ભગલાના

ભાઈ જ ગણાયને? હાસ્તો! બધી રીતે એ એક બીજાના ભાઈ છે. જુવો, એક કલમથી છોલે છે ને બીજો અસ્તરાથી છોલે છે! બાકી એ બેમાંએ માનમરતબો તો ભગલાનો જ ગણાય; કારણ કે ભલભલા મૂછોવાળાને પણ એ નમાવે છે! જુવોને, અમારા કસબાનો હીટલર જેવો ગણાતો દાદો હયાતખાન પણ ભગલા પાસે ગરદન ઝુકાવે છે! અરે! બધા લોકો કલેકટરને સલામો કરે છે, પણ કલેકટરનેય ભગલા પાસે ઝુકવું પડે છે! અલબત બીજા હેતુથી નહિ હજામત કરાવવાના હેતુથી જ! ભલે, પણ સઉ જેને નમન કરે છે તેવો ભગલો સહુથી મહાનતો ગણાયને! સહુ રાજાઓ જેને નમન કરે તે ચક્રવર્તી રાજા ગણાય તેમ ભગલો ચક્રવર્તી ગણાય!

મૂર્ખ લોકો વકીલો પાસેથી સલાહ લે છે અને તેના પઈસા આપે છે; ત્યારે ભગલો ઘેર ઘેર વગર ફીએ અને વણ પૂછયે સલાહ આપતો ફરે છે! મુંબઈવાળાઓને તો અનુભવ હશે જ કે મારકેટમાં જઈને માલ લેતાં મોંઘો મળે છે; ત્યારે ફેરીયાઓ તેવો જ માલ ઘેર બેઠાં પહોંચાડી દે છે અને વળી દુકાન કરતાં સસ્તા ભાવે. તેમ વકીલોની સલાહ કરતાં ઘણી વેળા ભગલાની મફતની સલાહ ઘણી કીંમતી નીવડે છે!

ભગલાની સલાહ સાવ નાખી દેવા જેવી હોતી નથી. એક વેળા મને ગુમડું થયું હતું. અનેક વૈદ, હકીમો ને દાક્તરોથી તે ન સુધર્યું; પણ ભગલાની સૂચના પ્રમાણે દવા ચોપડવાથી એક જ દિવસમાં ગુમડું ફાટી ગયું. અને ત્યારે જ મેં જાણ્યું કે ભગલો એકલો હજામ નથી પણ ઘર વકીલ અને સરજ્યન પણ છે! વળી કોઈ પણ હજામ કલાકાર તો ગણાય છે જ! શીલ્પી જેમ છીણીથી પોતાની કળા કોતરે છે, ચિત્રકાર પીંછીથી કલા ચિતરે છે તેમ એ અસ્તરાથી પોતાની કલા જાહેર કરે છે! જો કલાકાર ન હોત તો જગતના બધા અપ-ટુ-ડેટ માણસો આજે ઉરાંગ ઉટાંગ વાંદરાં, કે રીંછ જેવા દેખાત!

સેલુનો નીકળ્યા પછી એનો ધંધો કંઈક મંદો થયો છે. એમ તો આખી જગતના ધંધા આજે મંદા થયા છે ને! છતાંએ જુના

વિચારની બધી વિધવાઓના શિરમુંડન કરવાની ક્રિયાનો એ કોન્ટ્રાક્ટ હોવાથી એને ઠીક પડે છે! એના દેશી અસ્તરાની એક તો જર ધાર બુઠ્ઠી અને વળી ઉપરથી દૂધી કે બટાકા છોલતો હોય તેવું બેપરવાઈથી દાઢી મૂંડે જેથી બીજા રવિવારે ફરીથી હજામત બનાવત સુધી તો ચમચમાટ કાયમ જ રહે છે! એના એવા હલ્કા હાથને લીધે જ ઘણા તો દૂરથી એને નવ ગજના નમસ્કાર કરે છે!

સેફ્ટી રેઝરના વહેપારીઓને એ પ્રમાણિકપણે ગાળો આપે છે. ને અંગ્રેજી ભણીને હજામત કરતાં શીખેલા અપ–ટુ–ડેટ યુવાનો પ્રત્યે એ સુગ ધરાવે છે. “ જુઓને મારા દીકરા ભણી ભણીને તો અંતે હજામ બન્યાને!” એમ એ લોકોને કહી સંભળાવે છે. અસ્તરાનો એ ઈજારદાર છે તેમ અક્કલનો પણ ઈજારદાર છે! એ ઘણીવેળા લટપટીઆ પર અસ્તરાની ધાર તેજ કરતાં કરતાં કહે છે કે. “ મારી સલાહ પ્રમાણે આ ગાંધી ચાલે તો સ્વરાજ ઝટવારમાં મળી જાય! પણ આ ઘમંડી લીડરો મારૂં માનતા નથી તેથી જ દુ:ખી થાય છે!” કહો એ ભગલો ઈતિહાસમાં અમર થવા સરજાયો નથી?

## લલ્લુભાઇ લીડર

જેમ પુત્રનાં લક્ષણ પારણમાંથી પરખાય, અને ગધેડાનાં લક્ષણ ઘોડીઆમાંથી જણાય; તેમ લલ્લુભાઈની લીડરીની લાયકાત નાનપણથી જ જણાતી હતી. લલ્લુભાઈ જાતે કાછીઆ છે. કાછીઆઓ ઘણા શાંત સ્વભાવના હોય છે; પણ લલ્લુભાઈમાંતો કોઈ ભડવીર રજપૂત જેવું ખમીર હતું! નિશાળમાં ભણતા હતા ત્યારે એમની કલાસમાં કોઈ છોકરૂં કંઈ ખાવાનું લાવે તો લલ્લુભાઈનો તેમાં હક્ક ખરો જ! કોંગ્રેસને હજુ કશુંએ મળ્યું નથી છતાં વાતવાતમાં લીગવાળાઓ તેની પાસેથી હક્કોની માગણી કરે છે; તેમ કલાસનાં બધાં છોકરાંઓ પાસેથી પોતાના ચવાણું, પાઈ પઈસો કે પેન ઝુંટવી લેવાના હક્કને જતો ન કરતા! આ એમના બોલ્શેવીઝમ અથવા બહારવટીયાપણાને લીધે જ એમને આડકતરી રીતે ફીઝીકલ કલચરની

તા'લીમ મળી રહેતી. કોઈ દહાડો મહેતાજીના તમાચા અને ગડદાપાટુ ખાધા વગર એમનો દિન ખાલી ન જતો, અને તે તમાચા કે ગડદાપાટુએ છુટક નહિ પણ ડઝનબંધીને હિસાબે પડતાં. આમ અખાડાનું મોઢું જોયા વગર લલ્લુભાઈ નાનપણથી જ માર ખાઈને પહેલવાન જેવા બની ગયા હતા!

આમ શરીર તો જબરૂં હતું જ અને પોતાના પિતા તરફથી ઘોઘારી ઘાંટો પણ વારસામાં મળ્યો હતો. પછી પૂછવાનું શું હોય? કોઈ કોઈ વેળા રવિવારની રજામાં લલ્લુભાઈ એમના બાપાની દુકાને બેસતા અને "એ બટાકાતો...ત્રયણ—હવાકે હેએર! એ વેં'એ'એ'ગણું...આં...આં તો બે હવાકે હે...એર।" ની લાંબી રાગ રાગણી છેડતા; ત્યારે ભલભલા તાનપલટાવાળા ગવૈયાઓને મ્હાત કરતા! વેચતાં વેચતાં ગલ્લામાંથી બાપાની નજર ચુકવીને એકાદ પાવલી તફડાવવાનું પણ ભાગ્યે જ ચૂકતા! એ પાવલી સરકાવવાની પ્રેકટીસ પણ એમને મોટપણે સારી કામ લાગી!

ધીમે ધીમે લલ્લુભાઇ યુવાન થયા, અને એમની કોટે પણ લફરૂં વળગાડવામાં આવ્યું. એક વેળા જ્ઞાતિમાં કંઈક તકરાર પડી. બે ત્રણ નાત પટેલીયાઓનાં બોચાં પકડીને લલ્લુભાઇએ એવી સીફતથી તેમને લડતાં અટકાવ્યા કે ત્યારથી જ નાતવાળાઓમાં એમની છાપ પડી. ધીમે ધીમે જ્ઞાતિ જમણમાં લલ્લુભાઇની લીડરી ચાલવા લાગી! અને પછી તો એમની દાદાગીરી જ્ઞાતિની હદમાંથી વધીને પરહદમાં પણ ઘુસવા લાગી! થોડું ઘણું ભણેલા તો હતા જ અને વળી અસહકારની લડતના વેગમાં લીડર બનવાનો ચાન્સ પણ ઠીક હતો. કારણ કે બહારવટીયા કે દાદાગીર બનવા કરતાં લીડર બનવામાં એક તો જોખમ ઓછું અને વળી કમાણી ઝાઝી! જેથી કેટલાક વિચારને અંતે લીડરીની લાઈનમાં એ કૂદી પડ્યા!

બાંગેબુલંદ અવાજ, પોલીસમાં ખપે એવું રાઠોડી શરીર, સત્તાશાળી ઘાંટો અને બીજાઓનાં ગોખેલાં ભાષણો વડે એમણે

શરૂઆતમાં જ સારી છાપ પાડી દીધી! કોઈપણ પ્રકારનો ચંદો કે ઉઘરાણું કરવાનું હોય ત્યાં એ તો મોખરે જ રહેતા. મોટી રકમોની તો પાવતી આપવી પડતી પણ નાની રકમોમાંથી ૫૦ ટકા રકમો એમના ડાબા ખીસ્સામાં સરકી જતી! કોઇ એમની પાસે હિસાબ માગનારજ ન હતું અને કદાચ કોઇ હિસાબ માગે તો એ સીધી રીતે હિસાબ આપે એવાજ કયાં હતા!

સેકંડ કલાસમાં મુસાફરી કરવાની, ઉત્તમ પ્રકારની રસોઈ ઝાપટવાની, અને વળી ઉપરથી દક્ષણા પણ મળે! પછી લલ્લુભાઈની લીડરી કેમ ના ફળે? "લલ્લુભાઈ કી જય!" બોલાતી ત્યારે કફનીમાં પણ એમની છાતી દોઢ ગજ ફુલી જતી! ધારાસણાની નિમકની ધાડ વખતે પાંચ સાત ડાંગોની દક્ષણા મળી અને વળી છ માસ સાબરમતી બૉર્ડીંગ હાઉસમાં પણ વિતાવી આવ્યા. છતાં એમનો લીડરીનો મોહ ઓછો ન થયો!

વાંચક બિરાદર! તું એ ગ્રેજ્યુએટ થયો હોય, ને તને કયાંએ નોકરી ન મળતી હોય તો ઝટ બ્હાંયો ચઢાવીને લીડરીની લાઈનમાં કૂદી પડ! જરૂર ફાયદો થશે. અને ફાયદો ન થાય તોએ સલાહનાં દોઢીઆં તારે કયાં આપવાં પડ્યાં છે કે તેની ચિંતા હોય!

**"સૌ જગતના આજે તો ધંધા થયા છે મંદ,**
**પણ લીડરોના આજે તેજીમાં ચાલે ધંધા.**
**જાગ્યો છે દેશ તોએ માનવ ઘણા છે અંધા;**
**તેથીજ તો ચાલે છે જ્યાં ત્યાંય આજ ચંદા!"**

## પીરૂમીયાં પટાવાલો!!!

કોરટના ભવ્ય મકાનના પ્રવેશદ્વાર પાસે દેવદારનાં ખોખાં ઉપર બેસીને એ મદારી જેવી લાંબી સ્વેત દાઢીવાળો ભવ્ય ડોસો ઝુંપે છે, ત્યારે અંગ્રેજી વિચારનાઓને તો એમ જ લાગે કે ડારવીનનો દાદો સમાધીમાં બેસી ગૉડ (God) ની પ્રાર્થના કરે છે!

ઝોકું ખલાસ થતાં બહાર ઉભેલાં કોઈ ઉઘાડપગા ગામડીઆ પાસેથી જરા બીડી ને પેટી માગીને એ "ધૂમ્રપાન મહાધર્મ" કરે છે. એવામાં અંદરથી જજ સાહેબનો સત્તાશાહી અવાજ અને ઘંટડીનું ખણ...ણુ...ણુ પણ સંભળાય છે! બીડીના ઠુંઠાને જોરથી ફેંકી મનમાં ને મનમાં જજને પાંચશેર પાંચશેરની સંભળાવતા પીરૂમીયાં ગણગણે છે "ખુદાબી અજબ આદમી હે! ગંજેકું નાખુન દેતા હે! અમારે જેસા અલ્લાકા બંદા સારા દીન ખડા રે'કે નોકરી કરતા હે ઉસ્કો ફક્ત પંદર રૂપલ્ડી પગાર, ને ઓ મેરા બેટા બાવલકી ગાંઠ જેસા જજ બીજલી કે પંખે કે નીચુ ને ગાદીવાલી કુરસી કે ઉપર, બેઠકે સગલોં કે ઉપર મુફત મેં રોફ મારે તીસકુ દો હજાર રૂપીયે પગાર! મેરી બેટી એ સરકારકાબી કેસા ઈન્સાફ હે? ને અલ્લામિયાં પણ દેખતે હોંઇગે કે નંઈ?"

૩૦ વરસની વફાદારી ભરેલી નોકરી બદલ મળેલો મોટો પિત્તળનો બિલ્લો લાલ બનાતના પટાપર ટાંગ્યો હતો તે પર લખ્યું હતું કે "સેસન જજ ભરૂચ" એ ઉપરથી એમને કોઈ ભરૂચના જજ સમજી ન લેતો સારૂ! એ તો બિલ્લો બનાવનાર લુહારની બેવકુફીને લીધે અને વ્યાકરણ સાથે બીયાબારૂં હોવાને લીધે "નો પટાવાળો" એ અધ્યહાર રહી ગયો હશે!

હશે પણ એ નિર્જીવ બિલ્લાનાં જાદુ તમે જાણો છો? સાંભળો! એ બિલ્લાને પ્રતાપે તો પીરૂમીયાં શાકભાજીવાળી પાસેથી એક બે પૈસાની ભાજી મારી લાવે છે! દાતણવાળી પાસેથી મફત દાતણની ગડી લઈ શકે છે! પીટ કલાસમાં મફત નાટક, સીનેમા પણ જોઈ શકે છે! પ્લેટ ફૉર્મ પાસ વગર સ્ટેશનમાં ટહેલી શકે છે! અલાઉદ્દીનના જાદુઈ ચિરાગ જેવો એ બિલ્લો પીરૂમીયાંને અનેક રીતે સહાયભુત નીવડે છે! પણ એમનું કાળું થાય ઓલ્યા ધોળી ટોપીવાળાઓએ પ્રોઢ શિક્ષણનું લફરૂં ઘુસાડીને એ પાકી કોઠી પર કાના ચઢાવવાનું ફરમાન છોડયું હોવાથી પીરૂમીયાંને તો ઘરડે ઘડપણ

કોરટના લીમડાની નીચે સ્લેટ લઈને બેસવું પડે છે, તથા કરવતનો ક, ખલનો ખ, અને ગધેડાનો ગ ઘુંટવો પડે છે!

## મુન્શી ફાઝિલખાં !!!

### "ન લિખનેકે ન પઢનેકે ફક્ત હેં નામકે મુન્શી!"

એ કઢંગી પંકિત કોઈ અદેખા અણઘડ શાઇરે રચીને પેલા નવરા અને નખ્ખોદીયાઓને હવાલે કરી હશે. બાકી ખરી રીતે જોતાં મુન્શી ફાઝિલખાં એટલા અણઘડ નથી પણ કર્તવ્યશીલ અને કામને ચાહનાર ઈન્સાન છે! જ્યારે નિશાળમાં જઈને જુઓ ત્યારે તે "તીન બટે ચાર કે ચાર બટે પાંચ" ના ધ્વનિ સંભળાવતા જ હોય છે! લશ્કરના સોલ્જરો, સ્કાઉટો, વાજાંવાળાઓ વગેરેને જેમ અમુક મુકરર યુનીફોર્મ હોય છે; તેમ કાળા પરમાટાની અજકન, લાલફુમતાવાળી ટોપી અને નેતરની વાંકી ચુંકી સોટીએ એમનો હંમેશનો યુનિફૉર્મ છે! ખેડુત પરોણાને જોરે બળદને હાંકે; તેમ એ સોટીના જોરે બાળકોને ભણતરના ખેતરમાં હાંકે છે! ઇતિહાસ, ભૂગોળ, કવિતા, વ્યાકરણ એ બધાનું વાવેતર સોટીવડે જ કરાવી શકે છે! મોંટેસોરી માસીના લવારાને એ ગણકારતા નથી! ઉભાં ઉભાં તો ઠીક પણ ખુરસીમાં આડા પડીને ટેબલપર પગ ચઢાવીને ભણાવવાનું પણ એ ચૂકતા નથી! એમનું ભણાવવાનું કાર્ય તો ઉંઘમાં પણ ચાલુ રાખે છે, ખુરસીમાં ભણાવતાં કોપરાં ઝોખતા થઈ જાય તોય "એક એકન એક અને દો એકન દો!" નો પહાડો રટવાનું ચૂકતા નથી!

ચાહથી શરીરનું સત્યાનાશ વળે છે! પાનથી દાંતનો દાટ વળે છે! બીડીથી ફેંફસાં બગડી જાય છે! એમ પદાર્થપાઠમાં પોતે શીખવે છે; છતાં "જાઓ મમદુ કમાલ હોટેલમેંસે એક કપ અચ્છી કડક ચાય લેઆ, ઓર કાલુમિયાંકી દુકાનસે એક તેજ પાન ઔર પેસેકી બીડીયાંભી લે આના!" એવા ઑર્ડરો કરતાં અચકાતા નથી!

ફક્ત ભીંતો પર થયેલા પાનની પીચકારીના પેઇન્ટીંગ તરફ આંખ આડા કાન કરીએ તો એમની સ્કૂલમાં સ્વચ્છતા ઠીક છે!

પરીક્ષકો ભલે એમને ભણવામા દુવા સમજતા હોય છતાં વાતોમાંતો એક્કા છે જ. !

## કલ્લુ કલાઇગર ! ! !

એમતો કલ્લુમીયાં કલાઇગર છે; પણ ધમ્મણ ધમતાં ધમતાં એવા વિષયોની ચર્ચા કરે છે કે જાણે આઠ દશ શાએરોને ભાંગીને ભૂક્કો કરીને તે ભંગારમાંથી કુદરતે કલ્લુમિયાંને ઘડ્યા હશે! દાગ જેવા મહાન શાએરની શાએરી પર એ ઠંડા કલેજે નુકતેચીની કરી શકે છે! ગાલિબની ગઝલો કરતાં પોતાની ગઝલોને ઉત્તમ કહી શકે છે! ઝૌકની ગઝલો પર ઈસ્લાહ કરી શકે છે! અને પેલા જાણીતા 'મીર' 'અનીસ' 'વલી' 'મોમિન, અસીર' 'દબીર' વગેરે તો એમની નઝરમાં જોડકણાકાર જેવા દેખાય છે! અને હમણાં જ થએલા અકબર અને ઈકબાલને તો એઓ તિફ્લે મકબત જેવા સમજે છે! મતલબકે તેઓ શાએરોનાં સાંકળીયા જેવા છે!

કલ્લુમિયાંને પાન ખાવાની ઘણી આદત છે. પણ તે એવી સફાઈથી ખાય છે કે પાનના થુંકની નાનકડીં નહેરો હોઠના બંને તરફથી નીકળી દાઢીના ઘીચ ઝાડીવાળા પ્રદેશમાંથી વહીને છાતીના સપાટ પ્રદેશ પર આવેલા કુરતા ઉપર સમાઈ જાય છે! અમે ઘણી વેળા કહેતા કે "જનાબ પાન ખાનાભીતો તુમ્હેં યાદ નહિ; ફિર શાએરી કયા ખાક કરતે હો?" તો તેઓ અમારા ઉપર ગરમ થઇને બોલતા કે :—

"અમા, તુમ ગુજરાતકે ગધે કયા સમજો કે શાએરી કિસ ચીડીયા કા નામ હે? શાએરી તો હમારેહી ઘરાનેસે નિકલી હે!" તો અમે બેધડક કહેતા કે :—

"ઔર ઈસતરહ પાનખાનાભી આપકેહી ઘરાનેસે નિકલા હોગા?" હાં...આં!"

"તુમકો ઈસ્કી કયા ખબર કયા પાનમેં તાસીર!"
તુમસે ભટીયારે તો સમજેં બૅટલી કફગીર હે!

" વાહ ! શાએરીકે સફરચંદ ! " એમ ટોળ ટોળ ટપ્પામાં આખો દિવસ પસાર થતો અને કલાઇ કરવાનાં વાસણો જેમનાં તેમ રહી જતાં !

ખરેખર ! હવે જમાનો ઢાકાના મલમલ જેવો બારીક આવ્યો છે કે આવા મહાકવિઓને માટે કલાઈગરાનો ધંધો લાવ્યો છે !

× × ×

## કરસનદાસ કાપડીઆ

એ ભાઈ પોતે છપ્પનીયા કાળમાં ઉઘાડા પગે હાથમાં દોરી લોટો તથા સાકરમાં આંથેલી જીભ સહિત કાઠિઆવાડમાંથી અહીં પધાર્યા અને હળવે હળવે ફેરીઆમાંથી ગુમાસ્તા અને ગુમાસ્તામાંથી શેઠ બની બેઠા છે ! એમની સાકરીયા જીભને પ્રતાપે ગ્રાહકરૂપિ અનેક માખીઓ એમની દુકાને આવીને ચોંટતી. સત્યવાદી હરિશ્ચંદ્ર મરતાં મરતાં એમના મસ્તકે હાથ મૂકી ગયા હશે તેથી જ તેઓ પોતે સત્યના અવતાર તરિકે પોતાને લેખે છે ! અને તેથી તો પોતાની દુકાનના આગલા ભાગે મોટા અક્ષરે પાટીયું ટાંગેલું નજરે પડે છે કે **" સત્યમેવ જયતે." " જુઠું બોલવું મહા પાપ છે."** છતાં પાંચ વાર કાપડ વેચતાં દોઢસો દેવ દેવીઓના સોગંદ ખાય છે !

" એક જ ઘરમથી વારનો દોઢ રૂપીઓ લઈશ." એવી શરૂઆત કરી ગ્રાહકને આઠ આનામાં પણ તે માલ પહેરાવે ! સ્વદેશી કહીને જાપાની કપડાં ઠસાવી દે એવા એ સાચા છે ! એમનો પણ એકલાનો દોષ નથી એમ તો આપણા ઘણાખરા દેશી વહેપારીઓ એમના જેવા સાચા હોય છે ! એમની સચ્ચાઈનું એક જ ઉદાહરણ અત્રે ટાંકવું બસ થશે. ગઈ ઈદને આગલે દિવસે સાંજે ચાર વાગે એમની દુકાને એક મિત્રની ટોપી લેવા હું ગયો હતો. એમણે શરૂઆત કરી.

" કેમ શેઠીઆ, શું જોઈએ ? ઘણા દિવસે દેખાયા ? " જો કે હું તો પહેલવહેલો જ એમની દુકાને ગયો હતો; છતાં જાણે જુની ઓળખાણ હોય તેમ કહ્યું " ટોપી જોઈએ."

"વારૂજી!" કહી એમણે અનેક ટોપીઓ દેખાડવા માંડી. એક પસંદ પડતાં ભાવ પૂછયો ત્યારે એ બોલ્યા :

"પહેલી બો'ણુમાં આપની પાસેથી કંઇ વધારે લેવાય ? આપ તો અમારા રાત દિવસના ઘરાક છો." એટલે મેં કહ્યું "પણ સાંજ પડવા આવી છતાં હુંજ પહેલી બો'ણીનો ઘરાક છું ! ને વળી હું કયાં તમારી દુકાને રાત દિવસ આવું છું ? હું તો આજેજ પહેલ વહેલો તમારી દુકાને આવ્યો છું !" જો કે મારા દેખતાં ચાર પાંચ ગ્રાહકો માલ લઈ ગયાં હતાં; છતાં મને પહેલી બો'ણીનો ગ્રાહક ઠેરવ્યો હતો.

"તમે નહિ તો તમારા કોઈ ભાઈ બિરાદર તો આવતા હશે ? ને પહેલી બો'ણી અટલા માટે કહું છું કે ટોપીના તમે પહેલા જ ગ્રાહક છો." એમ તેણે ફેંકયું, જો કે અમારા પાડોશી પીરૂચાચા સવારમાંજ એની દુકાનેથી ટોપી લાવ્યા હતા, તે હું જાણુતો હતો છતાં એવી નકામી વાતની જીદ કોણ કરે ?

"ચાલો હશે, બીજી વાત પડતી મૂકી આની કીંમત કહો ?"

"અરે ! તમારી પાસેથી તે કંઈ વધારે લેવાય ?"

"કેમ, હું કંઈ તમારો સગો કે ભાઈબંધ દોસ્તદાર છું ?"

"કેમ નંઈ ? તમારા પિતાજી પણ અહીંથી જ ટોપીઓ લઈ જતા હતા ને ?"

"તેમણે તો આખી જીંદગી પાઘડી જ મૂકી છે !"

"ચાલો હશે ! આ કાલે જ નવો માલ ઈટાલીના મેલમાં આવ્યો છે."

"ઈટાલીનો માલ હું વાપરતો નથી. મારે તો તૂર્કી બનાવટનો માલ જોઈએ."

"એતો તૂર્કસ્તાનની બનાવટનો જ માલ છે ! ઈટાલીવાળાઓ તૂર્કસ્તાન પાસેથી ટોપીઓ ખરીદીને પોતાની છાપ મારે છે !" તેણે ટાઢા પહોરની ફેંકી.

" પણ હવે કીંમત તો કહો ? "

" સાડાચાર રૂપીઆ પડશે. એક પાઈનો પણ નફો નથી. જો ખાતરી ન થતી હોય તો ભરતીયું જુવો. "

" નહિ, હું તો બે રૂપીઆ આપું. "

" જાઓ મારા શેઠ, ઘરમથી ચાર રૂપીઆ લઈશ. અમારે ત્યાં એક જ ભાવ છે ! "

" એક પઈસો પણ ઉપર નહિં આપું. મરજી હોય તો બે લઈ લ્યો. "

" અરે ! શેઠીયા, ગઈ સાલ એમાંની ટોપી તમે જ સવામાં લઈ ગએલા; પણ શું કરીએ આજે પાંચગણી જકાત વધી ગઈ છે અને વળી લડાઈના ધાંધલને લીધે એની માંગ વધી ગઈ છે ! "

" મારે તો ત્રણ વરસથી આ ટોપી ચાલે છે ! અને વળી એ ટોપી શું બોમ્બગોળા પ્રુફ છે કે લડાઈના લીધે એની માંગ વધી ગઈ છે ? પણ ચાલો, હવે બેમાં આપવી હોય તો આપો નહિ તો તમારી મરજી ! "

" ગળાના સમ જો ચારમાં પણ પોષાય તેમ નથી ! "

" ત્યારે તમારી મરજી. " હું તો ઉઠીને ચાલ્યો.

" શેઠીયા, કયાં જાઓ છો ? જરા થોભો તો ખરા. ચાલો તમારી ખાતર આઠ આના ખોટ ખમીશું પછી કાંઈ ? "

" પણ હું તો બેથી વધારે એક દમડી પણ આપવાનો નથી ! "

" બીજીવાર બોલે તેના બે બાપ. ચાલો ત્રણ પોલીયાં કાઢી નાખો ! ભલે આજ ખોટ ખમીને પણ ઘરાક જતું કરવું નથી ! "

" અરે ! ભાઈ સાહેબ, પણ તમને સત્તરવાર કહ્યું કે બેથી વધારે આપવાનો નથી. "

" ચાલો, તમારૂંએ રહ્યું ને મારૂંએ રહ્યું. અઢી આપો. તમે પણ માખીમાંથી ચરબી કાઢો એવા છોને ? "

" પણ તમને ફરજ કોણ પાડે છે ? આપવી હોય તો બેમાં આપો. "

" અરે ! કંઈ ઈમાન વાજબી તો બોલો? આ કંઇ ચોરબજા માલ નથી!"

"તે હું કયાં કહું છું કે ચોરબજારનો માલ છે?" હું ચાલ લાગ્યો એટલે પાછો તેણે રોકયો. કેટલીક રકઝકને અંતે હું હાર્યો તેની જીત થઈ. સવા બે રૂપીએ ટોપી મને ભેરવી દીધી. આ કરસનદાસ કાપડીઆના એક જ ભાવનું એક જ દષ્ટાંત! દુકાન બીજી ભીંતે કાચની તખ્તીમાં લખેલું હતું કે "વિશ્વાઘાત એ મહાપ છે." પણ ખૂબીની વાત તો એ છે કે ખુદ કરસનદાસે જ પોત શેઠનું ઉંધું વાળીને આ દુકાન હજમ કરી હતી એવી દંતકથા ચાલે

× × ×

**મરોડચંદ મારવાડી**—બિચારું બહું ભલું ભગવાનનું માણ છે! દરરોજ ગાયને એક પૈસાનું ઘાસ ખવરાવે છે એ કંઈ કળિકાળમાં ઓછું પુન્ય કહેવાય? શિવાજી મહારાજે ઘોડા પર બેસ ચોખા ફાકી ફાકીને પણ દક્ષિણના કેટલાક કિલ્લા જીત્યા હતા; મરોડચંદે ચોખા ફાકી ફાકીને મુંબઈનું મારવાડી બજાર સર ક માંડયું હતું! જુનાં કપડાં અને ભાંગેલાં વાસણોના વહેપારમ વધીને આજે એ શાહુકાર બની બેઠા છે!

એની ઉદારતાને પણ આફરીન છે. અર્ધી રાત્રે શિઆળ કકડતી ટાઢમાં કે મુશળધાર વરસાદમાં પણ ગમે તેવો કચરો મ લઈને જાઓ તોએ એના આંગણેથી નિરાશ થઈને પાછા ન આવ એ મુંબઈનો કુબેર ભંડારી છે! એ બીકણ બકરી જેવો દેખાય છતાં વાઘનું દિલ ધરાવે છે! પોલીસની પરવા રાખ્યા વગર એ ચોરીનો માલ સંઘરવાની હીંમત કરી શકે છે!

એ પાકો સ્વદેશ પ્રેમી છે. એ લાખોનો સ્વામી હોવા છ પોતાનું તેજ ચોબગલું અને પોતાની તેજ જલેબી ફેશનની અ ઘુંટીવાળી પાઘડી અને મેલું ધોતીયું ધારણ કરી રહ્યો છે! ૯

પશ્ચિમના પવનમાં તણાઇને ફેશનના રંગમાં રંગાતા જાય છે; પણ મારવાડી બિરાદર તો પોતાના અસલ રંગનેજ જાળવી રહ્યો છે!

પહેલાંના ઋષિમુનિઓ પર્ણકૂટિમાં રહેતા હતા; તેમ એ લાખોની દોલતથી છકી ન જતાં એક અંધારી ઓરડીમાં પણ કોઈ માથેરાનના વિશાળ બંગલામાં મ્હાલતો હોય તેમ આનંદથી રહે છે! ધન્ય છે એની ધીરતા અને અડગતાને! મોટા મોટા અકડેખાંઓ અર્ધી રાતે એના બારણાં ખખડાવે છે, અને તેને ઝુકે છે છતાં એને જરાએ મોટાઈ નથી! એ એટલો બેપરવા છે કે તમે નાટક, સીનેમા કે ભવાઈમાં મારવાડી, મારવાડણના ગમે તેવા વેષ કાઢો અને ફારસ ભજવો છતાં એનું સ્વમાન જરાપણ હણાતું નથી! મહોરમમાં મીયાંઓ મારવાડીનો સ્વાંગ સજે છે ત્યારે એ મુંઝાવાને બદલે ઉલ્ટો આનંદી દેખાય છે!

એને આખું વરસ મોજશોખની જરા પણ પરવા નથી; પણ હોળીનો તહેવાર એ એક પૈસાના ગુલાલમાં એવી રીતે ઉજવે છે કે આખા વરસની મોજ તેમાં સમાઈ જાય છે! સામેવાળો કોઈ તીખો આસામી ગાળો ભાંડે કે તમાચો તતડાવે તો પણ એક અઠંગ સત્યાગ્રહીની જેમ અહિંસા અને શાંતિ ધારણ કરીને પોતાની મહાનતા સાબીત કરી દે છે!

સાહિત્ય પરિષદ્ કઈ ચકલીનું નામ છે! એસેમ્બલી કઈ બલાનું નામ છે તે એ જાણે નહિ! સીને કૉંગ્રેસે સીલ્વર જયુબીલી ઉજવી છતાં એણે હજુ સુધી એકે સીનેમા જોયું નથી! રાષ્ટ્રપતિનો વરઘોડોએ ન જુવે તો પછી ઉદયશંકરનું નૃત્ય કે ક્રીકેટની મેચ તો શાનીજ જુવે? વાંચક બિરાદર, તારે પણ સુખી થવું હોય તો મારવાડી બની જા!

* * *

**મોલ્વી ડંડેખાં!** નામ તો છે અજમતઅલી પણ વાઅઝમાં વારંવાર ડંડા ઉછાળવાનો પ્રસંગ ઉપસ્થિત કરે છે, તેથી હોટલમાં

બેસનારાઓ એમને મોલ્વી ડંડેખાં કહે છે! એમણે ક્યાંની સનદ લીધી છે તેતો એમના સિવાય કોઈ જ જાણતું નથી! છતાં એટલું તો નક્કીજ છે કે શરીઅત પ્રમાણેની એમની ઉંચી ઈજાર આવતી મોહર્રમ સુધીમાં હાફ્પેન્ટ થઈ જવાનો સંભવ છે!

એમની મારકણા કળિઆર જેવી નિરંતર સુરમો આંજેલી આંખો, ચાવલના બે બસ્તા ખુશીથી છુપાવી શકાય એવો ઝબ્ભો અને નાતાલના કેક જેવી પાઘડી નિરખીને દરેક માણસ માન આપવા લલચાતું, પણ એમની ઝબાનમાં અલ્લામીયાંએ એવી તાસીર આપી હતી કે આપણા વલ્લભભાઈ પટેલની જેમ એઓ જ્યાં તકરીર કરતા ત્યાં ડંડા ઉછળતા!

નાટક, સીનેમા કે કાર્નીવલ તો હરામ ગણાય પણ તેઓ એટલા માટે એવાં સ્થળોએ જતા કે ત્યાંની બદીને નજરો નજર નિહાળીને પછી તકરીરમાં તેવી બદીથી મુસલમાનોને બચવાની શિખામણ આપી શકાય! બાકી જો એમને નાટકનો ચસ્કોજ હોય તો પછી ચાલુ ખેલે તાહજજુદની નમાજ પડવાની ઇંતેજારી શા માટે બતાવે? પેલા પેપરવાળાઓ એમને નાહક ફજેત કરે છે. પણ શું કરે એમનેય પેટ છેને?

અમે તો કહીએ છીએ કે ભલા એવા મહાપુરૂષોને પ્રતાપે તો લોકોમાં ધાર્મિક જુસ્સો ટકી રહે છે! આપણે ઇંડીયનો તો ભાજીનું પાણી જ કહેવાઈએ છીએને? અને શાઈરોને તો એવું વાંકુંચુંકું લખવાની આદતજ હોય છે ને કે:-

**"મૌલ્વી કી મૌલ્વી પે રોઅબકારી હો ગઈ,**
**ખિદમતે કૌમી મેં બારે જાં નિસારી હો ગઈ,**
**નજદમેંભી મગરબી તાલીમ જારી હો ગઈ;**
**(તો) લૈલાઓ મજનું મે આખિર ફોજદારી હો ગઈ!"**

**રાવસાહેબ રંગીલદાસઃ**-એઓશ્રી અમારા કસ્બામાં મોટા માણુસ ગણાય છે. '**જેને જેવો સંગ રંગ બહુ તેવો બેસે**" એ ન્યાયે મોટા મોટાઓની સોબતમાં એ પણુ મોટા થઈ ગયા છે. એમના દાદા પાકા મુત્સદ્દી હતા. ખોટા દસ્તાવેજ લખવામાં અને કોરટમાં જુઠી સાક્ષીઓ પૂરવામાં તેઓ અજોડ ગણાતા! એમના પિતા જુઠા ચોપડા લખવામાં એક્કા ગણાતા (બળદના નહિ!) આ આંકફરકવાળાઓ તો એકના આઠ કરવાની વાતો કરે છે; પણુ એમના પિતાશ્રી તો એકના દસ કરી બતાવતા! એમના બાપ તથા દાદા તરફથી એમને સારી સંપત્તિ વારસામાં મળી હતી, અને તે સંપત્તિને ઠેકાણે પાડવાનું અઘરૂં કામ એમને માથે આવ્યું હતું; જેથી કોઈ જાતની ગભરામણુ વગર એ મહાભારત કાર્ય એમણે પાર ઉતાર્યું હતું!

એમને મોટા થવાની લગની લાગી હતી. સાધુ સંન્યાસીઓને તો ભાગ્યે જ દોઢીયું પરખાવતા અને ભૂદેવોને તો દૂરથી જ નવ ગજના નમસ્કાર કરતા, પણુ અમલદારોની પરોણા ચાકરી કરવાનું તો ભાગ્યે જ ચૂકતા. એક સાધારણુ સિપાઈ કે પટાવાળાને પણુ ચાહ પાર્ટી આપવાનું ન વિસરતા! કોઈ દહાડો એવો ન ઉગતો કે એમનું ઘર કોઈ અમલદારનાં પગલાંથી પાવન ન થયું હોય! કોઈ નવા અમલદારનું આગમન થાય કે તેમને ઘેર ફ્રુટના કંડીઆ ધકેલવાની જ એમને ચિંતા થતી! કોઈ અમલદારની બદલી થાય કે તેમને માનપત્ર આપવાની જવાબદારી એઓશ્રી જાતે જ વહોરી લેતા! કોઈ અમલદારને પોંક પાપડીથી તો કોઇને શિકાર કરાવીને ખુશ કરતા! કોઇ અમલદારને ત્યાં કીકો જન્મે કે તેને માટે ઝભલાં ને ટોપીની ભેટ મોકલવાનું પણુ એ ભાગ્યે જ ચૂકતા!

એમને ત્યાં પહેલી અઘરણી આવી હતી, તેજ દિવસે કસ્બામાં કમીશ્નર સાહેબની પધરામણી થઈ હતી, તેમને એમણે નોતર્યા, અને મેમ સાહેબને એક બૂટની જોડી ભેટ ધરીને કૃતાર્થ થયા હતા!

આવી રીતે એમનો અમલદારો પ્રત્યેનો પ્રેમ વધતાં એમને રાવસાહેબનું પૂછડું ચોંટયું! પછી તો પૂછવું જ શું? જોતજોતામાં ઘરનો બધો દેશી કારભાર ભૂલાઇ ગયો અને અંગ્રેજી ઢબે ઘરનો કારભાર ચાલવા લાગ્યો.

અત્યારે કોઈ ભૂલે ચૂકે એમને ઘેર પરોણા તરીકે પધારે; તો પોતે કેવા મહાન પુરુષ છે, અને કેટલા અમલદારો સાથે એમને ઓળખાણ થયું છે તેનો વિગતવાર ઇતિહાસ સંભળાવવામાં જ બે ત્રણ દિવસ તો વિતાડી દે! તેઓ છાતી ઠોકીને કહે છે કે, હિંદના માજી શહેનશાહ સાતમા એડવર્ડ હિંદમાં પધાર્યા હતા; ત્યારે એમણે એમના બાપના ખભે બેસીને તેમને સલામ કરી હતી! દિલ્હી દરબારમાં પંચમ જૉર્જ કોરોનેશન દરબાર ભર્યો હતો; ત્યારે તેમને સલામ કરવા ઠેઠ દિલ્હી સુધી એ બોશ્રી જાતે તકલીફ લઇને નવો ડગલો અને નવી પાઘડી પહેરીને ગયા હતા! લોર્ડ-કરઝનને કલકત્તે જઇને સલામ ભરી આવ્યા હતા! લોર્ડ રીડીંગને મુંબઈના બંદરે ઉતરતાં સૌથી પહેલી સલામ કરવાનું માન એમણે મેળવી લીધું હતું! મતલબકે અમલદારોને સલામો ભરવામાં જ એમનું જીવન વ્યતિત થઈ રહ્યું છે!

આમ મોટાઓની સરભારામાં તિજોરીમાંથી લક્ષ્મી રિસાવી જવા લાગી; તેથી એમણે પણ પેલાઓની જેમ ગરજવાનો પાસેથી નજરાણું (લાંચ નહિ!) લેવા માંડયું છે. ગરજવાનોને દરદવાનો મળી આવે એ તો દેખીતી જ વાત છે ને? એમને કોઈ "રાવ સાહેબ" કહીને સલામ કરે ત્યારે જુના કોટના બટનો આપોઆપ તૂટી જાય છે! આઠ બાળકોના બાપા બની ગયા પછી પત્નિ પરલોક સિધાવી ગઈ જેથી સુધારકમાં ખપવા માટે બીજી પત્નિ કરવા કરતાં બાળકોની સંભાળ માટે એકાદ ફાંકડી આયાને રાખી લીધી. બીજા અદેખાઓ એમને "રંગીલા રાવસાહેબ" કહે પણ આયા સાથે જીવ બહેલાવવો એ તો ખેલદિલી ગણાય ને? જેમ નાના બાળકોને રમવા માટે રમકડાં હોય છે; તેમ મોટા માણસોને દિલ બહેલાવવા માટે ટાઈપીસ્ટ ગર્લ્સ, આયાઓ, નર્સો વગેરે હોય છે. અરે!

ધર્મમંદીરોમાં પણ પુનિત મહારાજોને દિલ બહેલાવવા માટે દેવદાસીઓ ક્યાં હોતી નથી ?

**બુધ્ધુભિસ્તી**—એ બિચારો ભોળોભલો સીધોસાદો માણુસ છે. વારંવાર લોકોને ત્યાં વાગતાં વાજાં સાંભળી સાંભળીને એને પણ શાદી કરવાનું શૂર છુટયું ! વાણીઆને ત્યાં છાપરૂં ગીરો મારીને શાદી કરીને બીબી લાવ્યો, અને તે પણ એવી ફળદ્રુપ લાવ્યો કે દસ વરસમાં આઠ બાળકોનો બાપો બની ગયો ! ખુદાએ પણ જાણે બાળકોની આખી સ્પેશીયલ ટ્રેન એનેજ આંગણે જંકશન સમજીને છોડી મૂકી ! ઓલ્યો ખાનસાહેબ સીકંદરખાન બિચારો લખોપતિ છે; પણ છોકરાને માટે અનેક સાંઈ ફકીરો તથા ગુંસાઇબાવાઓને ગાંજા ભાંગની લ્હાણી કરેચ, અનેક પીરોની તુરબત પર નારિએળ ચઢાવેચ; છતાં સંતાનનું મૂખ જોવાને ભાગ્યશાળી થતો નથી. ત્યારે બુધ્ધુ ભિસ્તીને ઘેર હાંલ્લાં કુસ્તી કરેચ છ તાં કુદરત છુટા હાથે છોકરાં ભેટ કરી રહી છે !

**“અજબ તેરી કુદરત અજબ તેરા ખેલ;**
**કે બુધ્ધુ હે પાસ ઔર સીકંદર હે ફેલ !”**

બર્થ કંટ્રોલ તો હમણાં હમણાં નીકળ્યું છે જેથી બુધ્ધુ તેનાથી અંજાણ હોવાથી કુદરતની સામે બહારવટે નીકળ્યો; પણ કુદરત પ્રત્યક્ષ ન દેખાઈ જેથી એક જગ્યાએ લગ્નનું બેન્ડ વાગી રહ્યું હતું ત્યાં પહોંચ્યો અને એક નાકેથી ડાંગ ઉગામીને વાજાં ભાંગી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એણે જ્યાં ડાંગ ઉગામી કે કોઈએ એનો હાથ પકડ્યો.

“ કયું એ બુધ્ધુ ! આજ કંઈ પાગલ તો નહિ હો ગયા હે ? કુછ ગાંજા માંજા ચઢાકે તો નંઈ આયા ? ” હાથ પકડનારે કહ્યું.

“ ચ્યા કરૂં ભાઈ સાબ ! મેરે બેટે એ બાજેવાલુંને જં હોય તાં આજા બજા બજાકે મેરેકુ શૂર ચઢવાયાને મેંને શાદી કરનેકી ઝખ મારી !”

“પણ ઈસ્મેં બુરા કયા હુવા? શાદી કીતી ઉસ્મેં ઝખ કયા મારી?”

"અખ નહિ મારી તો ફિર ક્યા કીયા ? દેખોને આ દશ બરસમેં આઠ બચ્ચે તો હુએ, અબ ખુદા જાણે આગુ જાતે તો કિત્ને હોંયગે ? અબ તુમજ કહોને કે એ સગલી પીડા યે બાજેવાલોંકે સબબસેંજ હુઈ ને ? મેંને સોચા કે એ મેરે બેટે બાજે વાલે બાજા બજાતે જ નહિ તો મેરે જેસે ગરીબકુ શાદી કરનેકી બાતજ કાંસે સુઝતી ! તીસ વાસ્તે અબ ઇરાદા કીયા હે કે સગલે બાજેકુજ તોડ ડાલુ કે ફીર બાજા બજે તો મેરે જેસા કોઈ ગરીબ શાદી કરનેકી ફીકરમેં પડેને ?" પેલો માણુસ માંડ માંડ બુધ્ધુને સમજાવીને તેને ઘેર લઈ ગયો !

**પીરસાબ છોટેમીયાં :** પીરસાહબ મોટા મીયાંનું નામ તો તમે સાંભળ્યું હશે ? તેઓ **મોટી દાઢીવાળા** હતા; તો આ પીરસાબ **છોટી દાઢી વાળા** નહિ પણ બલ્કે કલીનશેવવાળા છે ! તેઓ કલીનશેવવાળા છે છતાં કરામતમાં કોઈથી ઉતરે એવા નથી તો ? સાંભળો એમની કરામતો અપાર છે. જુવો, પેલો ઘેલો ઘાંચી છે ને તેની બૈરીને બાર બાર વરસ થયાં છોકરૂં થતું ન હતું તે આ પીરસાબના તાવીજને પ્રતાપે થયું છે ! પેલો કલ્લુમીયાં એમના આપેલા નંબરોથી પચાસ હજાર જીત્યો છે ! પેલો શંકરલાલ ફોજદાર કેવો રોફ મારે છે તે બહાર તો રોફ મારતો ફરે છે, પણ ઘરમાં બઇરી પાસે તો બકરી જેવો ગરીબ બની જાય છે એ પીર સાબના ધાગાનો પ્રતાપ છે !

હું તો કહું છું કે હિંદી ક્રીકેટરોએ અગીયાર વીકેટથી એમ. સી. સી. ને હરાવવી હોય તો એ પીર સાહેબ પાસેથી તાવીજ લઇને ગળે બાંધી જુવે ! અને કૉંગ્રેસને હરાવવા માટે બીજું બધું કરવા કરતાં મી. ઝીણા પીરસાબનું તાવીજ નેકટાઇને જગાએ બાંધી લેતો ઝટવારમાં કોંગ્રેસને હરાવી દે ! કેટલાએ કારકૂનો એમના તાવીજથી મામલતદાર બની ગયા છે, કેટલાએ પટાવાળા એમનું મંત્રેલું પાણી પીને જજ બની ગયા છે ! કેટલીએ બેસુરી ગાનારીઓ

એમના આશિર્વાદથી સુરીલી બની ગઈ છે અને કેટલાએ અણઘડ તબલચીઓ એમના તાવીજ ધાગાને પ્રતાપે હિંદના મોટા ઉસ્તાદ ગણાઈ ગયા છે!

કેટલાએ ખાનદાની માણસો એમનાં સહવાસમાં ગંજેરી બની ગયા છે! અને કેટલાએ ચંડુલીયાઓ એમની મીઠી નજરથી કીમીયાગર બની ગયા છે! એમની જુતીના તુફેલથી કેટલાએ આશકો ઠેકાણે પડયા છે! અનેક પતિત બ્હેનોનો એમણે ઉદ્ધાર કર્યો છે અનેક ગવૈયાઓ અને કવ્વાલો એમની સહાનુભુતિથી રોટલા રળી ખાય છે! એમની મમતાળુ મહેરબાનીથી અનેક સારા માણસો સાધુબાવા બની ગયા છે! એવા મહાત્મા પુરૂષને બિચારા મોલ્વીઓ અદેખાઇને લીધે ગમે તેવું કહે તે કોઈ માને એમ નથી!

"હીરા મુખસે નવ કહે લાખ હમારે મોલ!"

**સાક્ષરશ્રી અડવાશંકર**—એમની આગળ કોઈ માણસ ભૂતકાળના કોઈ સાક્ષર, લેખક કે કવિનાં વખાણ કરે યા કોઇ વર્તમાન સાક્ષરને વખાણે કે તરત એઓશ્રી તપખીરનો સરડાકો તાણીને ભાષણ ભરડવા બેસી જાય! "હવે જોયો જોયો તારો નરસિંહ મહેતો! તંબુરો લઈને ઢેડવાડામાં ભજન ગાતા ફરતા હતો તેમાં તેણે શી ધાડ મારી કે તેને તો ગુજરાતીના આદ્ય કવિ તરીકે આજકાલનાં છોકરાં છાપરે ચઢાવવા લાગ્યાં છે! એના કરતાં આપણા ગામનો હરિયો ઢેડ શું ઓછાં ભજન ગાય છે? શું એને મહાકવિ તરીકે ગણતરી ન થાય? ને વળી ઓલ્યો વેગણપુરવાળો શામળદાસ! બળ્યા એના છપ્પા ને ટપ્પા! એના કરતાં તો મારે મૂળીઓ સારા છપ્પા લખી શકે છે! ને પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી તેમાં પ્રેમાનંદને આ ગુજરાતીઓ શાનો મહાકવિ ઠોકી બેસાડે છે! એના નળાખ્યાન કરતાં આપણી સ્ત્રીઓ ફટાણા ગાય છે તે શું ઓછાં રસીક હોય છે! એણે પોતાનાં બધા આખ્યાનોમાં ભગવાનના ઘરના ફારસો સિવાય બીજું શું લખ્યું

છે! એવા ટોલ્લામારૂ માણસો મહાકવિ ગણાય તો ગજરામારૂ ને હલ્લામણ જોડવાના લેખકો મહાકવિ કેમ ન ગણાય?"

જરા દમ લઈને આગળ વધતાં બોલે છે; "ને ઓલ્યો દલપતરામ, ડોશીમા જેવી ડાહી ડાહી શિખામણો આપી ગયો; તે કવિ ગણાય તો પછી શિખામણના ભંડારરૂપ અમારાં મંછા કાકી કેમ કવિયાણી ન ગણાય? ઓલ્યો સુરતનો ઉછાંછળો નર્મદાશંકર, પ્રેમ અને શૌર્યનો અવતાર મનાય છે, ને સાહસ તો જાણે ગુજરાતને એણેજ શિખવ્યું છે? તો શું એનાં પહેલાં ગુજરાતમાં બધા બાયલા-ઓજ વસતા હતા? ગોવરધનરામના સરસ્વતીચંદ્રમાં મોટાં મોટાં ટાયલાં સિવાય શું બળ્યું છે! ઓલ્યા દલપતરામના દીકરા મહાકવિ નાનાલાલ અને ખબરદાર, ગમે તેવા મોટા ગણાતા હોય પણ મારી તોલે ન આવે! અંગ્રેજી કવિઓનાં કાવ્યોને તફડાવીને ગુજરાતીમાં રજુ કરવા સિવાય આજના કવિઓને બીજું શું આવડે છે?'

"આ તમારા સુંદરમ્ ને ઉમા જોષિ, બાદરાયણ ને બેટાઈ, ચંદ્રવદન, અને સ્નેહરશ્મી, એ બધાં છોકરાંઓ છાસ પીવા નીકળ્યાં છે પણ જે લોકો દા'ડે ડોબાં ન પારખે તે રાતે હીરા શી રીતે પારખવાના હતા? કદરદાનો તો છપ્પનીયા દુકાળમાં હાલ્યા ગયા, અને હવે તો તેમનાં ઓઠાં રહી ગયાં છે!"

**સલ્લુ પટેલ**—એ ભાણોદરામાં જરા ખાતાપીતા માણસ હતા. એમની આગળ કોઈ વાત કરે કે "પટેલ, પેલા રંગુનના સફરી શેઠ પાસે બહુમસ પૈસા છે." તો એ તરત તાડૂકી ઉઠે કે "જોયા જોયા હવે, રૂપીઆ એ શેઠ પાસે જ છે બીજા કોઈની પાસે નથી! પરદેશમાં જઈને કાળાં ધોળાં કર્યાં હશે! બરમામાં કેટલાએ આસામીઓને રડાવ્યા હશે. ત્યારે એ ભાઈ સાહેબ પૈસાદાર થયા હશે! મારી માફક હક કમાઈનો પૈસો હોય તો બતાવો જોઈએ! ખરા પરસેવાની કમાઈથી પૈસાદાર થાય તે ખરો! લોકોમાં વાહ વાહ કહેવડાવવા પાણીના નળ નાંખ્યા અને ટાંકી બંધાવી તેમાં

શી ધાડ મારી? આ ગઈ જુમેરાતે ૪૦ ફકીરને મેં ખવડાવ્યા હતા, પણ કોઇને કહ્યું નથી! પૈસાદારી ને સખાવતનાં તે કાંઈ ઢોલ પીટાતાં હશે?" આવું બોલનારા આસામીઓ શહેરે શહેર અને ગામે-ગામ ડઝનબંધી નહિ પણ સેંકડાબંધી જોવામાં આવે છે!

**ગવૈયા દલ્લુખાં:**—ભેંસના ભાઈ જેવો તેમનો સૂર હોવા છતાં અને જ્યારે તેઓ સાહેબ તાનપલટા મારે છે, ત્યારે બાળકો ભડકી જતાં હોવા છતાં, અને નાક પર સાયકલનું વ્હીલ ફરી ગયું હોય તેવો દેખાવ હોવા છતાં, તેમના મોઢા આગળ કોઈ વાત કરે કે: "ફલાણા ઉસ્તાદ બહુ સારૂં ગાય છે, અથવા ફલાણા ખાનસાહેબ બહુ અચ્છી સિતાર વગાડે છે." કે જાણે તેમનો બાપ મરી ગયો હોય તેમ ડાચું ઉંચું કરીને તરતજ બોલી ઉઠે કે "અજી, વોહ થોડાહી ગવઈયા હે! વોહ તો અતાઈ નાનખતાઈ હે! નથ્થુ કુમાર ઓર કલ્લુ કુંજળે ઉસ્કે ઉસ્તાદ હોતે હેં! અજી પરલે સાલ અજમેરમેં હમસે મુકાબલા હો ગયા તો બંદેને એસી જૈનપુરી છેડી કે વોહ તો દૂમ દબાકે ભાગા! ઓર વોહ બિચારા ઉલ્લુખાં લાહોરી, વોહ બિચારા કયા ખાક સિતાર બજાએગા? સિતાર કિસ તરહસે પકડના વોહ ભી તો ઉસ્કો યાદ નહિ! ઉસ્સે તો હમારા ચપરાસી બુધ્ધુ અચ્છા તંબુરા બજાતા હે! ઐસે તિફલે મતલબકા મુકાબલા હમારે સાથ! આપભી બડે સમજદાર માલુમ હોતે હેં!" આવા સબસે હમ બડે કહેનારા ઉસ્તાદો શું તમે ભાળ્યા નથી.........?

**ભીખાજી ભેસાનીઆ:**—એક સારા અને સોજ્જા વક્તા હોવાનો તેમનો હંમેશનો દાવો છે! ઈનામના મેળાવડા, ગેધરીંગ, સંગીતપાર્ટી, લગ્નપાર્ટી. ઉઠમણાપાર્ટી, ઉઘરાણાની સભા, માનપત્રના મેળાવડા, વિરોધસભા કે સ્વરાજસભા એવું કાંઈ પણ હોય ત્યાં એવન સાહેબ વગર વિચારે અને વગર કહ્યેએજ ભાષણ કરવા ઉભા થઈ જાય અને પછી મનમાં આવે તે ભચડી મારે! કોઈ

તીખો માણસ એવનના ભાષનની જરા વિરૂદ્ધ બોલે કે તેના બાર વગાડવામાં જરાય બાકી ન રાખે!

"અરે મીસ્તર! તમે તમારા મનમાં આય જરથોસ્તી ભાયરાને શું સમજેય? આપના પેલા મરહૂમ બુઝોર્ગ જમસેદજી મે'તા ઘેરથી નાનાં પોરીયાંની કાણી ભાષન ગોખી લાવતા ઉતા ને દીકતેસણુની કાણી ચીપીચીપીને બોલી જાતા ઉતા, તેવનના કરતાં હું વગર વિચારે ફરફરાત ધાની ફુતે તેમ બોલી જનાર શું કમ છેઉં કે? પેલો પોરીયો નરીમાન કે જે સવરાજને પાતલે ચ'રી બેથેલો ચ તેના કરતાં તો હું ઘનુંજ સારૂં ને સોજ્જું બોલુંચ! વિલાયતની પાર્લામેન્તના મહૂમ મેમ્બર મીસ્તર સકલાતવાલા પન મારી પાસેથીજ લેકચર કરવાની તાલીમ લેતા ઉતા! અનેક બૈરાંની ને માતીરાઓની સભાઓ હુંરે ધમધમાવી મૂકીચ! અરે ગાંધીજી અને મરહૂમ તીલક પન હું જયારે ભાષન કરવા ઉભો થતો ત્યારે દાંતમાં આંગલાં કરદતા ઉતા! આજે દાદાભાઈ નવરોજજી હોત તો તેવન પન મારી સામે ખાન ખાત ખાન! આજે પન જેને લેકચર કરવાની તાલીમ લેવી હોય તે બેધરક મારી પાસે આવીને સીખી જાય! જો આપરા પારસી બેરાદરોએ પ્રો. દાવરને બદલે મને કાઉન્સીલમાં મોકલ્યો હોત તો બોલી બોલીને દારૂબંધી કરનારના દાંત ખાતા કરી નાખત!" આવું આવું બોલનાર સર્વદેશીય વક્તાઓનો આ દેશમાં દુકાળ પડ્યો નથી. બોલી બોલીને હિન્દમાં સ્વરાજને ખેંચી આણુનારા માયના પુતોથી આપણી કૅાંગ્રેસ પણ વંચિત નથી!

**એડીટર ઓઘડશંકર**—એ ૧૮૫૭ના બળવા સમયના જુના પુરાણા જર્જરિત વિચારના એડીટર છે. એમની પાસે જઇને તમે કોઈપણ છાપાની વાત કરો કે એમની સાઠ વરસની પાઘડી અને તેની નીચે છુપાએલું એંસી વરસનું સલામત ભેજું તરતજ પાર્ક આવવાનું! અને એમના ભાંગેલી રૂપેરી દાંડીના ચશ્મા તરતજ કપાળ પર ઉંચા નીચા થવાના, ને જીભ હાલતી થવાની કે; "જોયા, જોયા

એ તમારા આજકાલના એડીટરો! મારા દીકરા સીધે સીધું અંગ્રેજ ફ્રેંચ, હિંદી, બંગાલી કે મરાઠી ઉપરથી તફડાવીને રજુ કરે છે, અ ઉપરથી મૌલિકતાની છાપ મારી ભોળા ગ્રાહકોને ઠગવાના પ્રયત્ન કરે છે! નવિનતાના નામે અનેક છબરડા કરે છે, અને પોતા અર્ધદગ્ધ જ્ઞાનથી લોકોને સુધારાને બ્હાને ખાડામાં ધકેલે છે! તેમન કરતાં એકજ ચીલે દાદા આદમના વારાથી રઘસીયું ગાડું ચલાવના અમે શું ખોટા છે!

નમતા ત્રાજવે બેસી જનાર અને કાંચીડાની જેમ વારંવ રંગ બદલનાર તથા વરસમાં જુદા જુદા નામે બબ્બે ને ત્રણ ત્રણવા પેપરો કાઢીને એકાએક લાંબી દેશી ચાદરો ગ્રાહકોને ઓઢાડીને મોટાભ થઇને મ્હાલનારા પત્રકારો કરતાં અમે જુના અને જર્જરિત વિચાર એડીટરો શું ખોટા છીએ? "જુનું એટલું સુન્નું" એ કહેવત કં નાખી દેવા જેવી નથી!"

## વીમાવાળો

"મરનેવાલેકો ફક્ત ઈઝરાઈલ આતા હે નઝર;
દુસરે દેખેં તો હો જાય બપા દંગા ફિસાદ!"

કોઈ જીવતા માણસે ઈઝરાઈલ ઉર્ફે મલેકલ મોત કે યમરાજ નજરે નહીં જોયા હોય; તો પણ કંઈ વાંધા જેવું નથી. કારણ વર્તમાન સમયમાં ત્રણ પ્રકારના મલેકલ મોતો યાને યમદૂત જગતમાં નજરે પડે છે! ડૉકટર, વકીલ અને વીમા એજન્ટ! પ તેમાંએ ફર્સ્ટકલાસ મલેકલ મોત યાને યમદૂત તો વીમા એજ ગણાય! કારણ કે તે જીવ લેવા માટે બીજાને ઘેર જાય છે. અ વકીલ, ડૉકટર તો સેકંડકલાસ યમદૂત ગણાય; કારણ કે તેઓ કોઈ જીવ લેવા લોકોને ઘેર જતા નથી પણ જેને જીવ આપવાનો વિચ હોય તે પોતે વકીલ, ડૉકટરનું બારણું ઠોકતા જાય છે. અસ્તુ

અમારા વાંચકોમાંથી કોઈ જીવણકાકાથી અજાણ તો નહિ હોય! ઝુંપડામાં રહીને બંગલાનો વિચાર કરવામાં તેઓશ્રી ચૂકે એ

નથી જ. પેન્શન લીધા પછી એમણે આસપાસની દુનિયામાં નજર કરી તો બધા જ પૈસાદાર જણાવા લાગ્યા. અને એકલા પોતે જ ગરીબ હોય એમ ભાસ થવા લાગ્યો! જેથી કોઈપણ રીતે પૈસાદાર થવું એવા પ્લાનો મનમાં ઘડવા લાગ્યા. ઘણા દિવસથી એમણે નક્કી કર્યું હતું કે "વીમા કંપનીમાં એજન્ટ થવું. એમાં ઘીકેળાં થાય એમ જણાય છે! જુવોને, ઓલ્યો ગ્રેટ લાઈફ ઈન્સ્યુરન્સવાળો વીજભુખણ મોટા પેટ પર હાથ ફેરવતો કેવો મોટરમાં ફરે છે? અને પેલો આજકાલ તરબૂચની ફેરી ફરતો જગુભાઈ ઓરીએન્ટલ વીમા કંપનીનો એજન્ટ બનીને કેવો રોફથી વીકટોરિઆમાં ફરે છે! શું એ બધાથી હું ગયો?"

છેવટે એક ઓળખીતાની કોશિષથી પોતે બૉમ્બે ઈન્સ્યુરન્સ કંપનીના એજન્ટ બની ગયા. પછી પૂછવું જ શું? એક વરસની આવકજાવકનું બજેટ પણ ઘરમાં રજુ કરવા લાગ્યા.

"એક મહીનાની આવકમાંથી તો કોઈ સો દોઢસો ભાડાનો ફર્સ્ટકલાસ બંગલો રાખીશું અને છ માસ પછી એકાદ મોટર પણ વસાવી લાખીશું!"

"અને મારે માટે પેલી નગરશેઠની વહુ પહેરે છે તેવો ચંદનહાર નઈ કે?" એમના પેલાં બોલ્યાં એટલે જીવણકાકા તેમના પર તપ્યા.

"લે ઘરડે ઘડપણ ચંદનહાર પહેરતાં તને શરમ નહીં આવે?"

"અરે! માણહ ઘરડું થાય પ્રણ કંઈ જીવ ઘરડો થાય છે!" જીવણકાકાનાં તે બોલ્યાં.

"પણ તને ચંદનહાર પહેરાવું તો કોઈ ઘરડી ઘોડીને લાલ લગામ નહિ કહે?" ઘરડા થયા છતાં કાકાનો સ્વભાવ તેવો જ રમુજી રહ્યો હતો!

"મુઈ રાંડ કોણ કહે એવી છે? તેનો ચોટલો જ પકડીને ઘસડી કાઢું! પાઘડી બળ્યા કોઈ માટીડા બોલે તો તેની ધૂળ

ખંખેરી નાખું ! હું હમયજા તમારા મનમાં ?" એમ કહેતાં હાથમાંની ઝાડુ જીવણુકાકાને ઝાપટી !

"હત, રાંડ ! ધૂનમાં ને ધૂનમાં મને ઝાપટી નાયખો !"

"પણ પહેલાં મારો ચંદનહાર !"

"નહિ પ્રથમ મારી મોટર !" આમ બોલાબોલીમાંથી ઝપાઝપી થતી. "ભેંસ ભાગોળે, છાસ છાગોળે ને માખણની ધમાધમી !" તે આનું જ નામ. આવી રીતે એમના ગૃહસંસારનું નાટક ભજવાતું.

કંપનીવાળાઓએ એમને દફતર સોંપ્યું અને સૂચના આપી કે "જેમ જીભને વધુ કસરત આપશો; તેમ વધુ ફત્તેહ પામશો !" એઓશ્રીએ કંપનીના મેનેજરને તરત પરખાવી દીધું, કે

"સાહેબ, પેન્શન મળ્યા પછી ભલે હાથપગ ન ચાલે, પણ માણુસની જીભ તો ખૂબ ચાલે છે એ તો અનુભવસિદ્ધ વાત છે !"

ઘેર આવ્યા પછી વિચાર કર્યો કે પહેલો જ કોઈ સારો આસામી શોધી કાઢવો જોઈએ." અહાહાહા ! બોલ્યા ફરદુનજી શેઠ સારા આદમી છે. એમના પોરીયાને હું ટ્યુશન આપવા જતો હતો; ત્યારની ઓળખાણ છે એટલે તેમનાથી ના નહીં કહેવાય."

બસ ઊઠ્યા અને શરીર પર ડગલો ચઢાવી મસ્તકે પાઘડી ગોઠવી, ખભે ખેસ ભેરવી, વરઘોડામાં કોઈ સાજનિયા મ્હાલતા હોય તે ઢબે,

"ગજગામીની ગજે ચઢીને આવે,
ભલભલા ભુપોનાં ભાન ભુલાવે !"

તેમ ડોલતા ડોલતા ફરદુનજી શેઠને ઘેર પહોંચ્યા. કંપાઉન્ડમાં પેસતાં જ તેમનું પાળેલું નવું કુતરૂં જીવણુકાકાને ભસવા લાગ્યું. કાકાએ લાકડી વતી તેને પાછું હઠાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરી જોયો. તે લકડીપટાની રમતમાં એમની પાઘડી મસ્તકેથી સ્થાન ભ્રષ્ટ થઈ ! એવામાં રામલે દુબળે આવીને એમની ઈજ્ઝત બચાવી. કુતરાને તે પકડીને લઈ ગયો. જીવણુકાકા હાંફતા હાંફતા ઓટલા પર ચઢ્યા.

સદ્દભાગ્યે ફરદુનજી શેઠ તેજ વેળા ચાહનાસ્તો લઈ રહ્યા હતા. જીવણકાકાને જોતાંજ બોલી ઉઠ્યા.

"ઓહો! કોણ મ્હેતાજી સાઅકે? ઘને દારે દેદાર થયા! એય દાદી, કયાં ગીયો! જોને તારા મેતાજી આવીયાચ!" એટલામાં ફરદુનજી શેઠના સફરજંદ દાદીબા આવ્યા ને જીવણકાકાને સલામ કરીને જ બોલ્યા.

"કાંય મે'તાજી સાઅ! ઘના દા'રે આવીયા? જરા ચાય આય લેસો કે?"

"નહીં તમારી ચાહ અમને ન ખપે!"

"તેવારે સોદા લેમણ તો ચાલસેને?"

"કોઈ ચીજની જરૂર નથી. ફક્ત તમારી ને મોટા શેઠની મહેરબાની છે એટલું જ બસ છે."

"મકુંજે મેતાજી સા'બ, પોરીયાં બોરીયાં તો સારાંચને?" ફરદુનજી શેઠ બોલ્યા.

"આપના આશિર્વાદથી અને ભગવાનની કૃપાથી સઉ હેમખેમ છે!" જીવણકાકા બોલ્યા.

"કેમ પધારવું થયું?"

આપને ખાનસા'નો ખીતાઅ મલ્યો તેની મુબારકબાદી આપવા અને સાથે સાથે બીજું પણ એક નજીવું કામ છે, ખાસ આપના લાભનું કામ છે."

"ઘ-ની જ ખુસીથી ફરમાવો."

જુવોને શેઠ જાણે વાત એમ છે કે મિત્રોના દબાણથી અને બોમ્બે એસ્યુરન્સ કંપનીના મેનેજરના કાલાવાલાથી લાચારીએ મારે વીમા એજન્ટ બનવું પડયું છે. બિચારાઓએ જ્યારે ખુલ્લા દિલે કહ્યું કે, "તમારા જેવા અનુભવી, ઠરેલ અને કાર્યદક્ષ પુરુષની મદદ વગર અમારી કંપની આગળ એક ડગલું પણ ચાલી શકે એમ નથી!" એવું જ્યારે એ કંપનીના મેનેજરે કહ્યું ત્યારે

મારે પેન્શન લીધા પછી પણ પાછું કાર્યના મેદાનમાં ઝંપલાવવું પડયું છે. અને આજે સવારના શુકકનમાંજ હું એ કામને માટે આપની પાસે આવ્યો છું."

"આવીયા તેતો ઘન્નુંજ!સારૂં થયું!" જરાક હસીને ફરદુનજી બોલ્યા.

"જુવો, ખાનસાબ!" જીવણકાકા જરા ગંભીર થઇને સીરીયાઉસ ડાચું કરીને બોલવા લાગ્યા.

"હું ઘણા દિવસોથી આપને કંઈ ચિંતાતુર જોઈ રહ્યો છું. આપના મુખાર્વિંદ ઉપર મને કંઈ વિષાદની છાયા દેખાય છે." એટલે ફરદુનજી બોલી ઊઠ્યા.

"શું વરસાદની છાયા મારા મોના ઉપર દેખાયચ? ને વલી મારો તો દારૂ–તારીનો ધીકતો વેપલો છે; પછી ચિંતાની મને શી ફિકર! તમે આયસું બકોચ?" વળી પાછા જીવણકાકા બોલ્યા,

"મારા વિચારોને આપ કાપી ન નાખો. હું કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળી લ્યો; પછી આપનું જજમેન્ટ આપજો. મને તમારા ચહેરા ઉપરથી દેખાય છે કે કોઈ છુપો રોગ તમારા શરીરમાં પ્રવેશ્યો છે. વળી તમારાં નાનાં નાનાં પોણો ડઝન પોરીયાં અને મિસીસને જોવુંચ ત્યારે જીવ વધુ ઉચાટ થાય છે! જો ન કરે નારાયણ ને આપ સ્વર્ગે સિધાવો તો પછી આ બધાં બાદશાહી ઠાઠમાં ઉછરેલાં બાળકોનું શું થાય? વખત કેટલો ઢાકાના મલમલ જેવો બારીક છે તે તો આપ જાણોજ છો ને કે બે આંખોનીજ શરમ નડે! એતો હું જાણું છું કે આપની પુષ્કળ આવક છે; પણ એતો આપની દેખરેખ અને કુશળ મેનેજમેન્ટનુંજ પરિણામ છે. આપની ગેરહાજરીમાં એ ચંચળ લક્ષ્મીને રીસાતાં વાર ન લાગે! આપ જેવા બાહોશ માણસે તો ભવિષ્યનો પણ વિચાર કરવો જોઇએ. જુવો, સાંભળો સાહેબ! મારા વિચાર પ્રમાણે તો આપે પોતાની કીંમતી જીંદગીનો મોટી કીંમતનો વીમો ઉતરાવી લેવો જોઇએ. તમે ઓલ્યા માલવપતિ મુંજના ખેલમાં અશરફીયાં ગાય છે તે સાંભળ્યું નથી કે :–

**"ખીલે તે કરમાય છે સરજાય તે લોપાય છે;**
**જે જે ચઢે તે તે પડે એ નિયમ પલટાતા નથી!"**

જે જન્મે તે મરે છેજ, તો પછી ભવિષ્યનો માર્ગ મોકળો કેમ ન કરવો? બાલબચ્ચાં આપના સ્વર્ગવાસ પછી ન્યાલ થઈ જાય એવી ગંજાવર રકમનો વીમો ઉતરાવવામાં આપને શું વાંધો છે? અને વળી બાળબચ્ચાંનો જીંદગીનો વીમો ઉતરાવવો તો એથી એ વધુ લાભજ લાભ થાય! સાત પેઢી સુધીની નચિંતાઈ! આપ જાણો છો કે છોકરાં ખાવા પીવામાં આગળ પાછળ જોવાનો વિચાર પણ કરતાં નથી અને આજકાળ કૉલેરાનો પ્રચાર છે, તથા મેનીન્જાઇટીસ અને શીતળાની ચઢાઈ પણ જેવી તેવી નથી. તો આ સોનેરી સમયનો લાભ લેવાથાં આપને શું વાંધો છે? શાણો માણસ તો તે કહેવાય કે જે નાનાં છોકરાંની શિખામણ પણ માન્ય રાખે! અને જો આપ ઉંડો વિચાર કરશો, તો સમજાશે કે આ પણ એક પ્રકારનો વહેપાર છે. ના કરે નારાયણ ને એકાદ બે પોરીયાં પરલોક સિધાવે તો એતો ભગવાનની લીલા છે, એમાં મનુષ્યનું કંઈ ચલણ નથી. અને ઇશ્વરની મહેરથી બીજા પોરીયાં કયાં પેદા થતાં નથી? પણ રૂપિઆની થેલીઓ મળવાનો ચાન્સ ફરી ફરીથી હાથ લાગવાનો છે? અને જો દિર્ઘ દ્રષ્ટિ વાપરી તમારા વાડી બંગલા અને આ બાદશાહી ફરનીચરનો વીમો ઉતરાવી લ્યો; તોએ ફાયદાથી ખાલી નથી. એકતો ધોળી ટોપીવાળાઓનું જોર અને તમે દારૂતાડીનો ધંધો કરો છો ને ડૉકટર ગીલ્ડર સાહેબે તો દારૂબંધી જાહેર કરી છે. માટે ભાવિનો પણ તમારે વિચાર કરવો જોઇએ ને? વળી આજકાલ મોટર એકસીડંટો પણ ડગલે ને પગલે થાય છે તો તમારી મોટરનો પણ વીમો ઉતરાવી લ્યોને! અક્કલમંદોને તો ઈસારોજ બસ છે. તો બોલો હવે આપ શ્રીમાનનો શું વિચાર છે?"

જીવણકાકાનું અપૂર્વ ફિલસુફીથી ભરપુર ભાષણ સાંભળીને ફરદુનજી શેઠ ગંભીરાઈથી બોલ્યા.

"પન મેતાંજી, તમારે પહેલેથી કહી નાંખવું હતુંને કે તમે વીમાના વિષય પર ભુસું ભેરવવાનાચ; તો હું પરથમથીજ તમને નન્નો સંભલાવી દેત કે નાહક સા માટે ભેજાનું દહીં કરોચ? કારન કે આય સેવક પોત્તેજી તો એક વીમા કંપનીનો મેનેજર છે!"

જીવણુકાકાનું કોઠું જોવા જેવું થયું.

"સાપને ઘેર સાપ પરોણો" જેવો સીન થતાં અને 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' ને ભાળતાં જીવણુકાકા આવ્યા તો ઘસીને પણ પાછા વળ્યા હાથ ઘસીને જેવું થયું! ઢીલા પગે ઘર તરફ વળ્યા અને ફરદુનજી શેઠને મનમાં ને મનમાં પાંચશેર પાંચશેરની જોખતા ગયા!

**વકીલ!**

બિચારા વકીલોને માટે આફતનો વિષય એ છે કે દિવસે દિવસે હિંદુસ્તાનીઓ ભણીગણીને સુધરતા જાય છે, અને અધુરામાં પુરૂં ગાંધીજીએ અહિંસાનું ઈન્જકશન મૂકવા માંડયું છે; જેથી લોકોની લડાયક વૃત્તિજ નાશ પામવા લાગી છે, તો પછી કેસ કયાંથી થાય? અને દિવસે દિવસ લોકોજ જ્યાં કડકા બાલુસ થતા જાય છે; ત્યાં દાવાદુવીની વાતજ કયાં રહી, કોર્ટ ફીનાજ પૈસા ન હોય; ત્યાં દાવાની વાતજ શી? ત્યારે હવે વકીલોના વધતા જતા કાફલાને પહોંચી વળવા શું કરવું? ને વકીલોનો દહાડો ન વળે તો શી રીતે વાળવો?

"**ઢુંઢને વાલોંકો દુનિયાં ભીનચી મિલ્તી હે!**" તો પછી વકીલોને નવા કામધંધા કેમ ન મળે? દરિયામાં એવા અનેક ટાપુઓ છે કે જ્યાં માણસો હજુ વસ્યાજ નથી! તેવા ટાપુઓને વકીલો જઇને આબાદ કરે. હિંદમાંએ અનેક નિર્જન જંગલો છે; તો તે જંગલોને કાપી નાખીને નવી વસ્તી વસાવે. હા...આ! એટલું ખરૂં કે તેમાં વકીલોને કલમને બદલે કુહાડી પકડવી પડે! જગતનાં અનેક રણો વસ્તી વિહોણાં છે. તેને આબાદ કરે! દરિયામાં ડુબકી મારવાની પ્રેકટીસ કરી અત્યાર સુધીમાં જે હજારો આગબોટો ડૂબી ગઈ છે તેમાં જગતનો અમૂલ્ય ખજાનો પણ ડૂબી ગયો છે તેને શોધી કાઢે! જરા કોદાળી કે પાવડાના સહકારથી પુરાણાં ખંડીએરોમાં ખોદકામ

કરી જુના વખતના રાજાઓ અને બાદશાહોના દટાએલા ખજાનાઓને શોધી કાઢે! જંગલમાં જઇને વાઘ, રીંછ, સિંહ ચિત્તા વગેરે જનાવરોને કેળવે અને પછી સરકસવાળાઓને મોટી કીંમતે વેચે! ચાલુ જમાનાને અનુસાર તાલીમ જંગલી જાનવરોને આપે. જેમકે રીંછને ક્રીકેટ રમતાં શીખવે, વાંદરાને ટેનીસ રમતાં શીખવે! વાઘ હાથમાં ડાંગ પકડીને સ્કાઉટની જેમ સેલ્યુટ બજાવે! સિંહ સીગારેટ પીએ! ચિત્તા ખુરશી પર બેસીને કાગળ લખે! હાથી સુંઢ વતી પીછી પકડીને ચિત્રો દોરે! એવું એવું શીખવે તો સરકસવાળાઓ મોં માગ્યા પૈસા આપે.

બીજા મુલકોના નવરા લોકો અનેક શોધખોળો કરે છે; તો પછી આપણા વકીલો એ દિશામાં કેમ ભેજું ન દોડાવે? કોઈ ઝાડની રેષામાંથી કપડાં બનાવે છે, કોઈ ઝાડનાં મૂળીઆંમાંથી ખોરાક બનાવે છે; તો પછી આપણા વકીલો લાકડાના વહેરમાંથી રોટલી અને શેરડીના કૂચામાંથી કપડાં કેમ ન બનાવી શકે?

કોણ જાણે આજકાલની હવાજ કંઈ વકીલોથી ઉલ્ટી વહી રહી છે! પહેલાં તો કોઈને જોઈને કોઈ ખોંખારો ખાય, કે જરા થુંકે કે તરત ઝગડો થાય અને કોરટમાં લફરૂં જાય! પણ હવે તો એક માણસ બીજાને તતડાવીને તમાચો મારે, અને પછી પેલો મારનારો માર ખાંનારની માફી માંગીલે કે થઈ ગયું! ત્યાં જ ઝઘડો પત્યો. મતલબ કે આવી રીતે અંદર અંદરની પતાવટથી વકીલોના ધંધાને સખત આંચકો લાગ્યો છે; તો વકીલોએ સરકારમાં અરજ કરી એક નવો કાયદો બનાવવાની ફરજ પાડવી જોઈએ કે "જે માણસો અંદર અંદર ઝઘડા પતાવે તે ગુનેહગાર ઠરે!" આમ થવાથી વકીલોના ધંધામાં કંઈક તેજી આવવાનો સંભવ છે.

જો વકીલોએ પોતાના જાનને જોખમમાં ન નાખવો હોય તો ધારાસભા મારફતે થોડાક નીચે પ્રમાણેની કાયદા પસાર કરાવી લેવા જોઇએ કે જેથી ઘેર બેઠાં પેટીયું નીકળી આવે. પ્રથમ તો એકે લગ્ન કે શાદીના પ્રસંગે ગોર મહારાજ કે કાઝીની સાથે સાથે છોકરીવાળાઓ તરફથી એક અને છોકરાવાળાઓ તરફથી એક એમ

એ વકીલો રોકવા જોઈએ; કે જેથી ભવિષ્યમાં વર-વહુના ઝઘડા ન સંભવે! બીજું બાળક જન્મે કે તરત સોયાણીની સાથે સાથે વકીલ રાખવો જોઈએ કે ભવિષ્યમાં તે બાળકના હક-વારસાને માટે વાંધો ન આવે તેવી જન્મ પત્રીકા તૈયાર કરે! ત્રીજું છુટાછેડા કે તલ્લાક પણ બંને પક્ષના એક વકીલની રૂબરૂજ આપી શકાય! કોઈ વ્યક્તિ બીજી વ્યક્તિનું હરણ કરીને નાસી જાય અને તેને ગાંધર્વ લગ્ન કરવાની ફરજ પડે તો તે પણ કોઈ વકીલની રૂબરૂ જ કરી નાંખે!

વધુમાં વકીલો પોતાના વારસદારોના હકનો વિચાર કરીને એવા કાયદા પાસ કરાવે તો પણ ચાલી શકે કેઃ-"હવેથી કોઈ રેલ્વેની ટીકીટ ખરીદે અને તે ખોવાઈ જતાં ઝઘડો ન થાય માટે ટીકીટ બારી પાસે વકીલ ઉભા રહે તેમની રૂબરૂજ ટીકીટ ખરીદવી! પોસ્ટમાં પારસલ રવાના કરવું હોય તો તે વકીલની રૂબરૂજ રવાના કરવું! મનીઓર્ડર કે વી. પી. પણ વકીલની રૂબરૂ રવાના કરવાથી ભળતા નામે પડાવી લેવાના ઝઘડા પતી જશે! કોઈને મિલ્કત ખરીદવી હોય કે લીલામથી વેચવી હોય! તે પણ વકીલની રૂબરૂજ તો કોઈને નોકરી જોઈતી હોય કે રાજીનામું આપવું હોય તો તે પણ વકીલની રૂબરૂજ કરવું! ઘણી વૈરીના ઝઘડા પણ વકીલની રૂબરૂજ કરવા! બાપ બેટાને શિખામણ આપે કે તમાચો મારે તે પણ વકીલની રૂબરૂજ આપે કે મારે! લોકો પોતાનાં છોકરાંને નિશાળે બેસાડે તે પણ વકીલની રૂબરૂજ! કબ્રસ્તાનમાં મુડદાં દાટવા કે મસાણમાં બાળવાની ક્રિયા પણ કાયદેસર વકીલની રૂબરૂજ થાય! આંક ફરકમાં ખીલાવાળા નાણાં હજમ કરી ભળતો નંબર જાહેર ન કરે માટે વકીલની રૂબરૂજ આંકફરક ઉપરપણ નાણાં મૂકાય! આ નિયમ જુગાર કે રેસને પણ લાગુ પાડી શકાય. મતલબ કે આ રીતે કોર્ટમાં ગયા વગર વકીલના ધંધા ધમધોકાર ચાલી શકે એમ છે. ફક્ત એવા કાયદા પસાર થાય એટલીજ વાર છે! "ભગવાન આપણા વકીલોનું રક્ષણ કરો!" આમીન!

*

# પ્રવાસ વર્ણન !

બ્હારગામથી આજે એક પત્ર આવ્યો હતો. લુગડાં ઉતારી વાંચવા જેવી બીના હોવાથી મારે તેને વાંચી સંભળાવવો પડ્યો મ્હારી બૈરીના બનેવીના મરણના એ સમાચાર તે પત્રમાં હતા.

“ અરરર ! બિચારૂં બહુ ભલું માણુસ, ગઈ સાલ હું મ્હા બ્હેનને ત્યાં ગએલી ત્યારે છોકરાંને માટે જાતે તાડપર ચઢીને થો. તાડફળી તોડી લાવેલા અને જેટલા દિવસ રહી તેટલા દિવસ દરરો બશેર ત્રણશેર બોરને જાંબુ પણ લઇ આવતા. બિચારો ગયો હ મ્હારી બ્હેનને દુઃખ પડશે. ” ઘરવાળીએ લાગણી દર્શાવતાં કહ્યુ

“ જે બનવાનું હતુ તે બની ગયું હવે નાહક શા માટે શો કરવો ? ” મે કહ્યું.

“ કેમ જુવાન પ્હાડ જેવી બ્હેન રંડાય ને શોક કેમ ન થાય ચાલો તૈયારી કરો એક બે દિવસ જઈ આવ્યા વગર છુટકો નથી.

હું ના કહું તો વળી જામે, એટલે ‘ ઠીક ’ કહી ઑફીસે ચાલ ગયો ને બે દિવસની રજા લઈ સાંજે ઘેર આવ્યો તો અનેક પોટલ તૈયાર થઇ ગયાં હતાં.

“ અરે ! બે દિવસ માટે આટલાં બધાં દસબાર પોટલાં ? કેપ્ટ કુક અને સુલેમાન શાહમહમદ લોધીઆએ આખી દુનિઆની મુસાફર કરી હતી તેમણે પણ આટલાં પોટલાં નહિ બાંધ્યાં હોય ! ”

"એમાં અકળાઈ શાના જાઓ છો? જુઓ, બાબુને કેડે બેસાડીશ, ને માથે મોટું પોટલું હું ઉંચકીશ. ત્રણ છોકરાં એક બીજાની આંગળી પકડીને ચાલશે, અને તમે બે પોટલાં ખભે ભેરવી બે હાથમાં લટકતાં રાખશો. ફરી વધશે તો એકાદ મજુર કરી લઇશું!"

"પણ ઈસ્ટ ઇંડીયા કંપની હિંદુસ્તાનમાં વહેપાર કરવા આવી ત્યારેય તે આટલાં બધાં ઘાંસડાં પોટલાં નહિ લાવી હોય? અને આપણે બે દિવસની મુસાફરીમાં આટલાં બધાં પોટલાનું લશ્કર!" મ્હારા આટલા ભાષણથી શ્રોતાને કંઈ અસર થઈ હોય એમ ન જણાયું. રાતના બાર વાગ્યા સુધી મુસાફરીની તૈયારી ચાલુ રહી. પાણીપતના યુદ્ધમાં બાબર સામે રાણાસંગને જેટલી તૈયારીઓ કરવી પડી હશે તેથીએ અમારી તૈયારી વિશેષ હતી. સવારમાં જલ્દી ચાહપાણીથી પરવારીને છોકરાંઓને કપડાં પહેરાવવા માંડ્યાં. બાબુને બધાં કપડાં પહેરાવ્યાં છેલ્લે એક બૂટ ન મળે. તેને શોધવા પાછાં બધાં પોટલાં છોડવાં પડ્યાં છતાં ન જડ્યો! ખૂબ શોધખોળને અંતે એક ઉંદરના દર આગળ બૂટની દોરી દેખાઈ મેં સાણસી વતી તે દોરી ખેંચી તો બૂટ નીકળી આવ્યો. મૂષક કલાકારોએ પોતાની કારીગરી બૂટપર અજમાવી હતી. બડબડતાં બડબડતાં મિસીસે બાબુને બૂટ પહેરાવ્યો. એટલામાં હું બધાં છોડેલાં પોટલાં બાંધવા લાગ્યો. વળી પાછી મોટી છોકરીની ઓઢણીની બૂમ પડી. શોધખોળને અંતે એક પોટલામાંથી મળી આવી. બધાં ક્વિકમાર્ચ માટે તૈયાર થયાં; આંગણે ઠરાવ્યા પ્રમાણે ગાડી આવી લાગી. બધાંને બેસાડયાં પછી બાબુને કેડમાં લઈ મિસીસે બેસવાની તૈયારી કરી ત્યાં તો બાબુએ

"પૂપૂ તલ્વું થે, પુપુ!" ની બાંગ મારી પાટલુનનો એક બટન ઉઘાડી દીધો અને ત્યાંને ત્યાં જ ઉભાં ઉભાં જ લઘુશંકા કરવાની માતાની આજ્ઞા અનુસાર બાબુએ અમલ કર્યો. મોટા મોટા યુનીવરસિટિની કેળવણી લઈ આવેલા અંગ્રેજીખાંઓ અને વિલાયત જઇને સુધરી આવેલા મીસ્ટરો સમય અને નાણાંના ભોગે ઉભાં

ઉભાં લઘુશંકા કરવાની પાશ્ચાત્ય કેળવણી પ્રાપ્ત કરે છે; તે તો અમાં
બાબુ બચપણથીજ શીખી ગયો હતો!

પગે ચાલીને ઘરમાંથી બહાર નીકળી ગાડીમાં બેઠાં એટ
અમારી મુસાફરીની શરૂઆત પગોથી થઈ અને પછી ગાડી મારફતે
ગાડી હંકારવા જ્યાં ગાડીવાળાએ ચાબુક ઉગામ્યો કે અનાયાસ
મારે બોલવું પડયું :—

" સબુર, ગાડી ઉભી રાખો! હું પૈસાનું પાકીટ ભૂલી ગયો છું!"

" તમે તે આવા ભૂલકણાજ રહ્યા!" બાબુની બાએ ઠપ
આપતાં કહ્યું.

" જુના કોટમાં પાકીટ રહી ગયું તે હું શું કરૂં?"

" ચાલો, હવે જલ્દી ઉતરીને કાઢી લાવો." હું ઉતરી
પાકીટ લેવા ગયો. એટલામાં ગાડીમાંથી બૂમ સંભળાઈ.

" જરા ખૂણામાંથી બાંધેલું ભાથું રહી ગયું છે તે પણ લેત
આવજો." હું ઘરમાં જઇને પાકીટ કાઢી ખીસામાં મુકી ભા
લઉં છું કે બ્હારથી બુમરાણ સંભળાઈ. ગાડીનો ઘોડો ભડકી ગ
હતો અને બબ્બે પગે ઉંચો થઈ જતાં, ગાડીવાળો કોઈને ભાંડત
હતો. મેં જઇને ઘોડાને લગામ આગળથી પકડયો. ત્યાર પહેલ
તો ગાડીની અંદર છોકરાંને પોટલાં બબ્બેવાર અંદર અંદર અથડા
ચૂકયાં હતાં! તેમને શાંત અને વ્યવસ્થિત કરતાં દસ મિનિટ વ
ગઈ. પછી પૂછતાં જણાયું કે એક લઠ્ઠધારી ફકીરને જોઇને ઘો
ચમકયો હતો. ખરે! જે ફકીરોને જોઈને પશુઓ પણ ભડકી જા
છે, તે નર રાક્ષસોને નિહાળતાં મનુષ્યો કેમ ન ચમકી ઉઠે! અં
અમારી ગાડી હંકારાઈ, હજુએ બાબુ તથા એક બાળકી ડુસ
ભરી રહ્યાં હતાં. તેમને એક એક પૈસાની લાંચ આપીને ચૂપ કર્યા
શું કરીએ? મોટા મોટા અમલદારોને પણ લાંચ આપીએ છીએ
તો ચૂપ થાય છે; ત્યારે આ તો રહ્યાં નાદાન બાળક! હું જાણું
કે બાળકોને નાનપણથી આવી આદત પાડવી સારી નહિ; પ

લાંચની તાલીમ મળે તો મોટાં થતાં એ બાળકો જરૂર મોટ અધિકાર પ્રાપ્ત કરે; કારણ કે લાંચ વગર મોટા અધિકારી થવા નથી એમ વ્યાસ ભગવાન ઑમ્બે ક્રોનીકલમાં લખી ગયા છે.

સુરત નામના પ્રદેશમાં અમારી ગાડી પહોંચી, ત્યારે અમે જોયું કે અમારા સ્વાગતની સંપૂર્ણ તૈયારીઓ થઈ ચૂકી હતી બેંડને બદલે મોટરના હોર્ન વાગી રહ્યાં હતાં અને તે સૂરમાં ગાડીન ઘંટ અને સાઇકલની ઘંટડીઓ તાલ આપી રહી હતી. દરેક દુકાન પર જુદા જુદા રંગના વાવટાઓ લટકાવેલા હતા. કોઈ કપડાન તો કોઈ પાટીઆના હતા. તેના પર સ્વદેશ પ્રેમના વાકયો કે રાષ્ટ્રીય સુત્રોને બદલે પોતપોતાના માલની તારીફ કરેલી હતી.

પ્રથમ સુરત પ્રદેશનો ચોકનામે જીલ્લો આવ્યો. એમાં તૂરક લોકોનું રાજ્ય જણાતું હતું. એક ઠેકાણે પુષ્કળ માણસો એકઠ થએલા જણાતા હતા અને એક માણસ મયુરાસન જેવા સિંહાસ પર બેઠો બેઠો થોડી થોડીવારે ઘંટડી વગાડતો હતો. ગાડી ઉભ રખાવી અમે એ જગ્યાનુ નિરિક્ષણ કર્યું તો જણાયું કે બેચાર વોલંટીઅરો ચાહ, કૉફી, સોડા ઈત્યાદિ વિષયો પર ભાષણ કર રહ્યા છે. મેં જાણ્યું કે "આસામના ચાહના બગીચાના એજંટે તરફથી અહીં સભા ભરવામાં આવી હશે!" પણ તે સભાના મૂખદ્વારપર લગાડેલો મુદ્રાલેખ વાંચ્યો ત્યારે મારી ભૂલ ભાંગી; કારણ કે તે મુદ્રાલેખમાં મોટા અક્ષરે લખેલું હતું "કમાલ હોટલ." મેં જાણ્યું કે "કમાલ પાશાએ તૂર્કસ્તાનમાંથી આવીને તો આ હોટલ નહિ કાઢી હોય! જુઓને ઈરાનના માજી શહેનશાહે પેરીસમાં પરફ્યુમરીની દુકાન કાઢી છે; તો પછી કમાલ પાશાએ હોટલ કાઢી હોય એમાં શંકાજ શી?" સામે બીજા ફુટપાથ તરફ દ્રષ્ટિ પડતાં ત્યાં બીજી હોટલ હતી ત્યાં "અનવર હોટલ" લખ્યું હતું. મેં ગાડીવાળાને પૂછ્યું "મિયાં સાબ ઓ કમાલ પાશા ઓર અનવર પાશા તૂર્કસ્તાનસે પરવારી ગીયા તો ઈધર આવીને હોટલ ઉઘાડી હૈ?"

"નહિ શેઠ, અનવર પાશાતો શહીદ હો ગયે હેં, ઔર કમાલ પાશા ગુઝરગયે હેં લેકીન બડે લોગોં કે નામસે કમા ખાનેકે લીયે યેહ હોટલવાલોંને નામ લિખ દીયે હેં!" અત્યાર સુધી તે મયુરાસન જેવા પાંજરામાં બેઠેલા જરીની ટોપી ને સદરીવાળા ગ્રહસ્થ તેજ કમાલપાશા હશે કે બીજું કોઈ! એવો વિચાર કરતો હતો તે શંકાનું સમાધાન થયું, અને કમાલ પાશાનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા મનમાંજ શાંત થઈ! ગાડી વિના કારણ થોભાવી જેથી ગાડીવાળો ગુસ્સે ન થાય માટે પાનવાળાની દુકાનેથી એક પૈસાની આઠ બીડી ખરીદી એક મેં સળગાવી અને બીજી ગાડીવાળાને આપી પણ તેણે ન સ્વિકારી કારણ કે તેતો પાર્શીંગ શોની પરદેશી બીડી ફુંકતો હતો. તેની કાંડીથી મેં મારી બીડી ચેતાવતાં પરદેશી માલના બહિષ્કાર વિષે એક ટુંકુ પણ મુદાસર વિવેચન કરી નાખ્યું. ગાડી ચાલુજ હતી, ચાલતી ગાડીએ ગાડીના માલિકે જવાબ વાળ્યો "પરદેશી માલકો જલા દેના ચાહીયે ઐસા ગાંધીનેબી લેકચરમેં કહા થા ઉસી રોઝસે હમ દેશી બીડીકો તલાક દેકર યે પરદેશી સીગરેટકો જલાતે હેં!" હું તેના સચોટ ઉત્તરથી મુંગોજ થઈ ગયો. આગળ જતાં ભાગાતલાવ આવ્યું ત્યાં મેં ઘણીયે આંખો તાણીને અવલોકન કર્યું, પણ તળાવને બદલે ખબોચીયુંએ ન દેખાયું! મેં ગાડીવાળાને પૂછ્યું "મિયાં સાબ! ઈધર ભાગાતલાવ કેહતે હેં પણ કોઈ તલાવતો દેખાજ નહિ દેતા હય?"

"હમનેભી કભી યહાં તલાવ નહિ દેખા મગર યહાં પહેલે તલાવ હોગા, વોહ યહાંસે કહીં ભાગ ગયા હોગા ઈસીલીયે ઈસકો ભાગાતલાવ કેહતે હેં!" મને આ ખુલાસો વ્યાજબી લાગ્યો. આગળ જતાં કેળાંપીઠનો બ્રીજ આવતાં લંડનનું સ્મરણ થયું. ટેમ્સ નદીને બદલે કેળાંપીઠની સાંકડી બજાર અને તેમાં લંગરાએલી નાની હોડીઓ ને સ્ટીમ લોંચોને બદલે સડેલું ફ્રુટ, બોર, કોઠાં વગેરે વેચવા બેસેલી ઘાંચણો! દૂરથી કેળાં, દ્રાક્ષ વગેરેનાં દર્શન

થતાં ગાડીમાં બેઠેલા મારી સાથના બીજા પેસેન્જરોએ તે તરફ આંગળીઓ લંબાવી ઉપરાઉપરી દરખાસ્તો રજુ કરવા માંડી. વળી એ દરખાસ્તોને બાબુની બાએ સજ્જડ ટેકો આપી દીધો જેથી તેને અમલ કરવાનો મારી ઉપર સ્ટેન્ડીંગ ઓર્ડર છૂટયો.

"બાબુના બાપા ! આ છોકરાં બિચારાં કયારનાં કળકળે છે. બે ડઝન કેળાં ને અર્ધો શેર દરાક લઈ આવોતો."

"પણ ચાલતી ગાડીએ શી રીતે લાવું ?" એટલામાંતો બાબુની બાએ ગાડીવાળાને ગાડી ઉભી રાખવાનું કહ્યું પણ ગાડીવાળાએ ચાલતી ગાડીએ જ જવાબ વાળ્યો.

"ઈસસે ભાગલપે સસ્તા મીલેગા." આગળ જતાં કણપીઠ જીલ્લો આવ્યો નામ કણપીઠ હતું પણ ત્યાં દાણાની દુકાન એકે ન હતી! આશ્ચર્ય! આવા જુઠ્ઠાં નામો શા માટે રાખ્યાં હશે ? કણપીઠ જીલ્લામાં પ્રવેશ કરવાનું બારૂં કે જેને લાલગેટ કહેવામાં આવે છે તેનો રંગ પણ ધોળો હતો ? "શું સુરતના પ્રદેશમાં લાલ અને ધોળો એકજ મનાતો હશે ? કે ધોળી ગેટને બદલે ભૂલથી લાલગેટ કહેતા હશે કે કોઈએ એક રાતમાં લાલની ધોળી કરી નાખી !"

બાજુમાં રાણીતળાવનો મુલક હતો, ત્યાં પણ કોઇ રાણીનું તળાવ ન્હોતું દેખાતું ! "બધાજ પ્રદેશોનાં નામ જુઠ્ઠાં કેમ ?" આગળ જતાં ભાગળનો મૂલક આવ્યો. ત્યાં બહુમતિના ઠરાવને માન આપી કેળાં, દ્રાક્ષ વગેરે ખરીદવા ગાડી ઉભી રખાવવી પડી.

"શેઠ, અબ ફક્ત પંદરા મીનીટ બાકી હય, ફિર ગાડી ચલી જાએ તો હમ જુમ્મેદાર નહિ!" કુદરતી રીતેજ ગાડીવાળાનું વાકય મારી તરફેણમાં નીકળ્યું. "સારૂં, તો હાંકે રાખો."

"શું હાંકે રાખો ? મિયાં સાબ ઉભી રાખો, એક મિનિટમાં કંઈ ટેમ જતો નહિ રહે! ને તમારા પૈસા વપરાઈ જાય તેથી જ આમ કરો છોને! છોકરાં રડે છે તે તરફ તો ધ્યાન આપો, લ્યો જલ્દી ઉતરો!" ગાડી ઉભી રાખવી પડી ને હું ઉતર્યો. એટલામાં વળી બાબુએ રમકડાંની દુકાન તરફ હાથ લંબાવ્યો કે બીજો ઓર્ડર છૂટ્યો.

"બે ત્રણ રમકડાં પણ સારાં જોઇને લેતા આવજો." મ્હારા સાહેબો, મારૂં માનો તો આ નાલાયક મુલકમાં હવેથી બૈરાં છોકરાં સાથે આવવાનું માંડી વાળશો. કારણકે થોડીવારમાં જ અઢી રૂપીયાનું ઘમસાણ વળ્યું હતું. હવે ગાડી આગળ ચાલી. હવે ધાસ્તી ભરેલો ધાડપાડુ અને પીંઢારાઓનો મુલક આવતો હોવાથી મિયાં સાબને ગાડી જલ્દી હાંકવાનું કહ્યું. કોઈ દિવસ પણ બૈરીઓને સાથે લઇને એ નવાપરાના મુલકમાં જવાનું સાહસ ન કરતા. ને ભૂલચૂકે ત્યાં જવાનું સાહસ કરશો, તો એ બૈરીઓના ધણીઓના શત્રુ ઝવેરીઓ જરૂર જરૂર તમારૂં ખિસ્સું સાફ કરી નાખશે. અમારી ગાડી ઝપાટાબંધ ચાલતી હતી. પણ એનું સત્યાનાશ જાય પેલા ચોકઠામાં ઉભા રહેલા પોલીસે આડો હાથ કરી થોભાવવાનો ઈશારો કર્યો અને તે પણ એક ભપકાદાર દુકાનની સામે જ. નાકપર આંગળી ફેરવતાં મારી પડોશમાં બેઠેલાં બાનુએ કહ્યું.

"લ્યો, જરા આ જડમાંથી નંગ નીકળી જાય છે; તો બીજી સારી જડ બદલી લાવો. બે ચાર રૂપીઆ આપવા પડે; તો સામું જોશો નહિ ને તમે તે દિ બાબુ માટે વીંટી લાવવાનું કહેલું; તે પણ લઈ લેજોને કે ફરીથી ધક્કો ન ખાવો પડે."

"પણ શોક પ્રસંગે જવાનું તેમાં આવા ઠાઠની શું જરૂર છે?" અમારા વાદવિવાદમાં ગાડી આગળ ચાલી. ટાવરમાં જોયું તો સાડા દસમાં દસ મિનિટ બાકી હતી. ગાડી જોરથી હંકારાઇ. પાંચ મિનીટમાં સ્ટેશન આવ્યું પણ અમારો લાખા વણજારા જેવો વેશ નિહાળીને બી. બી. ભરૂચ ભણી નાસી ગઇ! અમે દીલગીર ડાચે સ્ટેશનમાં ધામો નાખ્યો. ગાડી જતી રહી તેનો મને અફસોસ ન હતો કારણ કે વખતની ભલે બીજાઓને કીંમત હોય આપણને નથી. બીજી ફાસ્ટ ગાડી ત્યાર પછી ત્રણ કલાકે આવતી હતી. એટલા લાંબા સમયમાં મારી "એક અબળા" અને તેનાં અનેક બાળકો મારી પાસે કેવા કેવા ખેલો ભજવાવ્યા હશે; તે તો અમારા જેવા

અનુભવીઓ જ જાણે. પેલા વાંઢાઓ તે શું પીછાણે? થોડીક વાર રેલ્વેનું ટાઈમ ટેબલ વાંચવામાં પસાર થઈ હશે; કે બાજુથી મોટી ત્રણ વરસની બાળકી કેળાં ખાધેલા ખરડેલા હાથે જ મારા ડ્રાઈકલીંગ કરાવેલા રેશમી ખાદીના કોટને ખેંચવા લાગી. મેં તરત તેનો હાથ પકડી લીધો પણ તે પહેલાં એનો પંજો કોટપર ક્યારનોયે લાગી ગયો હતો. હું મનમાં બડબડયો પણ નાના બાળકને શું કહી શકાય? મારે કેળું ન ખાવું હતું છતાંએ હઠ કરી ને બાજુએ પોતાનું ખાતાં વધેલું ધૂળવાળા હાથથી મેલું થઇ ગયેલું કેળું મને ખવરાવવા મારા મોઢા આગળ ધર્યું. મેં પોઝીશન ખાતર તેને તેમ કરતાં ઘણુંએ રોકયો, પણ તેણે તો રડીને મારા મોઢામાં કેળું ઘલાવ્યું ત્યારે જ ચૂપ રહ્યો! મેં તેની નજર ચુકવીને કેળું ફેંકી દીધું. નળપર લઇ જઇ બધાં બાળકોના હાથ ધોવરાવ્યા. એટલામાં "દાળ ચેવડો" ખાવાનું બધાને સાથે મન થઈ ગયું. તે પણ અપાવ્યો. બધાનાં થોડાં થોડાં કપડાં બગડયાં અને સાથે મારા કોટને પણ એક બે પીળા ડાઘ પડયા, જેથી આપણી કીર્તિને તો ત્યારથી જ કલંક લાગી ગયું હતું! આ વરઘોડામાંથી માંડમાંડ પરવાર્યો કે બાજુને ગુરુશંકા કરવાનું સુઝયું. તેના નામ પર બે ચાર મુઠ્ઠી ધૂળ વાળી. ત્રણ કલાકે નાકમાં દમ આવ્યો ત્યારે ફાસ્ટ ટ્રેન આવી ટીકીટ લીધી અને બધાં ગોઠવાયાં ઉભી ત્રણ લીટીવાળા (III) ડબામાં. કારણકે (II) બે લીટીવાળા અને (I) લીટીવાળા ડબાંમાં તો એકલવાયા સ્વાર્થી અને મુંગો મુંઝારો થયો હોય એવા જ માનવ પ્રાણીઓ બેસી શકે! અમારા જેવા ધાંધલીયા પ્રવૃત્તિના માણસોને તો થર્ડ કલાસ જ વધુ ગમે કારણકે તેમાં અનેક અનુભવી, પરોપકારી, ઠરેલ, વિદ્વાન અને ચાલાક માણસોનો (અને કોઈ વેળા લુચ્ચા, લફંગા કે ખિસ્સા કાતરૂઓનો પણ) સંત સમાગમ થાય છે!

મતલબ કે ભીડ ઘણી હતી, શારદા બીલની ધાકે લોકો ઢીંગલા ઢીંગલીનાં લગ્નો કરાવતા હોવાથી ગીરદીનું તો પૂછવું જ શું? પણ

તોએ ઠીક જગ્યા મળી. આવી જગ્યાએ બોલનાર માણસ જીતી જાય છે. ગાડી ઉપડી કે,

"દરાજનું મલમ અને બામ" એ વિષય પર મેંડકની ઢબે એક ભાઈ ભાષણ કરવા લાગ્યા, એટલામાં એક આંધળા ફકીરે કવ્વાલી છેડી. આથી પેલા વક્તા, ફકીર પર છેડાઇ પડ્યા. આ ઝગડામાં વચ્ચે પડી અમે બંનેને ચુપ કર્યા."

"મારૂં માથું દુઃખે છે જરા એક બામની શીશી લઇ લોને." બાબુની બાએ કહ્યું.

"ગાડીમાં તો કચરા જેવી દવાઓ વેચાય !" એ વિષય પર મેં ઘણું લાંબું પણ છાનુંમાનું વિવેચન બાબુની બા એકલી સાંભળી શકે એમ કર્યું કારણ કે દવાવાળો સાંભળે તો તેને માઠું લાગે, અને બીજા મને કંજુસ ધારે. મારા રેલ્વેના લાંબા અનુભવથી મેં જોયું છે કે તેના પેસેન્જરોમાં સ્ત્રીઓના હિમાયતી ઘણા અને પુરુષોના હિમાયતી તો થોડાકજ હોય છે! મારા આ વિવેચનની અસર ન થઈ, અંતે ચાર આના કડવા કરી એક બામની શીશી લીધી. તેમણે કપાળે લગાડયું ને તરત તે તરફ બાબુની નજર પડતાં રમકડા તરીકે તેનો ઉપયોગ કરવા મંડ્યો. એવામાં આવ્યો તાપીનો પૂલ એટલે ચારે છોકરાં બારી આગળ ચોંટયાં અને સૂચક પ્રશ્નો પૂછવા લાગ્યાં.

"બાપા, બાપ, ધુઓ પેલું ભો દેખાય." બાબુથી મોટી છોકરી બોલી.

"એ કંઈથી આવેચ બાપા ?" તેનાથી મોટી છોકરી બોલી.

"ખરા ઉનાળામાં આ લોક બપોરે કેમ તાપવા બેઠાચ ?" તેનાથી મોટી છોકરી બોલી.

"એ લોકો તાપવા નહિ પણ મુડદાં બાળવા એકઠા થયાચ અને આ બધું પાણી તો પહાડમાંથી આવેચ." મેં સામટો ઉત્તર વાળ્યો.

"તે બાપા, પા'લ શું હશે ?" બાબુથી મોટી છોકરી બોલી.

"બહુ ઉંચો ટેકરો હોય તે પહાડ કેવાય ?" મેં કહ્યું.

તેટલામાં અંદરથી બાબુની બાનો અવાજ આવ્યો એ ચીચકાંને બારીએથી અંદર તાણી લ્યો નહિતો એકાદ ગબડી પડશે."

"હા અમારી મોટી બેનનો નાનો છોકરો ગઈ સાલ પડી ગએલો.' એક બીજા પેસેંજરે વગર બોલાવ્યેજ અનુમોદ પણ આપી દીધું.

"ગારીનું કામ ઘનુંજ ખરાબ છે. ગઇ સાલની આગલી સાલ મારી કીંમતી પાઘરી પરી ગઈ ઉતી; જેથી મેં સાંકલ તાની તો પચ્ચાસ રૂપીઆ દન ભરવો પરીયો; ત્યારે આયતો પોરીયાં છે જેથી દન તો ના થાય પન મરી જાય તો પંચકેસની કેતલી કરાફૂત!" એક પારસી પેસેંજર તરફથી વધુ ટેકો મળ્યો. એવામાં બીજાઓને પૈસા ફેંક્તા નિહાળીને બબુએ બામની બાટલી તાપીમાં પધરાવી દીધી. પૈસા નાખનાર તો પૂન્ય કરવાનું સમજીને નાખતા હતા ત્યારે બામની બાટલી નાખનારે શાકારણથી નાખી હશે? તે તો નાખનાર પણ જાણતું ન હતું!

"કદાચ તાપી માતાનું કોઈ દિવસ માથુ દુઃખે તો બામ ખપ લાગે એ હેતુ હોય!"

હવે ચક્કર આવવાથી બાબુની બાને ઉલ્ટી થઈ. એને ગાડીમાં દરવખત ઉલ્ટી થાય છે જ. અજુબાજુના પેસેંજર ગભરાઇને ઉઠી ગયા. બીજું સ્ટેશન આવતાં મેં ધૂળ નાખી અને એક સીટપર તે લાંબા થઈને સૂઇ ગયાં. પેલા પરોપકારી પેસેંજરો અનેક તરેહની દવા બતાવવા લાગ્યા. જગ્યા પુષ્કળ મળી જેથી આપણે શાંતિથી બેઠા હતા. કોઇની દવા કાને ન ધરી. મને પરોપકારી ઇંડીયનો વિષે વિચાર આવ્યો કે આ તેજ પરોપકારી ઈંડીયનો છે; જેમણે ગોરાઓ ઉપર દયા ખાઇને તેમને હિંદુસ્તાન સોંપી દીધો કે "હશે બિચારાઓનો નાનો સરખો સાંકડો દેશ હોવાથી ભલે આપણા મુલકમાં પડ્યા રહે!" બાબુની બાતો સીટ પર સૂઈ ગયાં; જેથી ચાર બાળકોને લઈને મારે બેસવું પડયું.

જેમ કૂકડી પોતાનાં બચ્ચાંઓને પાંખમાં સમાવે છે; તેમ એક હાથ તરફ બબ્બેને રાખ્યાં. આગળ ત્રીજા સ્ટેશનેથી ગૌરક્ષાની પેટીવાળો ચઢ્યો તો તેની આગળના સ્ટેશને અનાથઆશ્રમવાળો આવ્યો. એમ ઉપરા ઉપરી અનેક ચઢાઈઓ થવા લાગી. જગ્યા થોડી તેવામાં વળી "અંધે લુલેકી જોડી દે દાતાર" કરતું પાંચ સાત માગણીઆતોનું ટોળું ઘુસી ગયું! આપનારાઓ કરતાં માગનારાઓ વધી પડયા. આંધળાઓની ટોળીના આગેવાને અમારી તરફ પણ હાથ લંબાવ્યો, બધા તેમને પૈસા આપતા હતા ત્યારે બાબુએ તેના લંબાવેલા હાથમાંથી એક પૈસો ઉઠાવી લીધો. ડબામાં બધા ખડખડ હસી પડયા.

"આય ભિખારીઓએ જ આપરા મુલકને મુફલેસ બનાવી દીધોચ." પારસી પેસેંજર ઉચ્ચાર્યો કે બીજાએ તેને ટેકો આપતાં કહ્યું.

"તૂર્કસ્તાનમાં કમાલ પાશાએ જેમ બધા સાધુઓને જેલ ભેગા કર્યાં છે તેમ અહીં પણ થવું જોઇએ." એવામાં વળી કોઈ ધોળી ટોપીવાળા મહાશયે કહ્યું "આપણી સરકારની રાજ્યનીતિ એવી જ છે કે દર વરસે લાખો ભિખારી વધે! અંગ્રેજી રાજ્ય પહેલાં આટલા ભિખારી કયાં હતા? માટે પ્રથમ અંગ્રેજી સરકારની પાસેથી આ દેશ આપણે લઈ લઈશું તો પછી ભિખારીઓ આપોઆપ મરી જશે!"

"પણ પહેલાં હિંદુ-મુસલમાનોના ઝગડા તો પતાવો?" મે કહ્યું.

"પરદેશી તંત્ર જ્યાંસુધી આ દેશમાં છે; ત્યાંસુધી એ ઝગડા પતશે નહિ. કારણ કે અંદર અંદર વધાવવામાં પરદેશીઓને લાભ છે." ધોળી ટોપીવાળા મહાશયે વળી પાછો સરકારપર ઉભરો ઠાલવ્યો.

"એતો ઠીક પણ સ્વરાજ્ય વિષે આપનો શો મત છે?" મેં તેને પૂછ્યું.

"લોકોમાં સ્પીરીટ આવ્યો છે એટલે ચોકસ સ્વરાજ્ય થોડા સમયમાં મળી જશે એમ અમારૂં મંતવ્ય છે." મેં તેજ વખતે ખૂણામાં ઉભેલા એક ભિખારી તરફ આંગળી દેખાડીને ધોળી ટોપીવાળા મહાશયને ડરાવવા કહ્યું:

"જુઓ પેલો દૂર ઉભો છે એ ડિટેકટિવ છે." એટલું કહેતામાંતો તે સ્વરાજ્ય લેવાને કમર કસીને આવેલ મહાશય ગૂપ-ચૂપ થઈ ગયા. એવામાં પાછલી બેઠકમાં ધક્કા ધક્કી ચાલી. જગ્યાની તંગાશની એ ધમાલ હતી. કોઈએ ત્યાં બેઠેલા વરરાજાના બાપનું પાઘડું માથાપરથી ગબડાવી દીધું. તેથી જાનૈયાઓ તેનાપર તપ્યા હતા! આ ખેંચાખેંચી નર્મદાનો પૂલ આવતાં સુધી થઇ. બીજી બાજુ સીટપરથી બાબુ લપસીને નીચે પડ્યો તેના ભેંકડાએ મારૂં ધ્યાન ખેંચ્યું. તે કેમે કરી ચૂપ ન થયો. અંતે ભરૂચના સ્ટેશને તરબુચ અપાવ્યું ત્યારે તેના આંસુ રોકાયાં. કમબખ્ત ભરૂચનું પ્લેટફોર્મ પણ ઘણું જ લાંબુ, અને વળી બીજા લોકોએ પોર્ટરો રોકી લીધેલા જેથી ત્રણ આંટા ખાઈને જંબુસર લાઈનના સ્ટેશનપર પોટલાં મૂકી આવ્યો. મારા જેવા આબરૂદાર માટે આ શરમનો પ્રસંગ ખરો પણ કેમ કરીએ? વળી પાછી ત્યાં એક કલાકની નજર-કેદ થઈ કારણકે આમોદના સ્ટેશને ગાર્ડનો ડબો પડી રહ્યો હતો ને ગાડી નાસી આવી હતી; જેથી પાછે પગે તો ડબાને ઘસડી લાવવા ગાડીને જવું પડયું હતું! તરબુચના બે ત્રણ ટ્રેડમાર્ક શિક્કા બાબુ તથા તેની બ્હેને મારાં કપડાં પર પાડી દીધા હતા. જંબુસરની ગાડી આવી તેમાં બેસીને પોટલાં ગણ્યાં તો એક ઓછું હતું. એક પોટલું બી. બી. માં રહી ગયું.

"તમે તો આવાને આવા જ રહ્યા?" તેણે સુતાં સુતાં કહ્યું.

"આઠ પોટલાંને ચાર છોકરાં મળી કુલ્લે એક ડઝન થયાં! તેમાં હું તે કેટલાંની સંભાળ રાખું?" એવામાં પાસેની સીટપર કોઇએ મારા ખભાપર હાથ ઠોકતાં કહ્યું.

"કેમ મી. બેકાર આટલેથીજ થાકી ગયા કે શું?" મેં પાછું ફરી જોયું તો અમારા પુરાણો દોસ્ત શંકરીયો દેખાયો.

"તું તો વાંઢો રહ્યો એટલે આ પીડાની તને શું ખબર? પણ તું કયાં જાય છે?"

" વાંઢા મેણું ટાળવા યા લગ્નની તૈયારી કરવા."

" શંકર, સુખી થવું હોય તો માંડી વાળ; નહિ તો આ આપદા ભોગવવી પડશે. જોતો નથી કે હું કડક અસ્ત્રીદાર સાફસુ કપડાં પહેરનાર તેના કોટપર કેટલા બધા ડાઘા છે!"

" એ ડાઘા નથી પણ પિતૃવાત્સલ્યના મેડલ છે!"

" પણ આવા ઢંગમાં કોઈ છાપાનો એડીટર જોઈ જાય; આવો જાણીતો લેખક અને આવા ઢંગ!"

" ને સાહેબ જુવે તો તમને પાણીચું જ પકડાવે!" વળી તે દરમિયાન શંકરીયાએ બાબુને ખોળામાં બેસાડ્યો પણ બાબુએ તેના હેતનો બદલો પ્રવાહી રૂપે વાળ્યો. શંકરીઆનો કોટ પણ ભીંજાઈ ગયો.

" લે જોઇ લે પરણવાની મઝા!"

" તો શું આવાંજ કારણોએ લોકો સાધુ થઇ જતા હશે?"

" ત્યારે બીજું શું?"

" તો બર્થ કંટ્રોલની ચળવળ પણ કંઈક સાચી ખરી જ!"

" કંઈ શું? બધી જ રીતે સાચી છે!" એટલામાં ટીકીટ ઈન્સપેકટર આવ્યા.

" ટીકીટ બતાઓ." બધાએ ચપોચપ ટીકીટ બતાવવા માંડી. બે ત્રણ ટીકીટ વગરના હતા તેમને ધમકાવ્યા પણ તે ધમકીને ગણકારે એમ કયાં હતા? ગૂપચૂપ બેસી રહ્યા. આપણી ચાર ટીકીટોમાંથી ત્રણ ખિસ્સામાંથી નીકળી અને એક ગુમ થઈ હતી. ટીકીટ કલેકર સાહેબ મેસ્મેરીઝમ અજમાવતા હોય તેમ મારી સાથે " જરા નયનોસે નયનો મિલાય ગયો રે " જેવી સ્થિતિમાં ઉભા.

" ટીકીટ કયાં છે?" તેમણે પૂછયું.

"ક્યાં છે તે જાણતો હોઉં તો બતાવતાં શું હાથ દુઃ-જતા હતા ?"

"નહિ ચાલે, બીજા બહાનાં; કાયદેસર પૈસા આપવા પડશે !

"અરે ! મીસ્ટર, પણ તમે તે કોઈ સદ્‌ગૃહસ્થની ઈજ્જત લેવા બેઠા છો કે શું ?"

"હું શું જાણું કે તમે સદ્‌ગૃહસ્થ છો ?"

"તો શું મવાલી છીએ ? હું જરૂર તમારા પર અપમાન ફરિઆદ માંડીશ !"

અમારી તો ગરમાગરમ તકરાર ચાલી. એવામાં બાબુન હાથમાં અર્ધી ચવાએલી ટીકીટ મળી આવી. ખિસ્સામાંથી કાઢત પડી ગએલી તે એણે રમવાના ઉપયોગમાં લીધી હતી ટીકીટ જોતાં સાહેબ ચાલ્યા ગયા. નર્મદા વટયા પછી જાણે પંજાબ પ્રાંતમાં વિહરત હોઈએ એવો ભાસ થતો હતો. જ્યાં ત્યાં મોટા ફેંટા વીટાડેલા ધારીઆંવાળા પટેલ ભાયડા નજરે પડતા. એ સ્વમાનવાળી પ્રજાને જોઈ આનંદ થતો. એમની વાતોમાં ખૂબ મઝા પડતી. એક ફ્લેગ સ્ટેશને કોઈ ધારીયાળો જુવાન ઉતર્યો, ગાર્ડે તેની પાસે ટીકીટ માગી

"ટીકીટ લાવો !" ત્યારે તેણે જવાબમાં ધારીયું દેખાડ કહ્યું; "આ રહી ! ?...ગાર્ડ આંખ આડા કાન કરી બીજા પેસેંજરે પર રોબ જમાવવા ચાલ્યા ગયા. તે જવાન ત્યાં ઉભોજ હતો એવામાં સીટી થઈ. ગાડી ઉપડવાની તૈયારીમાં એક ડોસી ગાડીમ ચઢવા લાગી. ગાર્ડે તેનો હાથ પકડી ખેંચી રાખીને ગાડી જરા વધુ સ્પીડમાં આવતાં પોતાના છેલ્લા ડબામાં જ્યાં ચઢવા જાય છે કે પેલા જુવાને એનો પગ પકડી ખેંચી લીધો. ગાર્ડે બૂમ મારી,

"પોલિસ, પોલિસ !" પણ પોલિસ ત્યાં ક્યાં હતી ?

"એ ડોસીને કેમ ન ચઢવા દીધી ?" જુવાને કહ્યું.

"ચાલતી ગાડીએ કોઇને ચઢવા દેવાનો કાયદો નથી." ગાર્ડે કહ્યું

" તે કાયદાને લીધે તો મેં તમને અટકાવ્યા. કોઈને ચાલતી ગાડીએ ચઢવાનો કાયદો નથી...?" તો પછી ગાર્ડ ખસીઆણું મોઢે બેઠો, " બળીઆના બે ભાગ " અહીં બરાબર નિહાળ્યા. બાબુએ ફરીથી છી...છી...ની બૂમ પાડી. આ ગાડીમાં બાજરૂ હોતું નથી. ચાલુ ગાડીએ કરવું પણ શું ? કંઈ વિચાર ન સૂઝ્યો. અંતે એનીજ મેલી ટોપીમાં છી...કરાવી સુધરેલી ઢબે ગાડીમાંથી બહાર ફેંકી ! આ છે મારા પર વિતેલી વિતક. કોઈ ગપગોળો ન સમજી લેતા ! પાંચ વાગે માંડમાંડ જંબુસરનું સ્ટેશન આવ્યું. પછી બેઠા ગાડામાં. ધૂળથી બધાના મોઢાં એવાં થઈ ગયાં હતાં કે કોઈ ઓળખી શકતું ન હતું મતલબ કવાંદર જેવી હાલતમાં અમારી સ્વારી ગામ ભેગી થઇ.



# અંટોળદાસે ઉદ્ધાર કર્યો !!!

કામદાર કરસનદાસનો આખા તરભાણુ સ્ટેટમાં શિક્કો જામતો. જો કે આમ તો તરભાણુ સ્ટેટ ખોબલી જેટલું હતું, એના તાબામાં એ ચાર ગામડાં જ હતાં; છતાં દરબાર લખુભાની મૂછોના આંકડા અને માથે વીંટાડેલા ફાળીયાનો કાગળના જાપાની પંખા જેવો છોગો તો જાણે લખુભા કોઈ ચારસો–પાંચસો ગામોના હાકેમ હોઈ એમ ભાસ કરાવતો. દુનિયાનું એવું કોઈ વ્યસન નહિ હોય કે જે લખુભાને કામદાર કરસનદાસે ચોંટાડયું ન હોય! શહેરના કોઈ પણ ઘરની દીવાલ પર નાટક, સીનેમા, સરકસ, અને જુદી જુદી જાતની દવાનાં વિવિધરંગી પોસ્ટરો લાગી તે દીવાલની ખુબસુરતી વધારી મૂકે; તેમ જુદાં જુદાં વ્યસનોએ કરીને લખુભાની શારીરિક ખૂબસુરતી વધી ગઈ હતી! કપડાંનો ઠાઠ તો ભારે હતો જ; પણ શરીરનો ઠાઠ એવો હતો કે જો કોઈ બકરીનું પાસું લાગે તો ય દરબાર ગોથું ખાઈ જાય! ઘઉંના ખેતરમાં ઉભા કરેલા ચાડીયા જેવી દરબારની શારીરિક સંપત્તિ હતી.

મતલબ કે વ્યસનના ઘેનમાં દરબાર પડયા રહે; તેમ તેમ કરસનદાસ કામદારના કાર્યનો વેગ વધતો જાય. રાજ્યનું બધું સુત્ર સંચાલન કરસનદાસના હાથમાં જ હતું. જેમ ખરાબ લોહી ચૂસવા માટે જળો વળગાડવામાં આવે છે; તેમ જ્યાં જ્યાં નજરે પડે ત્યાંથી ખૂબસુરત ખવાસણો લાવીને લખુભાની તહેનાતમાં કરસનદાસ રજુ

કરી દેતા. જેથીસૌંદર્ય અને સૂરાના ઘેનમાંથી ભાગ્યે જ લખુભાને બીજી દુનિયાનું ભાન રહેતું! દરબારની તિજોરીમાં ઉંદરડા આળોટતા હતા; પણ કામદારનો પટારો રૂપિયાથી છાંફતો હતો. જુઠ્ઠા દસ્તાવેજો કરવા, વખત આવે તો ધાડો પણ પડાવવી, રૈયતને અનેક રીતે શામ, દામ, દંડ ને ભેદની નીતિથી નીચોવવી એ કામદારનું નિત્યકર્મ હતું. પ્લાસીની લડાઈવાળા અમીચંદથી કરસનદાસ કોઇ રીતે ઉતરે એમ ન હતા! રાજાના હજુરીયાથી માંડીને કારભારી સુધીનો અને દલાલથી માંડીને ગુરુ સુધીનો પાટ કરસનદાસ સારી રીતે ભજવી જાણતા. ટુંકાણમાં એની વાણીયાશાઈ સોળે કળાએ ખીલેલી હતી! લોકો બહારવટીયાઓથી ન ડરે એટલા કામદાર કરસનદાસથી ડરતા હતા. એમની વડોદરાની જલેબી જેવી આંટીઘુંટીવાળી પાઘડી " આંટા એટલા રાંટા "ની કહેવતને ખરી પાડતી! શિઆળ જેવું એમનું મોઢું અને બગલા જેવી વૃત્તિ પહેલી જ નજરે જણાઈ આવતી! એમની ગીધ જેવી તીણી આંખો એક્ષરેનું કામ કરતી અને એમનું ચીબું નાક ગંધ પારખવામાં અજોડ ગણાતું! જેમ અલીબાબા " સમસમ ખુલજા " કહેતો અને દરવાજો ખુલી જતો; તેમ તપખીરના એક જ સડકાથી કરસનદાસનો મગજ ખુલી જતો અને પવન વેગે કામ કરવા લાગી જતો! કરસનદાસ આમ તો દરેક રીતે સુખી હતા, પણ એમને ખોટ હતી તો એક વારસદારની. એક, બે, ને ત્રણ ત્રણ ઘરવાળીઓ સંઘરી હતી, પણ સંતાનનું મોઢું જોવાનું ભાગ્ય સાંપડયું ન હતું. લોકોના નિસાસા તેમને આમ નડયા હતા. કરસનદાસની ત્રણે ઘરવાળીઓએ એકે એક માતાની બાધા રાખી હતી, રોકડીયા હડમાન પર સવા સવા મણ તેલ ચઢાવવાની બાધા રાખી હતી, જોગી, જતિ અને પંડાઓને હાથ પરખાવી પરખાવીને રેખાઓ ઘસી નાંખી છતાં ઘરમાં ઘોડીયું ન બંધાયું! એક તરફ કરસનદાસ લૂંટીલાટીને ઘર ભરતો; ત્યારે બીજી બાજુ ઘરમાં ઘોડીયું બંધાવાની આશાએ એની ઘરવાળીઓએ ઠીક ઠીક સખાવત આદરી હતી. સાંઈ–ફકીરો, અને સાધુ–બાવાઓનું ઠીક ભાગ્ય ઉઘડયું હતું.

મહા મહેનતે કરસનદાસની નવી વહુને સારો દા'ડો જોવાનું ભાગ્ય સાંપડ્યું. પુત્ર થયો. બધા રાજ્યમાં સાકર વહેંચાણી. પુત્ર લાડકો હોવાથી હળવું નામ પાડયું, અંટોળદાસ. હવે કરસનદાસના આનંદનો પાર ન હતો. આમ એક તરફથી એના આનંદનો પાર ન હતો; ત્યારે બીજી બાજુ એમનો બનાવેલો એક જુઠ્ઠો દસ્તાવેજ એજન્સીમાં પકડાઈ જતાં કામદારને ચોવીસ કલાકમાં રાજની હદ છોડવાનો એજન્સીનો હુકમ મળ્યો. લેવાય એટલા લબાચા બાંધીને કરસનદાસ ગામ છોડી ગયા. પુત્ર કપગલાંનો ગણાયો. જાહોજલાલી અસ્ત પામી. આજુબાજુ ગામેગામ કરસનદાસ પોતાની જાહોજલાલીના સમયમાં સારી રીતે વગોવાએલો જેથી એને કોઈ ગામમાં આસરો મળતો નહિ. અંતે કાઠિઆવાડમાંથી ગુજરાતમાં આવ્યો ત્યારે ઠેકાણે પડયો.

માણસોની દલાલી પડતી મૂકી ઢોરોની દલાલી કરવા લાગ્યો તોય દા'ડો ન વળ્યો. ત્રણ ભેંશ પાલવવાં એ ત્રણ હાથી પાલવવા જેવું લાગ્યું; જેથી બે હાથીને છુટા કર્યા! પછી ઢોરોની દલાલી પડતી મૂકી લાકડાં ને કોયલાની દલાલી શરૂ કરી; પણ તેમાં ય અંતે હાથ કાળા થયા! છેવટે ઘાસની દલાલીમાં હાથ નાખ્યો; પણ તેમાં ય હાથ ખાલી રહ્યા, કાંદાની દલાલીમાં ય કંઈ ન વળ્યું! આમ જે ધંધામાં પડે તે ધંધામાં કરસનદાસનું નસીબ બે ડગલાં આગળનું આગળ રહ્યું. કોઈ કવિએ કહ્યું છે તેમ એમના કિસ્મતનું કોડીયું ઉંધું વળી ગયું હતું! કરસનદાસનું કિસ્મત તેને પડકારતું હતું કે:

**"અભાગીયા તું જઈશ મા બેસી રહેજે ભારમાં;**
**તું જઈશ રેલમાં તો હું પહોંચીશ તારમાં!"**

અંતે જુના ઘાસલેટના ડબા અને કોથળાની ફેરી ફરતાં ફરતાં કરસનદાસના ટાંટીયા ઢીલા થયા. નિરાશાના ઘેરા વાતાવરણમાં અંતે કરસનદાસનો કાળ થયો ને અંટોળદાસ અટવાઈ ગયા.

વિધવા માતાએ દળણાં દળી, રેંટીયા ફેરવી ફેરવીને અંટોળીયાને ઉછેરવા માંડયો. વખત જતાં અંટોળીયો બે ચાર ચોપડાં પણ ભણ્યો. પછી અનાથાશ્રમને આશ્રયે સાત ચોપડાં સુધી જઈ ફાઈનલની પરીક્ષા

પણ પાસ કરી, અને પાઘડી તથા કાળો આલપાકાનો કોટ પહેરીને પંતુજી પણ થયો. અમદાવાદ જેવું શહેર અને વીસના પગારમાં માતા સાથે ગુજરાન કરવું જરા મુશ્કેલ તો હતું જ; તો પણ ગાડું હાંકયે રાખ્યું. નાનપણથી કથા સાંભળવાની ટેવ હતી જેથી ધાર્મિક વિચારોમાં દૃઢતા જામતી હતી. પરણીને ઘરબાર વસાવવા કરતાં બ્રહ્મચારી યાને વાંઢા રહેવાની જ અંટોળદાસને ધૂન લાગી હતી, અને તેથી જ મહાન બ્રહ્મચારીઓનાં જીવન ચરિત્રો ખાસ વાંચવા માંડયાં. ઘરડી માતા પુત્રને પરણાવીને મરી જવાની આશા સેવતી હતી; ત્યારે અંટોળદાસ દેશમાં કોઈ મહાન બ્રહ્મચારી તરિકે અમર થવા મથતો હતો. વિશેષ વાચનથી ધીમે ધીમે વેદીયા ઢોર જેવો ધૂની અંટોળદાસ બનતો જતો હતો. એક વેળા રવિવારની છુટ્ટીના દિવસે અંટોળદાસ ખાસ વિવેકાનંદના પુસ્તકનો અભ્યાસ કરવા શહેર બહાર જઇને એક વડના ઝાડની ડાલીએ ઘોડો પલંગી થડને અંઢેલીને પુસ્તક વાંચવા બેઠો. પુસ્તક વાંચનમાં તલ્લીન હતો તેવામાં ઉપરની ડાળીએ કંઈ સળવળાટ જણાયો. ઉંચું ડોકું કરીને જોયું તો સાપ લટકતો હતો. અંટોળદાસે વિચાર કર્યો કે " જો સર્પ તરફ ધ્યાન આપીશ તો વાંચનમાં વાંધો આવશે અને વાંચનમાં ધ્યાન રાખીશ ને વખતે સર્પ આવીને કરડશે તો?" અંતે વિચારમાં ને વિચારમાં સર્પ જરા નીચે સરકયો જેથી અંટોળદાસને પુસ્તક પડતું મૂકી નીચે પડતું મૂકવું પડયું; જેથી પગ સહેજ લંગડો થયો. પણ આથી લોકોને અંટોળદાસના દૃઢ આગ્રહની પ્રતિતિ થઈ ગઇ !

ધીમે ધીમે જક્કી ઘેટાંની જેમ અંટોળદાસની જક્કી વલણ પણ સારી પ્રખ્યાતિ પામતી ગઈ! એક વેળા જ્ઞાતિ પરિષદ્‌માં એમણે ઠરાવ મૂકયો "પલ્લાનાં નાણાં લેવાં એ આગના અંગારા ઘરમાં સંઘરવા બરાબર છે!" પણ વિરોધના વંટોળીયામાં એમનો ઠરાવ ઉડી ગયો. એટલે એમણે તરત ઉભા થઇને જ્ઞાતિ પરિષદ્‌માં ભિષ્મ પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં છોકરીઓનાં નાણાં લેવામાં આવશે. ત્યાં સુધી નાતની કોઈ પણ છોકરીને નહિ પરણું !"

નાતના કેટલાક યુવાનોએ મશ્કરી કરી કે "નાતની છોકરીને ન પરણો તો શું કોઇ હરિજન બાળાનો ઉધ્ધાર કરશો ?" "નહિ, નાં ભિષ્મ પિતામહની પેઠે અખંડ બ્રહ્મચારી રહીશ પણ જ્ઞાતિનું કન વિક્રયનું દુષણ મટાડીશ ત્યારે જ જંપીશ." આ શબ્દો અંટોળદ એવા ઝનુન પૂર્વક ભાથી લૂટારાની ઢબે માથું વીંઝીને કહ્યા કે એમ મસ્તક પરથી પાઘડી ઉછળી પડી; જેથી જુવાનીયાઓએ વૉલીબૉલ જેમ એમની પાઘડીને હાથો હાથ વધાવી લીધી! એમના ગુસ્સ પાર ન રહ્યો. પરિષદ્‌માંથી ઉઘાડા મસ્તકેજ બહાર નીકળી ગ છોકરાઓએ તાળીઓ પાડવા માંડી અને અંટોળદાસ ડાહ્યો હતો; ઇ તેને ગાંડો ઠેરવવાની તરકીબ રચવા માંડી.

પરિષદ્‌ના મંત્રી એમને મનાવવા બહાર દોડ્યા. વાત ચ ચઢી. જીદમાં ને જીદમાં મંત્રી તથા અંટોળદાસ બંને મ્યુનિસી ડેપોના ગાડા સાથે ભટકાઈ પડ્યા, ત્યારે એમને વસ્તુ સ્થિતિનું ભ થયું. મતલબ કે દિવસે દિવસે અંટોળદાસની બ્રહ્મચર્યની પ્રતિ દૃઢ થતી ચાલી. માતાની વિનવણી ફોક ગઈ. છેવટે નિશાળખાત એક સુપરવાઈઝર મારફતે એમના પર લગ્ન કરવાનું દબાણ તો અંટોળદાસે તેને પણ રોકડું પરખાવ્યું કે "ભલે તમે બીજીવ લગ્ન કરો; પણ મને હેરાન ન કરો! ગાંધીજી પણ કહે છે કે ગુલામ દેશમાં વધુ ગુલામો ઉત્પન્ન કરવાની જરૂર નથી!" એમ આ જવાબથી સુપરવાઈઝર પણ ઠંડો પડયો. પછી તો અખ બ્રહ્મચારી યાને તળપદો વાંઢો કહીને બીજા લોકો એમને ખીજવ લાગ્યા. એટલે લોકો સાથે ધીમે ધીમે વાતચીત કરવાનો છેક સંબંધ તોડી નાખ્યો. મનને મનાવવા માટે ખૂણે બેસી કવિતા રચવા માંડી. કોઈ એમને બહુબહુ હેરાન કરે; ત્યારે પુઠ્ઠાંના ટુક પર લખેલી એક કવિતાની પંકિત એ મોઢેથી બોલ્યા વગર તે સામે ધરી દેતા.

**"જ્યાં સુધી સ્વરાજ ભારતવર્ષને મળશે નહિ;**
**ત્યાં સુધી બ્રહ્મચર્યની મુજ ભાવના ટળશે નહિ!"**

**બ્રહ્મચર્યનું તેજ સોળે કળાએ એમના મુખારવિંદ પર ખીલી નીકળ્યું હતું; પણ એનું સત્યાનાશ જાય, શીતળાની બીમારી શહેરમાં કમનસીબે ફેલાઈ ગઈ હતી, તેના ભોગ અંટોળદાસ પણ થઈ ગયા.** કુંવર કલૈયા જેવો એમનો તેજદાર ચહેરો જોત જોતામાં પાકાં-અન્નુસ જેવો થઇ ગયો, અને આંખમાં પણ ફુલ પડ્યું. "નિશાળના છોકરાઓ એટલે શેતાનનું લશ્કર એ તો તમે જાણોજ છો ને? તે ડેવીલ્સ ઑફ આરમીએ અંટોળદાસને "કાણીયો માસ્તર! કાણીયો માસ્તર!" કહી ચીઢવવા માંડ્યો જેથી અંટોળદાસ કવિતામાં જ જવાબ દેતો કે,

**"હોય કાણો માનવી પણ બુદ્ધિ કંઈ કાણી નથી;**
**આંખ એ અક્કલ તણી કંઈ એક એંધાણી નથી!"**

પણ છોકરાઓને થોડી જ એમની કવિતા સમજવાની પડી છે! અંતે અંટોળદાસને કાયર થઈને પંતુગીરી છોડવી પડી, અને ઘેર બેઠો. પણ એ માણસ દઢ નિશ્ચયી હોવાથી કિસ્મત પર આધાર રાખે એમ કયાં હતો? ઝટશુંને કાગળ પેન્સીલ કાઢી વિચારોને આકાર આપવા માંડયો. અનેક ભાંજગડ પછી તાંબાપિત્તળના જુના ભંગારની ફેરી ફરવાનું શરૂ કર્યું. અંટોળદાસને કોઈ કામમાં નાનમ લાગતી નહિ. ધીમે ધીમે તાંબાપિત્તળના ભંગારમાં એણે બે પૈસા રળવા માંડયા. ઘણી વાર બૈરાંઓ એમને ટીખળ કરી ચિડવવા પ્રયત્ન કરતાં પણ એ હિમાલય સ્વરૂપ અંટોળદાસ જેનું નામ તે બૈરાંથી શાનો ગાંજ્યો જાય? "અંટોળદાસ! તમારી આંખ તો થઇ છે કાણી; પછી કયાંથી મળશે તમને ગૃહરાણી?" બૈરાંઓ ટકોર કરતાં. તેને અંટોલદાસ કવિતામાંજ જવાબ આપતો કે:

**"છો ભલે મુજ ભાગ્યમાંહે કોઈ ગૃહરાણી નથી;**
**છો ભલે આ શેઠ માટે કોઈ શેઠાણી નથી!**
**શીતળા કેરા સપાટે આંખ છો કાણી થઈ?**
**રૂપ તો રંડાયું પણ બુદ્ધિ છે મુજ શાણી થઈ!"**

એમની શિઘ્ર કવિતાથી બૈરાં ખડખડાટ હસી પડતાં. અમ ટીખલમાં ને ટીખલમાં એમનો વહેપાર ધમધોકાર વધતો ચાલ્યો. અંતે તાંબાપિત્તળના ભંગારની ફેરીમાંથી તાંબા-પિત્તળના વહેપારી થતાં, અંટોળદાસનું અટવાઇ ગએલું નસીબ સીધું થયું. પણ પુત્રને ઘોડે ચઢેલો જોવાની આશામાં ને આશામાં માતા મરી ગઈ. પૈસા આવતાં અંટોળદાસની સાહ્યબી વધતી ચાલી, તેમ મિત્રોની સંખ્યા પણ વધતી ચાલી. જમાનાનો રંગ એમને લાગવા માંડયો.

રસીક મિત્રોની સોબતથી આધેડ વયમાં સીનેમાનો શોખ લાગ્યો. નટીઓના રૂપ આકર્ષણે એમની સુતેલી રસીકતાને જગાડવા માંડી અને બ્રહ્મચર્યની ભાવનાને ઉંઘાડવા માંડી! છાપાંમાં આવતા લગ્નોના અટપટા હેવાલાએ એમની આંખો વિકસાવવા માંડી અને કાન ટટ્ટાર થવા માંડયા. "ફલાણી યુવતિ ફલાણા ડ્રાયવર સાથે નાસી ગઈ!" "ફલાણી એકટ્રેસ સાથે ફલાણા મીલ માલેકના પુત્રે લગ્ન કર્યું!" "ફલાણી કૉલેજગર્લ સાથે ફલાણા પ્રોફેસરે સીવીલ મૅરેજ કર્યું!" "ફલાણી નર્સ સાથે ફલાણા ડૉકટરે પ્રેમલગ્ન કર્યું!" "ઢીકણા લીડરે ફલાણી સ્વયંસેવિકા સાથે પુનર્લગ્ન કર્યું!" "ફલાણા સુધારકે ફલાણી હરિજનબાળાનો ઉદ્ધાર કર્યો!" "ફલાણો સાધુ ઢીકણી શેઠાણી સાથે ગચ્છંતિ કરી ગયો!" "ફલાણા રાજવીએ અમુક ડેન્સરને રાજમહેલમાં મહેમાન બનાવી અમુક હજારની પર્સ આપી!" "ઇંદોર નરેશે મુમતાજ ખાતર રાજગાદી છોડી!" "હંસા ખાતર સ્વ. દામોદર લાલજીએ લાખોની નાથદ્વારાની ગાદીને જતી કરી!" "મી. એ નામના રાજવીએ મીસીસ રોબીન્સનને એક રાતની મુલાકાતમાં ૪૫ લાખનો ચૅક લખી આપ્યો." આવું આવું વાંચી વાંચીને અને રૂપસુંદરીઓના ભડકતા સૌંદર્યને પોતાની એક આંખે ભાળયા પછી અંટોલદાસમાં રસીકતા ઉભરાવા લાગી!

રસીક મિત્રોની ઉદારતાથી અને નગ્નચિત્રોની વિપુલતાથી અંટોલદાસને પણ સનમની લગની લાગી. "તુમ્હીને મુજકો પ્રેમ

**સીખાયા"** જેવી રેકાર્ડો અંટોળદાસને પ્રેમના વધુ ઘેરા રંગે રંગવા લાગી. એક તો મૂળેય એમનો આત્માજ કવિત્વથી ખીલેલો હતો; તેમાં વળી હવે પ્રેમનો રોગ ચાલુ થયો; પછી પૂછવાનું જ શું બાકી રહે? એક તરફ તાંબા-પિત્તળનો વહેપાર આગળ વધતો ચાલ્યો; તેમ બીજી બાજુ પ્રેમનો વહેપાર પણ વધવા લાગ્યો. અંટોલદાસ હવે કમર હસીને સનમની શોધમાં પડયા. ભાગ્યેજ કોઈ સીનેમા હીરોઈનનો ફોટો એમણે ન ખરીદ્યો હોય! ઘણી વેળા તો કોઈ ખૂબસુરત ફોટાને છાતીયે લગાડીને જ અંટોળદાસ ઉંઘી જતા. પેલા કોઈ ઉર્દૂ કવિએ કહ્યું છે તેમ;

"હિજ્રકી શબ યુંહી કાટો ભાઈઓ;
ઉન્કા ફોટુ લેકે ચાટો ભાઈઓ!"

જેવી અંટાળદાસની હાલત થઈ ગઈ હતી. એમના હૃદયમાં કળા હતી, અંતરમાં છલાછલ ઉભરાતો પ્રેમ હતો, મનમાં રસીકતા હતી, ખિસ્સામાં પૈસા હતા, શરીર પર વરરાજા જેવો ડ્રેસ હતો; છતાં એમના પ્રેમમાં કંઈ અંતરાય રૂપ હોય તો તે એમનું શીતળાથી નંદવાયલું રૂપ, અને કાણી આંખ હતી! જો કે ઉપરની ટાપટીપથી એ રૂપને, અને બ્લુચશ્માથી આંખને ઢાંકવા મથતા; છતાં હજુ સુધી એમને કોઈ સનમ લાધી ન હતી!

હાર્યો જુગારી બમણું રમે; તેમ એ સનમની શોધમાં બેવડી કોશિષ કરવા લાગ્યો. "અરે! શોધવાથી કોલંબસને નવી દુનિયા હાથ લાગી; તો મને એક સનમ કેમ ન હાથ લાગે? જેમના મોઢા પર ઉધાઇ ચઢી ગઇ હતી; એવા ખડખડાટથી પાંચમ ચ્યવનઋષિને સુકન્યા જેવી ફાંકડી કન્યા મળી, સત્યવાન જેવા ડોસાને સાવિત્રી જેવી કાંચન-કન્યા મળી, દોઢ હાથની દાઢીવાળા વિશ્વામિત્રને મેનકા જેવી ફક્કડ અપ્સરા મળી, અરે! આજે પણ બોત્તેર બોત્તેર વરસના બોખા બુઢ્ઢાઓને બાર બાર વરસની કન્યાઓ મળે છે; તો મારા જેવા બેંતાળીસ વરસના વરસના જુવાનને કેમ બૈરૂં ન મળે? શું વિશ્વ કર્માએ મારા માટે બૈરૂં જ નહિ ઘડયું હોય? શું જગત રચાયું

ત્યારથી કોઈ કાણો પરણ્યો જ નહિ હોય? શું પંજાબનો રાજ
રણજીતસિંહ વાંઢો જ મરી ગયો હતો? ના, ના. તો પછી હું
માટે પ્રયત્ન ન કરૂં? કુદરતે આંખ કાણી કરી તેમાં મારો શું વાંક
અને ખરૂં પુછાવોતો એક આંખ કયાં કામ નથી લાગતી? જુવો:

"શોધકો દૂરબીનમાં દેખે છે એકજ આંખથી,
કલાકારો કલાને ઝાંખે છે એકજ આંખથી,
મીસ્તરી પણ પ્લાન દોરે છે, તો એકજ આંખથી;
દિલરૂબા પણ દિલને ચોરે છે તો એકજ આંખથી!
તો પછી બે આંખવાળા શાને અકડીને મરે?
કીર્તિકેરાં પૂછડાં એ શાને પકડીને ફરે?"

સનમનું દિલ જીતવામાં પણ એકજ આંખનો ઈશારો કા
લાગે છે ને? તો પછી સદાને માટે એકજ આંખ બંધ હોય એમ
સનમના બાપનું શું જાય છે, ને લોકોનું શું લૂંટાઈ જાય છે? ગુ
શુક્રાચાર્ય કયાં કાણા ન હતા? તેમને કન્યા મળી ને મને કેમ
મળે? બસ, આકાશપાતાળ એક કરીશ પણ સનમને શોધ્યા વિ
જંપવાનો નથી!

"જેવો તેવો છે છતાં અંટોળીયો આ મર્દ છે;
જેને નખથી શિખ સુધી બસ પ્રેમકેરૂં દર્દ છે!
છો પડું કે આથડું આગળ ધરૂં તદબીરને;
સનમ કેરી શોધમાં શાને રડું તકદીરને?"

અંટોળદાસના આ કવિતામય ઉદ્‌ગારોએ એમના મિત્રમંડ
પર ઘેરી અસર કરી, જેથી સનમની શોધ માટે ચારે તરફ દ
પ્રયત્નો થવા લાગ્યા. કાઠિઆવાડના કોઈ લગ્ન દલાલને કાને ચ
વાત જતાં, કોઈ સોરઠી સ્ત્રી એમને પરણાવવાની વેતરણ કરી
ડાકોરની જાત્રામાં રણછોડજીના દર્શનને બ્હાને દલાલે સનમનાં દર્શ
અંટોળદાસને કરાવ્યાં. તે વેળા પાસેની હોટલના ગ્રામોફોનમાં ગવાતું હતું:

"નયનોંકે બાનકી રીત અનોખી;
બાન ચલે ઔર નયન ન દેખે!"

અને આ તરફ અંટોળદાસના અંતરમાં પ્રેમના ઉભરા થદતા હતા! અંતે બે હજારમાં સોદો થયો અને જોતજોતમાં બ્રહ્મચર્યાશ્રમી અંટોળ-દાસ ગૃહસ્થાશ્રમી થયા; યાને સીંગલ મટી ડબલ થયા. મિત્રોએ અભિનંદન પાઠવ્યાં. જોતજોતામાં સુખમાં દા'ડા વ્હેવા લાગ્યા. ભગવાને અંતે એમની અરજ સાંભળી ખરી! પણ "સારા કામમાં સો વઘન"ની જેમ એક દા'ડો પ્રભાતના સમયે જ પોલિસ એમનું બારણું ઠોકતી આવી ને અંતે ભેદ ફુટયો કે જે સોરઠી સિંહણના એ સ્વામી બન્યા હતા, તે તો કોઈની પરણેતર હતી! બે હજાર પડાવવા પેલા દલાલે આ તાગડો રચ્યો હતો. કાશ્મીર નરેશને ફસાવવાના રૂ. ૪૫ લાખના ચૅકવાળા કિસ્સામાં જેમ મીસીસ રોબીનસન સાથે તેનો ભરથાર પણ આડકતરી રીતે સામેલ હતો તેમ અંટોળદાસના કિસ્સામાં પણ એમની ધણીઆણીનો ધણી સામેલ હતો. આ કળિકાળને વિષે પૈસા ખાતર પત્નીને વેચનારા પતિઓનો પણ તોટો નથી!

મતલબ કે અંટોળદાસની સનમ એના અસલ માલિકને સોંપાઈ અને અંટોળદાસના હાથમાં હાથકડીઓ પડી. એમને પોલિસ લઈ જતા હતા તે વખતે રેકાર્ડના ગાયનમાં સંભળાયું કે:

"મન ધીરે ધીરે રોના,
બિરહાકા રૂપ ન ખોના."

અનેક ખટપટો થયા પછી અને બરફકા ગોલાની જેમ કેટલાય પૈસા ઓગળી ગયા, પછી અંટોળદાસ છુટયા. બળદ હળેથી છુટીને સીધો આવીને ખીલે બંધાઈ જાય; તેમ એ પણ ઘેર આવીને ધંધે લાગી ગયા. છતાં શ્વાન પૂચ્છ જેવો એમનો વાંકો સ્વભાવ હજુ સીધો થયો ન હતો! પુનઃ મિત્રોની મહેરબાનીથી પાછા સનમની લવારીએ ચઢ્યા. એકવાર હારવાથી હથિયાર મૂકી દે એવો એ યોદ્ધો ન હતો! અને ખરો વહેપારી બચ્ચો દરેક વાતની ત્રણવાર હર્રાજી ન થાય અને તેનું લીલામ ન થાય; ત્યાં સુધી કોઈપણ વાતનો પીછો જ શાનો છોડે?

જે કે "દૂધનો દાઝયો છાસ પણ ફુંકીને પીએ." તેમ એમણે ય જોઈ વિચારીને કામ કરવાની મનમાં ગાંઠ વાળી હતી. છતાંય જીર્ણજ્વરની જેમ પ્રેમની બિમારી ધીમે ધીમે વધતી હતી. અને વધતાં વધતાં એ બિમારી છેક એટલી હદે આવી ગઈ કે જાણે એમને સનમનો સનેપાત થઈ ગયો હતો! એક તો કારેલું કડવું, અને વળી લીંમડે ચઢયું! એટલે સનમની શોધનો ધખારો તો એમના મનમાં હતો જ; તેવામાં વળી "કલાપીનો કેકારવ" એમને કોઈ મિત્રે વાંચવા આપ્યો, પછી શું જોઈએ? સનમની શોધનો વેગ હવે પાછો વધતો જ ચાલ્યો. અંતે ફક્ત "બેચાર ઘરેણાં જ આપવાનાં, રોકડ કંઈ નહિ." એ શરતે એક વિધવાનો પુનરોદ્ધાર કરવાનું કર્યું. મિત્રોને મિજબાની આપી અને ચુપચાપ પુનર્લગ્ન પતી ગયું. વિધવા પણ રૂપરૂપના અંબાર સમી હતી. ઘરેણાંના ઠાઠથી અંટોળદાસની મેડી ઝાકઝમાળ થઈ રહી; પણ બ્લેક આઉટ થતાં જણાયું કે એ તો કોઈ નાટકનો સ્ત્રી પાર્ટનો એકટર હતો અને મિત્રોની મહેરબાનીથી અંટોળદાસને બનાવીને જર્મનીથી ઉડેલા હૅરહેસની જેમ અદશ્ય થઈ ગયો! આ રીતે બીજીવાર પણ અંટોળદાસ અટવાઈ ગયા! જેથી સનમની શોધના વિચારોને ખંખેરી નાખ્યા, અને બધા મિત્રોને પણ એકસામટાં નાળિએરો પકડાવી દીધાં, તથા શરમના માર્યા દુકાને ખંભાતી તાળું મારીને જાત્રાએ નીકળી પડ્યા!

જાત્રાનાં સ્થળોએ ફરતાં ફરતાં નાશિકમાં એક મહંતનો ભેટો થયો. તેમની સાથે બ્રહ્મજ્ઞાનની ચર્ચામાં ઉતરતાં તેમના જ્ઞાનથી છક્ક થયા અને તેમની પાસેથી ગુરુદિક્ષા લીધી. ગુરુએ બોધ આપતાં જણાવ્યું કે: "બ્રહ્મચારી બની દુનિયાંથી અળગા રહેનાર સાધુ પુરુષ કરતાં સંસારમાં રહી પુત્રપરિવાર સહિત પ્રભુની ભક્તિ કરનાર માનવી વધુ શ્રેષ્ઠ છે."

એટલે અંટોળદાસે ગુરુને નમસ્કાર કરીને કહ્યું કે: "આપનું કહેવું યથાર્થ છે; પણ હું તો સંસારથી એવો કંટાળ્યો છું કે બાવો બનવામાં જ કાયાનું કલ્યાણ થશે એમ માનતો થયો છું."

એટલે પાછા ગુરુ બોલ્યા. "નહિ વત્સ! આ ગુરુનો અનુભવ છે કે અમારા જેવા હજાર સાધુ કરતાં સીધો સાદો એક સંસારી વધુ શ્રેષ્ઠ છે." અંતે ગુરુના આગ્રહથી અંટોળદાસ મને કમને સંસારમાં પડવા તૈયાર થયો. નાશિકમાં જ વીશી ચલવતા એક ગુજરાતી બ્રાહ્મણ અને બ્રાહ્મણીના પ્રયત્નથી ઠેરૂં મળે એમ સંભવ જણાયો; જેથી અંટોળદાસ પુનઃ ગામ ગયા ને ચુપચાપ લગ્નની તૈયારી કરવા લાગ્યા. કન્યાના પિતાને પાંચસો અને પેલાં બ્રાહ્મણ-બ્રાહ્મણીને પાંચસો એમ મળીને હજારમાં સોદો પત્યો. વસ્લની રાત્રિ દૂર એકાંત ગામડામાં વિતાવી. હનીમુનનો એકાદ માસ આમ ગામડામાં વિતાવી પુનઃ શહેરમાં આવી વહેપાર આરંભ્યો અને સુખી સંસારમાં થોડાંક અઠવાડિયાં વિતાવ્યાં.

એકાએક કોઈ ફિલ્મ ચાર-પાંચ અઠવાડિયાં સુધી સફળતાથી ચાલ્યા પછી કોઈ વિઘ્નસંતોષી તેમાંથી કોઈ કોમી પ્રશ્ન ઉત્પન્ન કરી ફિલ્મને એકાએક અટકાવવાનો પ્રયત્ન કરે; તેમ અંટોળદાસનો સંસાર એકાએક અટકી જાય એવું એકસીડંટ થયું. જે કન્યા સાથે એમનું ભાગ્ય જોડાયું હતું; તે કન્યા એમની જ્ઞાતિની કોઈ વણિક કન્યા નહિ; પણ "ઘંટી ઘોડા લો! ઘંટી ઘોડા!" વેચનાર ચામઠીયા જાતિનું કોઈ કન્યારત્ન હતું! અંટોળદાસ પાછા વિમાસણમાં પડ્યા. સનમની શોધમાં જાત પણ વટલાઈ! હવે શું કરે? તેને કાઢી મૂકે તોય કંઈ શરીરનો વટાળ થોડો રબરથી શાહીના ડાઘા મટે તેમ મટી જવાનો હતો? બીજી બાજુ કન્યાનું રાણકદેવડી જેવું રૂપ પણ અંટોળદાસને ગમી ગયું હતું; એટલે કેમ છોડાય? અંટોળદાસ કંઈ દમયંતિને ભર જંગલમાં છોડનાર નળરાય જેવો નિષ્ઠુર પતિ ન હતો! અને ખરૂં પુછાવો તો "આત્માને ન ગમે પણ આંખને ગમે તેનો ઉપાય શો?" અંટોળદાસ ગુરુ પાસે નાશિક ગયા. ગુરુ પણ વિચારમાં પડ્યા; કારણ કે આવો કોયડો ગુરુ પાસે પણ કોઈ આ પહેલાં આવ્યો ન હતો. પેલાં વીશીવાળાં બ્રાહ્મણ-બ્રાહ્મણી તો પહેલાંથી પોબારા ગણી ગયાં હતાં! અંતે ગુરુએ દિર્ઘદ્રષ્ટિ વાપરી તોડ કાઢ્યો.

"ભલા, ભગવાને પણ શબરી નામે ભીલડીનો ઉદ્ધાર કર્યો હતો; તો તું એ ભગવાનનું અનુકરણ કરી એક ચામઠીયણનો ઉદ્ધાર કાં ન કરે? ગાંધીજીના હરિજન ઉદ્ધાર કરતાંએ તારો અધમોદ્ધારનો આદર્શ ઉંચો લેખાશે! વત્સ તું તારે મેં દર્શાવેલા માર્ગે પ્રયાણ કરી કાયાના કલ્યાણ સાથે આત્માનો પણ ઉદ્ધાર કર. ભાવિ જગતમાં તારૂં બલીદાન અમર થશે. નિંદાખોર સમાજના ભયને મનમાંથી ખંખેરી નાખ. લોકો તો થોડાક દિવસ વાતો કરીને અંતે ઝખ મારીને ઠામ આવશે!"

ગુરુના બોધથી અંટોળદાસમાં હિંમત આવી. વહેપારધંધો રાજનગરમાંથી ઉઠાવીને ધારવાડ તરફ ધામો નાખ્યો, અને સંસાર સકટને સરળતાથી આગળ હાંકવા માંડયું! ભલે છાપાંવાળા ફડફડાટ કરે કે "ઈશ્ક ન જુવે જાત કજાત!" ભલે સનાતનીઓ વર્ણશંકરતાનો આરોપ મૂકે, પણ અંટોળદાસ જેવા અડગ વીરો જરૂર ધન્યવાદને પાત્ર ઠરે છે! દરેક યુગને અજવાળતા આવા સનમઘેલા આત્માઓ ધરતીને સાંપડ્યા છે! અસ્તુ.

તા. ક:—અંટોળદાસ મૂળથી જ શોધકવૃત્તિના તો હતા જ. છેવટના ભાગમાં એમણે '**સનમની શોધ**' તો કરી; પણ બાર વરસના હતા; ત્યારે એમણે સોળ સળીયાની છત્રી હાથમાં પકડી બારીએથી પડતું મૂકીને '**પેરેશ્યુટ**'ની શોધ કરી હતી. જર્મન-રશિયાના હવાઈ છત્રીના શોધકો ભલે ખાંડ ખાતા હોય, પણ પેરેશ્યુના મૂળ શોધક તો આપણા અંટોળદાસ જ છે!

*

# દિવાળી કે હોળી?

## મારી પોતાની દિવાળી!

"હા, હા, હું જાણું છું કે કાલે દિવાળી છે, પણ કંઈ ખાલી ખાલી દિવાળી ઉજવાતી હશે? દિવાળી તો આવી, પણ કંઈ છોકરાં માટે કપડાંલત્તાં કે ખાવાપીવાનું કે ફટાકડા બટાકડા પણ જોઈ શે ને! દિવાળીની રાત્રે તો લોકો પોતાને ઘેર કેવી સારી રોશની કરે છે ને આપણે ઘેર તો એક દીવાનું પણ પુરૂં ઠેકાણું નથી! દિવાળી જેવો વરસનો મોટામાં મોટો તહેવાર કહેવાય કે તે દિવસે તો છોકરાંછૈયાં સાથે આનંદમાં મિષ્ટાન ઉડાવવું જોઈએ, અને સાથે મિત્રો કે સગાંસંબંધીઓને પણ આમંત્રણ આપવું જોઈએ તેને બદલે તમે તો કશુંએ લાવ્યા નથી? આનંદના સમાચાર તો સંભળાવો છો કે કાલે દિવાળી છે, પણ તેને માટે તૈયારી તો કંઈ નથી!"

"દિવાળી શું ધૂળ ઉજવવાની? મારા શરીર પર તો પુરાં વસ્ત્રોનુંએ ઠેકાણું નથી. લ્યો નીકળી પડ્યા છે દિવાળી ઉજવવા! એવી લુખ્ખી દિવાળી તમને અને તમારા લાગતાવળગતાઓને મુબારક હો! આપણે તો આજે તેવું કાલે. આજે કેટલા દિવસો થયા તમને કહી કહીને જીભ થાકી ગઈ કે "કાલે ઉઠીને દિવાળી જેવો તહેવાર આવશે, માટે નાના કીકા સારૂ એક ભરેલી ટોપી,

રેશમી ખમીશ, રેશમી કોટપાટલુન, બૂટ અને છોકરી માટે વાયલની ઓઢણી તથા ચણીઓ–ચોળી તથા મારી સારૂ પણ એકાદ વાયલની સાડી વસાવી લાવો. પણ તમે તો આ કાને સાંભળીને પેલા કાને કાઢી નાખો છો! તો હવે કાલે અમારે આવા અવતારે શું મોઢું લઈને ફરવું? જો સારે નસીબે આજ પિયરમાં હોત તો કેવી ધામધૂમથી દિવાળી ઉજવત? તમારે પનારે પડીને તો દિવાળી ને હોળી બધું જ સરખું જોયું! આ બિચારાં બાળકો પણ શું જાણશે કે બાપાને ઘેર આવી દિવાળી થાય છે?"

"તમે તો ખાદીનું કફનું પહેરીને સાધુ જેવા થયા છો; પણ બીજાંનેય સાધુ બનાવવાં છે? આ નાનાં નાનાં બાળકોના કોડ પુરવાને વખતે સંન્યાસી બનો છો, ને પછી દિવાળો તે શી રીતે ઉજવવો છે!!! ને કાલે કંઈ મિષ્ટાન બનાવવાનું સાધન તો નથી! ઘી, ગોળ, બદામ, સાકર કશું જ નથી ને હવે કાલનો વિચાર કર્યો કે ખાલી ખાલી પાડોશીઓના રસોડાનો ધૂમાડો સુંઘીને જ સંતોષ માનવો છે? તમે તમારે કોઈ મિત્રને ઘેર જઈને ધામા નાખજો ને! તમારે તો "પેટ ભરાયું એટલે પાટણ ભરાયું!" અમારી તમારે ચિંતા કરવાની શી જરૂર? ને કાલે ફળીઆનાં બધાં છોકરાં રૂપાળાં રૂપાળાં લુગડાં પહેરીને ફરશે; ત્યારે મારા એકના એક લાડકવાયાને શું આવો ને આવો જ ફેરવું? લ્યો બોલ્યા બશેર મિઠાઈ લાવીશું! ઓહોહો! એટલી બધી મિઠાઈ કોને કોને ખવરાવશો? ઘરમાં પાંચ માણસ છે ને બહારથી આઠદસ લઠીંગા મિત્રોને પકડી લાવશો પછી બશેર મિઠાઈમાં તે શું થશે? તમારા કરતાં તો મારવાડીઓ પણ ઉદાર હોય છે.!"

"વળી કોઈ સગાંસંબંધીઓને ત્યાંથી "ઢાંકયું" ઉઘાડું આવશે તેમને શું મોકલીશું? હા...આ, લ્યો બોલ્યા! મગનભાઇને ત્યાંથી જે કંઈ આવે તે બારોબાર છગનભાઇને ત્યાં મોકલવું. તમારે તે લોકોમાં વાત કરાવવી છે કે શું? વળી લુગડાંનું કે મિષ્ટાનનું જ

ઠેકાણું નથી તો પછી દિવાળી પર "સ્નેહલતા"ની ફીલ્મ જોવાડવા લઈ જવાના હતા તે વાત તો ઉડી જ ગઈ ને? આવા ને આવા જુઠ્ઠા વાયદા કયાં સુધી કર્યા કરશો? લ્યો, મોટી ધાડ મારી! પોતે તો ચંદ્રવદન ભાઈને ત્યાં ઉજાણી જવાના છે, એટલે બીજાં ભલેને સળગતા ચૂલામાં પડે! આવું બેદરકારીભર્યું વર્તન તો વાંદરાઓ પણ વાંદરીઓ સાથે નહિ કરતા હોય! કશા કશાનું ઠેકાણું નથી! મને તો એમ જ થાય છે કે કાલે મહોલ્લાનાં બૈરાંઓને હું શું મોઢું બતાવીશ? મારો અને મારાં છોકરાંનો આવો અવતાર જોઈને તે વાતો નહિ કરે કે કેવાં કમનસીબ માણસો છે કે દિવાળી જેવા સપરમે દહાડે પણ સારાં લુગડાં પહેરતાં નથી! ને બીજાંના બાળકોને સારાં સારાં મેવા – મિઠાઈઓ ઉડાવતાં જોઈને આ બાળકો એ હઠ કરશે તો? અને મારી પાસે તો ફુટી બદામ પણ નથી તો ફટાકા શી રીતે અપાવીશ? જો આવું કરવું હતું તો પરણ્યા શું ઝખ મારવા? અને પરણ્યાની ઝખ મારી તો મારી પણ આ તમારાં...ને પેદા શા માટે કર્યાં?"

"લ્યો, સાહેબે તો સંભળાવી દીધું કે કાલે દિવાળી છે! પણ દિવાળી માટે શી શી વસ્તુઓની જરૂર છે તેનો કંઈ વિચાર કર્યો? અત્યાર સુધી તો પત્થર ઉપર પાણી જ થયું કે શું? તમારા જેવા આજકાલના ભણીભણીને વહી ગએલાઓને સારા અવસર કે તહેવારની શી કદર? અત્યારે ઘરમાં કોઈ ઘરડુંખોખરૂં હોત તો સમજ પડત?"

"નાગાને કુલે બાવળીઓ ઉગ્યો તો કે ભલે છાંય થશે!" એક તો ભણ્યા ને ઉપરથી ગાંધીજી જેવા જોગીના સંઘમાં ભળ્યા પછી પૂછવું જ શું? તમે તો અડીએલ ટટ્ટુની જેમ અક્કડ થઈને ઉભા છો ને બિચારી ફુલીકાકી તો દિવાળી માટે પાંચ રૂપિઆ ઉછીના માગે છે. ફુલીકાકીનું તે બિચારીનું બીજું કોણ છે કે તેમને આપે? તેમને પાંચ રૂપિઆ આપ્યા વગર છુટકો નથી લ્યો અહીં તો જુદા જ રંગઢંગ છે! પૈસાનું નામ આવે છે કે હડખાયું કુતરૂં

કરડે એમ બચકાં ભરાય છે! સંસારમાં રહો છો; કંઈ સંસાર ત્યાગિને સંન્યાસી તો થયા નથી ને કે સગાંવહાલાંને ટાળી દેવાય! અને કાલે દિવાળી છે. એમ બોલવાથી કંઈ દિવાળી ઉજવાઈ જવાની નથી, સમજ્યાને? આપણે તો કંઈ બોલતાં નથી, ત્યારે સાહેબ તો જાણે બૈરીછોકરાં એટલે ઘરનાં વાસણકુસણ જ સમજી લીધાં છે! કેમ ખરૂં ને?

"જાણ્યું જાણ્યું મોટા છોકરાંના બાપા બન્યા છો તે પહેલાં છોકરાંનું તો કરો પછી તમારે જ્યાં ફરવું હોય ત્યાં ફરો! લોક પંદર–વીસ દિવસથી દરજીઓને જંપવા દેતા નથી ને તમારૂં તો પેટનું પાણીએ હાલતું નથી. મેં તો આવી કેટલીએ દિવાળીઓ ઉજવી નાખી છે. પિયરમાં હતી, ત્યારે દિવાળીને દિવસે નવા કપડાંનો ઢગલો વળી જતો. મગનમામા તો પંદર દિવસ પહેલાં જ રેશમી ઓઢણી ને ચણીઓ ચોળી મોકલાવી દેતા! છગનકાકા તો ઝીક ભરેલાં જ લુગડાં લાવે, ને શંકરદાદા તો પાટણની ચુંદડી દરેક દિવાળીએ મારા માટે લાવે! ફટાકડાના તો ઢગલેઢગલા થઈ જતા! હું તો ફોડતાં ફોડતાં થાકી જતી, તો શેરીનાં બધાં છોકરાંને ફોડવા આપતી ને તમારા ઘરમાં તો ફટાકડાને બદલે ફુટેલાં હાંડલાંએ ફોડવાનાં નથી! મેં પેલા ભવમાં શાં પાપ કર્યાં હશે કે તમારે પનારે પડી! આ દિવાળી આવતાં પહેલાં ઓલ્યો કવેટાનો ધરતીકંપ આપણા ગામમાં જ આવ્યો હોત તો સારૂં કે બધાં જ દબાઈ જાત. પછી દિવાળી દેખવીએ નહિ ને દાઝવુંએ નહિ!"

"મુઈ છોકરીઓને તો ગમે તેવાં ધોએલાં કપડાં પહેરાવીને સમજાવી દઈશ. પણ આ એકનો એક લાડકો કીકો બીજાં છોકરાં-ઓનાં રંગબેરંગી કપડાં જોઈને એના બાપના નામની પોક મૂકશે તેને શી રીતે સમજાવી શકીશ? "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો!" ઘરની તો ચિંતા કરતા નથી ને મોટા દેશની સેવા કરવા હાલી નીકળ્યા છે! જુવો, દેશની સેવા કરનારનાં મોઢાં ના જોયાં હોય તો? તમારા કરતાં તો સામેવાળો છગનો મોચી

મારો કે બૂટપાલીસ કરીને પણ સાંજે રૂપિઓ દોઢ રૂપિઓ પેદા કરે છે, ને તમે તો આખો દહાડો લાયબ્રેરીમાં જઇને છાપાં વાંચી વાંચીને દહાડો પુરો કરો છો! છાપાં વાંચે કોનો દી વળ્યો છે કે તમારો વળશે! ભણીભણીને તમારૂં તે મગજ ભમી ગયું છે કે શું? ઓલ્યો અભણ ભગલોએ માથાં મૂંડીને સાંજ પડે બે પૈસાનું મોઢું જુવે છે ને તમને તો ધંધો કરતાં ટાઢ વાય છે ટાઢ. રેંટીયા કાંતી કાંતીને ઘરમાં ભૂખમરો ઘાલ્યો, ને હવે ધોએલા મૂળા જેવા થઇને ફરતા ફરો છો! એ તમારા બધા વિચારોને પડતા મૂકી કંઈ નોકરીબોકરીનું કરો તો એકબે જણુસો પહેરવાનો વખત આવે. નહિતર આજે તો છતા ધણીએ વિધવા જેવી દેખાઉં છું! આજે દિવાળી જેવા તહેવારને દહાડે હું બુચી બાવળીઆ જેવી ફરૂં તેનીએ તમને નાનમ નહિ આવે! પણ તમારા જેવા નફ્ફટને વળી નાનમ શી? "જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ!"

"અરે! તમારાથી બીજું કંઈ ન બને તો કોઈ મિત્ર પાસેથી પાંચ-દસ લાવીને તો દિવાળી ઉજવવાનું કરો? ક્યાં ઘરબાર મૂકીને ન્હાસી જવાનાં છીએ કે કોઈના બાકી રહી જશે? પેલો તમારો લંબટંગો ચમનીયો મિત્રતાનો મોટો દાવો રાખીને ફરે છે, ને રોજ આવીને આપણે ઘેર ચા ઢીંચી જાય છે, તો તેની પાસેથી જ ઉછીના લાવોને? હા......આ! લ્યો, મારી બઈ! ભાઈ સાહેબને તો કોઈની પાસેથી ઉધાર ઉછીના માગતાં શરમ આવે છે? તમે ભાયડા થઈને શરમાવો છો તો શું હું બૈરી માણસ થઈને કોઈની પાસે હાથ લંબાવું? ઘરમાં બૈરી સાથે બોલતાં તો મોટાં મોટાં ભાષણો કરો છો ને કોઈની પાસે ઉછીના માગતાં જીભ ઉપડતી નથી? તો આઠ-દસ દિવસ પહેલાંથી કહી નાખવું હતું ને કે મારા બાપાને ત્યાંથી મંગાવી દેત! ભલે મારા બાપાએ દેવાળું કાઢ્યું છતાંયે ઘરનાં એકબે વાસણો વેચીને પણ મારો બોલ પાછો ના ઠેલત! લ્યો, હવે ઠેઠ પગ નીચે રેલો આવ્યો ત્યારે ભાઈ સાહેબને સમજ

પડી કે કાલે તો દિવાળી છે! તમારી એ દિવાળી જાય દરિયામાં! મારે તો ભઈ દિવાળી ને બિવાળી કશુંએ કરવું નથી?"

"ભાઈડા સરખા ભાઈડા થઇને કપાળે હાથ દઇને રાંડી રાંડની જેમ શું બેઠા છો? બીજું કંઈ ના સુઝતું હોય તો ચાર દોઢીયાનું અફીણ લઈ આવો કે કાલે દિવાળીને દહાડે છોકરાંને ઘોળીને પીવરાવી દઉં કે પછી કંઈ આગળપાછળની ચિંતા જ ન રહે! હા, હા, હા, હા! એ તમારૂં ડહાપણ તો જાણ્યું. પણ તમે ઘરમાં ક્યાં વાલની વીંટી સરખીએ રહેવા દીધી છે કે આવા અણીના ટાંકણે કામ આવે?"

"બીજા બૈરાંને હું કાલે ગમે તેમ જવાબ આપીશ કે મારા સસરાની વરસી ગયાં વગર અમારાથી શી રીતે દિવાળી ઉજવાય? પણ પેલા હજામ ને ધોબી દિવાળીની બોણી લેવા આવશે તેને શું તમારા ને મારા બાપનું કપાળ આપશો?"

કાળીચૌદશની રાતે બે વાગ્યે ઝબકારા કરતાં અમારી વિજળી લાંબો ચમકારો કરીને થાકી ગઈ હતી, અને ખુરસી પર સ્થિર પત્થરના પૂતળાની જેમ બેઠેલો હું છુટકારાનો દમ ખેંચી બડબડતો બડબડતો પથારી ભેગો થયો. "આ તે ઘરસંસાર કે નરકાગાર?"

અમારી દિવાળીએ તો તમને હોળીનો રંગ બતાવ્યો! પણ અમારા એડિટરરાજોની દિવાળી કેવી હોય છે તે પણ વાંચી જુવો ને?

## એડીટરની દિવાળી!

"લ્યો સાંભળો છોને મગનના બાપા?"

"ત્યારે શું હું બહેરો છું મગનની બા!"

"હજુ ક્યાં સુધી રાહ જોવરાવશો?"

"શેની?"

"શેની તે હજુ જાણતા નથી? પાછા નાના કીકલા ખરાને!"

"આમ ગોળગોળ શું કહે છે?"

"ત્યારે શું ચોરસ કહું?"

"હા! આવા કીંમતી વખતે જ્યારે એક એક મીનીટની કીંમત એક એક રૂપિઓ આંકી શકાય એવા વખતે તો તડ ને ફડ કહે તેજ સારૂં! તું જાણે જ છે ને કે આજે વાઘબારસ છે ને બે દિવસ પછી દિવાળી આવશે......"

"તો હું પણ દિવાળીને માટે જ કહું છું ને!"

"દિવાળીને માટે શું કહે છે?"

"એમ કહું છું કે દિવાળી જેવો તહેવાર આવ્યો ને તમારી તો ઉંઘ પણ ઉડતી નથી!"

"રાતના બે વાગી ગયા છતાં આ એડીટોરીયલ પુરૂં થતું નથી તેથી ઉજાગરો કરીને તો મારી હુંસ નીકળી ગઈ ને તું તો કહે છે કે ઉંઘ ઉડતી નથી?"

"એ તમારા એડીટોરીયલને હું શું ચૂલામાં નાખું? હું તો કહું છું કે આ મોટા છોકરા માટે કંઈ ડગલો ને ટોપી, નાના કીકા માટે ઝભલું ને મોજાં, ને ચંચળ માટે કંઈ કપડાં લાવવાં જોઈએ ને? વળી મને કોઈ સારી સાડી પણ અપાવવી જ પડશે; કારણ કે બેસતા વરસને દિવસે મહિલા આશ્રમમાં ફોટોગ્રુપ લેવાનો છે. બચુડો તો આજ ત્રણ ત્રણ દિવસ થયાં ફટાકડા માટે રડે છે તેનું કેમ કરવું?"

"અરે! મારા જ ફટાકડા અવળા નીકળી જાય છે ને? સારા સારા લેખકો મફત લખતા નથી, અને નવા લેખકોના લેખોમાં દમ હોતો નથી, એટલે ખાસ દિવાળી અંકને શી રીતે સંગીન બનાવવો તે સમજાતું નથી? ચિત્રકારો ઉધાર ચિત્રો દોરી આપતા નથી એટલે મને એજ ચિંતા થાય છે કે દિવાળી પર ગ્રાહકોને શું મોઢું બતાવીશ?"

"એવા બહાનાં નહિ ચાલે! તમારો અંક ભલે હોળી પર કાઢજો!"

"હું...એં! શું કહ્યું? પ્રારંભમાં જ આવા અપશુકનીયાળ શબ્દો બોલતાં શરમ ન આવી?"

"ત્યારે દિવાળી જેવા શુભ અવસરે છોકરાંને મેલાંઘેલાં ફરવા દઈ પાડોશીઓને હું શું મોઢું બતાવીશ ? મોટા એડીટર થયા છો ને છોકરાંને તહેવાર ઉપર પણ નવાં વસ્ત્રો ન મળે ! તમારા કરતાં તો સામે રહે છે તે હીરીયો વાણંદ સારો કે તેણે પોતાની બૈરી માટે નેકલેસ આણ્યો છે !"

"ભલે, હું એવાં લુગડાં ને ઘરેણાંના ઠઠેરામાં માનતો નથી !"

"નાચવું નથી ત્યારે આંગણું વાંકું !"

"તેં મને શું કોઈ નાટક કે રામલીલાવાળો ધાર્યો કે નાચવાનું કહે છે ?"

"ત્યારે તે દિવસ બોલ્યા ઉદયશંકરના નૃત્યનાં તો ખૂબ વખાણ કરતા હતા ?"

"હશે ! પણ મારા જેવા મોભાદાર એડીટરથી નચાય ?" વાઘબારસની રાત્રે બે વાગે એડીટરરાજને એમનાં પત્નિ સાથે દિવાળી માટે નવાં વસ્ત્રો વસાવવા વિષે વાદવિવાદ જામ્યો; તે ઠેઠ ધનતેરસનું વહાણું વાતાં સુધી એ વિવાદ લંબાયો છતાં લુગડાંનું બજેટ પાસ થયું નો'તું ! એટલામાં કોઇએ બારણું ઠોકયું.

બારણું ઉઘાડતાં કાગળના વહેપારીનો મહેતાજી બીલ વસુલ કરવા આવ્યો હતો.

"શેઠીયા તમે તો સમજુ માણસ છો, હવે તમને તે કેટલું કહીએ ? અમારાથી દિવાળી બાકી રખાય નહિ !" મહેતાજી બોલ્યો.

"હા ભાઈ, તે હું એ જાણું છું કે તમારાથી દિવાળી બાકી ન રખાય પણ શું કરૂં લાચાર છું ! આ વેળા દિવાળી અંક ફક્કડ કાઢવાનો છું એટલે બે ચાર હજાર કોપિ ફુટક ઉડી જતાં વાર નહિ લાગે ! પછી પૈસા જ પૈસા ! જાઓ એક અઠવાડિયા પછી આવજો." એડીટરરાજે ખુલાસો કર્યો.

"અરે ! શેઠે તો કહ્યું છે કે પૈસા લઇને જ આવજે. જો ખાલી હાથે પાછો આવ્યો તો નોકરીમાંથી પાણીચું મળશે !"

"બદરૂદ્દીન શેઠ તો ઉદાર દિલના માણુસ છે, તેઓ એવું
હે જ નહિ. જાઓ મારા સમ એક અઠવાડિઆમાં તમારો આંકડો
કવી આપીશું !"

"પણ સૂરજ પૂર્વને બદલે પશ્ચિમમાં ઉગે તોય દિવાળી બાકી
રખાય !"

"ત્યારે પૈસા ન હોય તો શું ચોરી કરવા જઇએ ? મારા
નઈ તમે તે કેવા જક્કી માણુસ છો ?"

"સાહેબ તમે મોટા છાપાના એડીટર છો તે જાણ્યા, પણ
ોઢું સંભાળીને બોલજો !"

"જા બાપા જા, હું બપોરે તારા શેઠને આવીને રૂબરૂ મળી જઈશ !"

"સારૂ !" કહીને ધબધબ પગ પછાડતા મહેતાજી ચાલ્યા
યા. એટલામાં વળી પ્રેસ મેનેજરનો માણુસ ચિઠ્ઠી લઇને આવ્યો.
એડીટરરાજે ધ્રુજતા હૃદયે ચિઠ્ઠી વાંચવા માંડી.

"મે. એદીતર સાહેબને રોસન થાય કે સાહેબજી હવે તો
દ થઈ ગઈ. તમે તરન દારાનો છેલ્લો વાયદો કરેલો તે પુરો થયાને
ીજા તરન દારા થઈ ગીયા પન આંકરાનાં દોરીયાં નંઈ આવીયાં !
મમે તે સું અમારા બાપનું કપાલ છાપીએ ! ચારચાર અથવારીયાનું
ીલ તો સક્કર લતકેચ ને વલી દિવાલીનો ખાસ અંક છાપવા માતે
ાકીદ કરોચ તે આય મારા કંપોઝીતર બાપાઓને સું આપુ ?
રમ દારે તો દિવાલી આવેચ ને તમે તો એક કાની કોરી પન
નરખાવતા નથી; તો પછી મારા માગવાવાલાઓને સું મારો જીવ કારી
આપુ ? ભાઇસાબ, તમે આવરા મોતા એદીતર છો છતાં પન આવા
રકા બાલુસ કાંય ? સાહેબજી આજે અગ્યાર વાગા સુધીમાં તમારા
તરફથી થોરાક પન પૈસા નહિ મલે તો પછી દલગીરી સાથે દિવાલી
અંક છાપવાનું અમારે બંધ રાખવું પરસે તેની નોંધ લેસોજી.

લી૦ આપનો અદના સેવક,

**કાવસજી કરકરયાની સલામ વાંચજોજી.**

એડીટરરાજ પોતાની પત્નિને ચિઠ્ઠી બતાવતા બોલ્યા, "લે હવે તુંજ કહે હું શી રીતે તમને દિવાળી કરાવું?"

"પાસે ન હોય તો ઉધાર ઉછીના લાવીને!"

"ઈજ્જતનો પણ વિચાર કરવો ને?"

"ઇજ્જત જાળવવા માટે તો હું કહું જ છું ને!"

"ઉધાર ઉછીના કરીને ઈજ્જત જાળવવા કરતાં તો તહેવાર ન ઉજવાય તેજ ઠીક છે!"

"શું ઠીક છે? મણીભાભી તો મારો જીવ ખાઈ જશે, ને મંછાકાકીને તો હું જવાબ પણ નહિ આપી શકું એવું એવું બોલશે!"

"હશે આ ચર્ચાને આવતી દિવાળી સુધી મુલ્તવી રાખી મને હવે જરા પ્રુફ સુધારવાનો ટાઇમ મળે એટલી મહેરબાની થવી જોઈએ!"

"બીજા લોકો ધનતેરસને દિવસે ધન ધોશે ત્યારે તમે ડિકટેશન સુધારવામાં દિવસ કાઢશો? બળ્યો આ ધંધો!"

"શું કરીએ? પણ જરા રસોઈ જલ્દી બનાવી કાઢજે. હું જાહેર ખબરવાળાઓ પાસે એક આંટો મારી આવું. જો કંઈ મળી આવે તો દિવાળી કરી નાખીએ!"

જમી પરવારીને ઠીકઠાક કપડાં પહેરી એડીટરરાજ જાહેર ખબરના પૈસા માટે કોઈ સીનેમાના મેનેજર પાસે ગયા.

"કેમ સેથીયા! કોમ્પલીમેંતરી પાસ માટે આવા હસો? પન અમે ડલગીર છીએ કે ડીવાલી પર પાસ બાસ મલસે નંઈ! ખોટું ના લગારસો ટમે ટો અમારા ભાઈ જેવા છો ટેસી કહી એચ!" મેનેજર બોલ્યા.

"નહિ સાહેબ, મારે પાસબાસની કંઈ જરૂર નથી હું આપની જા. ખ. ના બીલના પૈસા લેવા માટે આવ્યો છું. તમે જાણોજ છોને કે કાગળવાળાઓ, પ્રેસવાળાંઓ, ચિત્રકારો વગેરેને અમારે પણ ચૂકવવા જ પડેને!" એડીટરરાજે કહ્યું.

"હા...એટો હું એ જાનુંસ, પન સાહેબ જરા ટરનડારા ઢીરજ રાખો. બીજને ડારે ટમારા પૈસા અમે મોકલી આપીસું. ટમારે અંઇ સુઢી આવવાની ટકલીફ લેવાની જરૂર નંઈ પરે! જુવોને આજે ટો અમુને આય પોસ્ટરો ને બટ્ટીઓની ઢામઢુમમાંસી ફુરસડ મીલે એમ નસી!"

"પણ સાહેબ ચાલે એમ નથી!"

"એસું બોલ્લા મારા સેથ! આવરૂં મોટું છાપું કારોસને ડેવાલીયા જેવી સું વાટો કરોસ?"

ઢીલા થઈને એડીટરરાજ કોઈ કેમીસ્ટની દુકાને પહોંચ્યા કે જેમની પાસે એક માસની જા. ખ. ના પૈસા લહેણા હતા.

"અહો...હો, આવો એડીટર સાહેબ! ઘણે દિવસે આપના મુબારક પગલાં અમારે આંગણે?" કેમીસ્ટ ઉવાચ.

"શું કરીએ સાહેબ? તમારે ત્યાં આવ્યા વગર અમારો છુટકો છે?"

"કેમ કંઈ તાવની સીઝનને લીધે ફીવર મીક્ષ્ચર લેવા પધાર્યા છો?"

"નાજી, તનને તો કંઈ રોગ થયો નથી પણ ધનના રોગને લીધે આવવું પડયું છે. જરા હાથ ભીડમાં હોવાથી મેં જાણ્યું કે ચાલો મહેતા સાહેબ પાસે જઈને જાહેર ખબરનું બીલ વસુલ કરી આવું."

"અરે! આવી નજીવી બાબત સારૂ આપને અહીં સુધી તકલીફ લેવી પડી! જાઓ કાલે નોકર સાથે મોકલી આપીશું."

"પણ સાહેબ, મારે તો પૈસા વગર કામ અટકયું છે! અંક અધો છપાઈને લટકયો છે! શું કરીએ? આવી સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ હોવાથી તો મારે અહીં સુધી જાતે આવવું પડયું!"

"હું તમારી હાલત સમજુ છું પણ શું કરૂં? આઈ એમ વૅરી સૉરી. દિલગીર છું કે આજે એક કૅસ્ટર ઓઇલની બાટલી વેચાઇ છે તેના ફક્ત છ આના જ રોકડા આવ્યા છે, બાકી બધા ઘરાક ઉધારનાં જ આવ્યાં છે!"

"અરે! અમારે ત્યાં શું? હવે તો ડૉક્ટરો ને વકીલો પણ અસીલોના ઉધાર કેસ હાથ ધરે છે" આડી અવળી વાતો કરીને જેવા

આવ્યા હતા તેવા એડીટરરાજ પાછા ઘરભેળા થયા. જેથી દિવાળી અગીયારસના રૂપમાં ફેરવાઈ ગઈ! લ્યો હવે તમે જ કહોને કે બિચારો એડીટર પણ શું કરે? મંજીરા વગાડતો ભજનજ ગાયને કે:

"સાર પત્રકારમાં ન જોયો મેં બહુ રીતે તપાસતાં–સાર."

વાંચક બિરાદર! એડીટરના ઘરની દિવાળી અનુભવી. હવે મહેતાજીના ઘરની દિવાળી જોવી છે?

## મુનીમના ઘરની દિવાળી?

"બળ્યું આ તે તમારા ઢંગ કહેવાય? રાતના બાર બાર વાગે ચોરની જેમ આવો છો અને વળી જાણે લૂટાઈ ગયા હોય એવા રડમસ ચહેરે આવો છો તે સારૂં કહેવાય? શહેરમાં ભલભલી ફીલ્મો ચાલી રહી છે! ભલભલા નાટક તમાશાઓ લોકો ભપકાબંધ કપડાં પહેરીને સજોડે જોઈ રહ્યા છે, અને તમે પેઢીના થાંભલા જેવા મુનીમ થઇને કશું જ નહિ કે? ભાઈ સાહેબ અર્ધી ઉંઘમાં લથડીયાં ખાતા ઘેર આવે અને બે કોળીયા મોંમા ઘાલ્યા ન ઘાલ્યા ને પડ્યા પથારીમાં! ઘરવાળી સાથે સુખ દુઃખની બે વાત પણ ન કરે અને સવારમાં વહેલા ઊઠીને ઢોર ખીલેથી છુટીને ચરવા જાય તેમ પાછા પેઢી પર હાલ્યા જાય!" મુનીમની પત્નિ છણકો કરતી બોલી.

"પણ મેળ મળ્યા વિના મારાથી શી રીતે પેઢીમાંથી ઊઠાય? અને તે શેઠનો થતો હટે તો હું આવું ને? વૉર્ડર ભલે કેદીઓ પર રોફ માટે પણ તેય કેદી તો ખરોજને? હું લાખ મુનીમ કહેવાઉં? શેઠ બધું જ મને પૂછી પૂછીને કરે પણ જેમ પાઘડી વધારે ભારે તેમ તાળવાને જ ભાર લાગેને? હું જાણું છું કે આ દિવાળીના દિવસો છે. લોકો રંગ રાગમાં વખત વિતાવે છે, અને આપણે આમ એક બીજાની રાહ જોઈ જોઇને કંટાળી કંટાળીને ઉંઘી જઈએ છીએ! પણ બધા દા'ડા સરખતા જતા નથી ભગવાન તને પણ આનંદનો દહાડો દેખાડશે!" મુનીમ બોલ્યા.

"પણ તે ક્યારે? આમ વાતોમાં ને વાતોમાં અડધાં ઘરડાં તો થઇ ગયાં! જુવાની વિતી ગયા પછીની દિવાળીમાં મઝાએ શું? લોકો રેડીયો, ગ્રામોફોન, નાટક, સીનેમા એ બધાની મોજ ઉડાવે ત્યારે તમારે તો જ્યારે હોય ત્યારે મેળના ટાંટીયા જ મેળવવાના હોય! આમ ક્યાં સુધી ટાંટીયા તોડ્યા કરશો? ઘાંચીના બળદની જેમ આપણે ખરી દિવાળી તો મર્યા પછી જ જોઈશું!"

"લે ગાંડી, તું આવી સમજદાર થઇને માઠું શું લગાડે છે? જો આ સાલ દિવાળીની બ્હોણીમાં શેઠ જો સારી જેવી રકમ આપશે તો તારે માટે કોઈ મઝાની અંગુઠી લાવીશ પછી કંઈ?"

"બળી તમારી અંગુઠી ચૂલામાં પડે? હું અંગુઠીની ભૂખી નથી પ્રેમની ભૂખી છું! માયાની ભૂખી છું! બસ વચન આપો કે દિવાળીના દિવસે અને બેસતા વરસને દિવસે પણ પેલાં કૉલેજનાં જુવાનીયાંઓની જેમ સજોડે આપણે નાટક સીનેમા જોવા જઈશું! આ પાંજરાપોળમાં એકલી રહી રહીને છેકજ કંટાળી ગઈ છું!"

"પણ એમાં વચનની શી જરૂર છે? દિવાળી તો આવે? જોઈ લઈશું! શેઠ રજા આપે તો આપણે શું વાંધો છે? પણ મારા જેવો એક વેપારી લાઈનનો માણસ લાંબો ડગલો અને પાઘડી પહેરનારો મુનીમ તે આજકાલનાં છોકરાંની જેમ બૈરીના હાથમાં હાથ ભેરવીને સીનેમમાં જાય એ સારૂં લાગે?"

"ત્યારે ભભૂત લગાવીને બાવા બનો તો એથી એ ઘણું સારૂં લાગે! એ નાચવું નહિ તો આગણું વાંકુ નહિ ચાલે."

"ચાલો ભઈ, પડશે તેવા દેવાશે!"

× × ×

વાંચક બિરાદર મુનીમના ઘરની દિવાળી જોઇ હવે મીલ મજુરના ઘરમાં પણ ડોકીયું કરી લે.

## મીલ મજુરની દિવાળી!

"એય, કાનીયાની મા તારા કાનની એક વાળી મને ન આપે? મારે મિત્રોને દિવાળી પર ઉજાણી આપવાની છે ને ખિસ્સામાં તો

કાણી કોડી પણ નથી? આવતા પગારે તને પાછી છોડવી લાવીને આપીશ? શું કરીએ દરેક વખતે મિત્રોને પૈસે મોજ કરીએ છીએ, તો આ વખતે મારે પણ મોજ કરાવવી પડે ને!" મીલ મજુર પત્નિને ઉદ્દેશીને બોલ્યો.

"પણ મોજ કરવા કાનનું એકનું એક ઘરેણું રહ્યું છે તે પણ ગીરો મૂકો એ સારૂં કહેવાય? તમારી પીવાની આદત ક્યારે છુટશે? અમદાવાદમાં દારૂ બંધ થયો; તો ભાઈસાબ, પંદર વીસ ગાઉ ચાલીને પણ પીવા જવાનું ચૂકતા નથી! તમને ખબર છે કે માથા પર દિવાળી છે, અને ઘરમાં તો કશા કશાનું ઠેકાણું નથી! બળ્યું પહેરવાનું તો આપણે મજુર ભાઇને ગમે તેવું ચાલે પણ દિવાળી જેવા વરસના એકના એક તહેવારે જરા સારૂં જમવાનું તો કરવુંજ પડે ને?"

"તે હું ક્યાં ના કહું છું? તું તારે અત્યારે તારા કાનની વાળી કાઢી આપને! દિવાળીને આગલે દિવસે પગાર થશે એટલે તારી વાળી પણ પાછી મળશે અને તારે જે પકવાન બનાવવું હોય તે પણ બનાવી લાખજે! સાથે સાથે બાળકોને માટે ફટાકડા પણ લાવી નાખીશું પછી છે કંઈ?"

"પણ ઘરની કંઈ ખબર છે? દિવાળી આવી છે એટલે માગવાવાળા જાત પર ગયા છે! ઘરનું ભાડું ત્રણ માસનું અપાયું નથી તો ભાડાવાળાનો ભૈયો કહે છે કે દિવાળીને સપરમે દહાડેજ તમારા ડોબરાં ઘરમાંથી બહાર ફેંકી દઈશ! અનાજવાળો, તેલવાળો, મસાલાવાળો બધાજ દિવાળી સુધી રહેવાનું ના કહે છે, અને તમારે તો મિત્રોમાં ઉજાણી કરવા જવું છે! બળ્યોરે આ અવતાર ધણી મળ્યો તે પણ સાવ દારૂડીઓ!"

"એ તારો ઉપદેશ કાલ પર મુલતવી રાખ, અને વાળી કાઢી આપ નહિતર પછી મારાથી ભૂંડો ભાયડો બીજો કોઈ નથી!"

" પણ ઘરમાં તો સાંજનો લોટ નથી ને આટાવાળો તો સામી દિવાળી હોઈ એક પૈસાનું પણ ધીરવાનું ના કહે છે તો આ તમારા બાપાઓને સાંજે શું ખવાડશો ?"

" ભલે સાંજે જે થવાનું હશે તે થશે ! એ ઉધારના દેનારાઓ અને માગણીયાત જેવા માગવાવાળાઓને પણ જોઈ લઈશ હાલમાં તો તું વાળી કાઢી આપ." મજુરની બૈરી વાળી કાઢી આપતી નથી જેથી મજુર કાંડા મચડીને જોર જુલમથી લઈ જાય છે !

× × ×

વાંચક બિરાદર ! મીલ મજુરની દિવાળી જોઈ હવે મીલ માલેકની દિવાળી પણ જોઇએ.

## મીલ માલેકની દિવાળી !

" લ્યો તમે તો કહેતા હતા ને કે હીરાનો નેકલેસ દિવાળી પર તારા માટે લાવીશને હજુ તમે તો ઠંડા થઇને બેઠા છો ?" શેઠાણી બોલ્યાં.

" શેઠાણી, તમારાથી કંઈ હીરાનો હાર વધારે છે ? પણ જાણો છો ? આ દિવાળીએ તો હોળીની ગરજ સારી છે ! આ કાલથી રાતપાળી પણ બંધ કરવી પડી છે. ગોડાઉનોમાં માલના ઢગના ઢગ પડ્યા છે ને કોઈ લેનારૂં તો એક ચકલુયે ફરતું નથી. યુરોપમાં લડાઈ સળગી છે તેથી ઘી કેળાં થશે એમ જણાતું હતું પણ હવે તો રંગ મળતો નથી એટલે ચાદરો કાઢવા સિવાય બીજું કશું બને એમ નથી ? અને વળી મજુરો તો પગાર વધારવા જીવ પર આવી બેઠા છે ! આ દિવાળી જો ભગવાન હેમ ખેમ વિતાડે તો સદ્ભાગ્ય" મીલ માલેક પત્નિને પંપાળતા બોલ્યા.

" તિજોરીમાંથી આઠ-દસ હજારનો થોકડો ઓછો થઈ જાય તેનો મને બળાપો છે ! પણ હું તમારાથી થોડી છેતરાઉં એવી છું દિવાળીની ભેટમાં હીરાનો નેકલેસ આપવો જ પડશે !"

" પણ શેઠાણીજી અમારો જ ઠેઠ નાદારીની કોરટમાં જઈને બેસવાનો વખત આવ્યો છે ત્યાં તમારી ભેટ તે કયાંથી વસાવીએ ?

આજે છ છ માસ થયાં કેવા તમાચા મારીને ગાલ રાતા રાખીએ છીએ તે અમારૂં અંતર જાણે છે કે અમારો ચોપડો જાણે છે! તમે તો રોજ સાંજ પડે બની ઠનીને મોટરમાં ફરવા જાઓ અને દરિયાના ઠંડા પવનની લહેર ઉડાવો એટલે તમને શી ખબર પડે કે આ દિવાળીએ દેવાળું ફુંકવું ન પડે તો ગઢ જીત્યા!"

"જાઓ જાઓ, કોને બનાવો છો? મૂછાળો મરદ અને પૂછાળો બળદ એ બેનો ભરૂંસો નહિ!"

"ત્યારે જો જો વાગતું વગતું માંડવે આવશે જને? કે દિવાળીએ કેવી હોળી પ્રગટાવી છે!"

× × ×

વાંચક બિરાદર આવડા મોટા મીલ માલેકની દિવાળી જોઇ હવે ખિસ્સાં કાતરૂની દિવાળી જુઓ.

## ખિસ્સાં કાતરૂની દિવાળી!

'(શું સાલું માંડ માંડ ઉધાર કાતર વસાવી કે દિવાળીને ટાંકણે કંઈ તડાકો પડશે અને પાંચ છ માસના રોટલા પાણી નીકળી આવશે! એક કૉલેજીયનના ખિસ્સાં પર હાથ અજમાવ્યો તો ફક્ત એક ઘસાએલો ઢબુ જ નીટળ્યો? એક શેઠીયાના ખિસ્સા પર નોટોનો થોકડો મેળવવાની આશાએ હાથ અજમાવ્યો તો ખોટ્ટો ચેક હાથ લાગ્યો. એક સીનેમા મેનેજરના ખિસ્સાં પર હાથ માર્યો તો ટ્રામની ટીકીટ નિકળી! એક ડાક્ટરના ખિસ્સામાંથી પાકીટ તફડાવ્યું તો પૈસાને બદલે અપ-ટુ-ડેટ નર્સનો ફોટો નીકળ્યો! એક એક્ટ્રેસની મોટરમાંથી મનીબેગ તફડાવી તો સાડીના અઢીસોના ઉધારબીલનો આંકડો અને પાંચ છ તદ્દન ખોટા રાણીછાપના રૂપીઆ નીકળ્યા! લ્યો હવે તમે જ કહો કે અમારે દિવાળી શી રીતે ઉજવવી? અને આ ઉધાર કાતર આણી છે. તેના પૈસા ચૂકવવાનું શું? વાંચક બિરાદર! જોયું દિવાળી આવી, અને શું લાવી તે નજરો નજર!

*

# સનમની શોધમાં!!!

યુનિવરસિટિના ચાન્સેલરો કે વાઇસ ચાન્સેલરોથી લઇને એક સાધારણમાં સાધારણ વકતા પણ આજે કૉલેજની કેળવણીથી વિરૂદ્ધના વિચાર જાહેરમાં બેધડક દર્શાવી આપે છે. બધા ય ખામી તરફ અંગુલી નિર્દેષ કરે છે; પણ કોઇ માર્ગદર્શન કરાવતું નથી. જો કે એ ખામી દર્શાવનારાના સપુતોને પણ એજ નીંદાએલી કૉલેજોમાં શિક્ષણ લેવું પડે છે એ ખૂબીની વાત છે. અને તેમ ન કરે તો એ વિચારઓ કરે પણ શું ? એક શાઈરના શબ્દોને થોડાક ફેરફાર સાથે રજુ કરૂં તો.

"યુવાનોંને જો કાલિજ કી બુરી કયા રાહ પકડી હુય;
યહી તો એક ઠિકાના હુય યહી અંધોંકી લકડી હુય!"

આંધળાની લાકડી જેવી એ કેળવણીને નીંદવા હું તૈયાર થયો નથી કે પેલાઓની જેમ બીજો કોઇ બોધ કેવાનો પણ મારો ઉદ્દેશ નથી. પણ મારે તો એક બીજીજ વાત કહેવાની છે. ભલે લીડરો કહેતા હોય કે ટંકશાળમાંથી શિક્કા પડે તેમ દરસાલ યુનિવરસિટિઓની ટંકશાળમાંથી ગ્રેજ્યુએટો બહાર પડે છે; તે સામે અમારે વાંધો નથી. વાંધો છે ફક્ત એ બાબતનો કે તે શિક્કા ચલણી

રૂપિયાને બદલે બાબાશાહી રૂપિયા જેવા મોટા ભાગે સાબિત થતા દેખાય છે! મિલોમાંથી જેમ જથાબંધ તાકા બ્હાર પડે; તેમ યુનિવરસિટિ ભલે તાકાઓ બ્હાર પાડે, પણ તે તાકાનું કાપડ મજબૂત હોય અને સારી ડીઝાન તથા આકર્ષક રંગનું હોય; તો તેનો ઉપાડ જ્હેલ્લો થાય છે. તેમ ગ્રેજ્યુએટ નામનો ગ્રેજ્યુએટ ન હોય; પણ કામનો હોય; તો સમાજને ઉપયોગી નિવડે છે. બ્લકે સમાજની વાત તો બાજુએ રહી પોતાની જાતને ઉપયોગી નિવડે છે. વળી પાછો હું પેલાઓની જેમ ઉપદેશ કરવા લાગી ગયો હોઉં એમ જણાય છે!

કૉલેજો એ જ્ઞાનદેવનાં મંદીરો હોવાને બદલે કંઈક કામદેવનાં મંદીરો બનતી જાય છે! વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ પર મોહિત થાય એ તો જાણે ઠીક પણ ક્યાંક ક્યાંક તો પ્રોફેસરોય નિજ-વિદ્યાર્થીનીઓ સાથે પરણી બેઠા છે. એવો ઈશ્કનો ચેપી રોગ દિન પ્રતિદિન કૉલેજમાં પ્રસરતો જાય છે! આપણો આજની વાર્તાનો હીરો દીનેશ પણ કૉલેજમાં ભણવા માટે નહિ, પણ ખાસ પ્રેમમાં પડવા માટેજ દાખલ થયો હતો; એમ દૂરબીન વગર નરી આંખે દેખી શકાતું! દીનેશનો પ્રેમ એક ખાબોચીયામાં ભરાઇ રહેલા પાણી જેવો બંધિયાર નહિ પણ અમાવાસ્યાની ભરતીને દિવસે ઉછાળા મારતા છલકતા સાગર જેવો હોઈ, જ્યાં ત્યાં છલકી પડતો! સંસ્કારિ ભાષામાં કહીએ તો એમનો પ્રેમ સર્વવ્યાપિ હતો, અને તે કોઈ પણ અપ-ટુ-ડેટ સાડી જોઈ તેના તરફ ઢળી પડવાની તૈયારી કરતો! તળપદી ભાષામાં કહીએ તો એ પ્રેમનો અધુરો ઘડો જ્યાં હોય ત્યાં સમય ને સંજોગનું ભાન રાખ્યા વગર છલકાઈ જતો! ટુંકાણમાં એજ કે દીનેશને પ્રેમનો સનેપાત થયો હતો. ગર્ભ શ્રીમંત હોઈ તેને બીજી કશી વાતની ચિંતા કરવાની ન હતી તેથીજ પ્રેમ પ્રકરણને લંબાવવા ખાતરજ એ દરેક ક્લાસમાં ત્રણ ત્રણ વરસ સુધી નાપાસ થઈને હરીજ થયા પછીજ ઉપલી ક્લાસમાં પદારંભ કરતો! કંઈને કંઈ બ્હાનાં કરી એ કૉલેજની કન્યાઓને જુદી જુદી ભેટો આપવાનું મંથન કરતો. કોઈક કડક કન્યા એની ભેટોને

પાછી વાળતી, તો કેટલી ટીખળી છોકરીઓ મંદહાસ્ય કરી એની ભેટોનો સ્વિકાર પણ કરતી. સમસ્ત કૉલેજમાં એ "કૉલેજના કનૈયા" તરિકે મશહૂર હતો. ધનવાનનો પુત્ર હોવાથી કોઈ મોઢે ચઢીને તો એને કંઇ કહેતું નહિ; જેથી એનો પ્રેમનો ઉભરો દિવસે દિવસે વધુ ને વધુ ચઢતો ગયો. "ઢુંઢને વાલોંકો દુનિયાંભી નહિ મિલ્તી હય." તો પછી દીનેશને સનમ કેમ ન મળે?

એક બે કૉલેજ કન્યાઓની છેડતી કરવામાં તો એને બાટાની સુંવાળી ચંપલ ભેટ મળી હતી! પણ એવા ઈનામથી તો એ ઉલ્ટો ઉતરાણના કનકવાની જેમ વધુ ચગ્યો! ચાલતી કલાસે પણ એ ઘણી વેળા કાગળનાં ઍરોપ્લેન બનાવી કૉલેજની કન્યાઓ તરફ ઉરાડતો અને તે ઍરોપ્લેન પર પેન્સીલથી લખતો કે 'આઈ લવ યુ'. એ પોતાને રૂડોલ્ફ વેલેન્ટીનોનો અવતાર માનતો અને રોજ રોજ નવાજ સૂટમાં દેખાવ દેતો. ટીખલી વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો તો એને એક પ્રેમનો ચારો ચરીને જીવતું બે પગું પ્રાણીજ સમજતા હતા! કેટલાક તકસાધુ મિત્રો એના પ્રેમના થર્મોમીટરનો પારો ઉંચો જ રાખવાની ભળતી વાતો કરી રોજ એના પૈસે ઉજાણી ઉડાવતા! કોઈ કહેતું: "મી. દીનેશ, હીસ્ટરીના અવરમાં પેલી અવની પરની અપ્સરા જેવી વીનુએ તિરછી નજરે તારી તરફ જોઈને પોતાની વેણીમાંથી એક પુષ્પ કાઢીને તારી તરફ ફેંક્યું હતું; પણ કમનસીબે તેજ વેળા કૉલેજનો પટાવાળો વચ્ચેથી પસાર થતાં તેની પાઘડીમાં અથડાઇ નીચે પડી ગયું!" કે દીનેશ હર્ષાવેશમાં બોલતો: "એમ ચીમન તું સાચું કહે છે?"

"સાચું ન હોય તો પૂછીજોને આ ત્રિવેદીને?" ચીમન બોલતો.

"વાહ! મિ. દિનેશ! તમે નસીબદાર છો. એ વીજળી જેવી વિનુને મેળવવા તો ભલભલા સ્કૉલરાં ફાંફાં મારી ચૂકયા, પણ એણે કોઈને મચક આપી નથી, અને તારી ઉપર તો પુષ્પ નિચ્છાવર કરવા તૈયાર થઈ છે! બ્રેવો! બ્રેવો ફ્રેન્ડ તારી અમને અદેખાઈ આવે

છે!" ત્રિવેદી બોલ્યો. એટલે તેના ટેકામાં વળી ઝડીરમિયાં પોતાની મગફળીના દાણા જેવી ચેપ્લીનશાઈ મૂછ પર હાથ ફેરવતા બોલ્યા :

"એ તારી વીનુ આગળ તો સીનેમાવાળી નસીમ, કાનન, લીલાદેસાઇ, રમોલા કે દેવિકારાણી પણ ઝખ મારે છે!"

"પણ એ વિનુ મારી ક્યાં થઈ છે કે તારી વિનું કહે છે?" દીનેશ ઉવાચ.

"નહિ થઈ હોય તો થશે." ઝડીરમિયાં પુનઃ બોલ્યો.

"લેને ભઇ ત્યારે તારા મોમાં સાકરને બદલે ચૉકલેટ!" દીનેશે ખિસ્સામાંથી ચૉકલેટ કાઢીને ઝડીરના મોમાં મૂક્યું. આમ મિત્રોના ટોળટપ્પામાંથી દીનેશની પ્રેમની પ્રતિજ્ઞા વધુ મજબુત બની. એવામાં કૉલેજનું વાર્ષિક ગેધરીંગ આવ્યું. અનેક ખટપટ કરીને 'જયા જયંત' માં વિનું જયા, ને દીનેશ જયંત તરિકે રજુ થયાં. પછી તો જાણે ખરેખાત તે જયા અને પોતે જયંત હોય એમ જ માનવા લાગ્યો. એક વેળા બપોરની રિસેસમાં લાગ સાધીને એક સોનાની ચેઈન સહિતનું લૉકીટ કે જેમાં પોતાનો નાનકડો ફોટો હતો તે વિનુને હાથોહાથ ભેટ અર્પતાં કહ્યું; "વ્હાલી, આ મારી અદના ભેટ સ્વીકારશો?" "વ્હાલી તમારી જે હોય તે! કૉલેજમાં ભણતી એક સહાધ્યાયિનિને વ્હાલી કહી સંબોધતાં તમને શરમ નથી આવતી? હું કેટલાય દિવસથી તમારા ચેનચાળા જોતી આવી છું. મારી ચુપકદીનો તમે ઉંધો અર્થ કર્યો લાગે છે. સરસ્વતિ મંદિરને લાંછન લગાડનાર તમારા જેવા પ્રેમી પાગલોએ જ કૉલેજોની કેળવણીને હરીજ કરી છે! આજે તો તમને જતા કરૂં છું; પણ જો હવે પછી આવું કરશો તો પ્રિન્સીપાલને કહી ડીસમીસ કરાવીશ. મહેરબાની કરી હવે તમારૂં મોઢું મને બતાવશો નહિ!"

"શું કહું? ગુસ્સામાં ડીયર વિનુ, આપની સુંદરતા ઘણી વધી જાય છે! આપ મારા પ્રેમની કસોટી કરવા જ આમ ગુસ્સે થાઓ છો; પણ વ્હાલી જયાની ખાતર આ જયંત, ફરહાદની જેમ આખો

પહાડ તોડવા પણ તૈયાર છે! અને ડીસમીસ થવાની વાત! તો આ કૉલેજની કેળવણીમાં વળ્યું પણ શું છે? મને ડીગ્રી કે ડીપ્લોમાની પરવા નથી આપના જેવી કોઈ સનમની શોધમાં જ હું તો કૉલેજ જીવન જીવી રહ્યો છું; બાકી શું ઝખ્ખ મારવા યુવાનીના ગુલાબી દિવસોને આવી નજર કેદમાં વિતાવું? અને ખરૂં પુછાવો તો પેટ્રોમેક્ષની બત્તી જેવી તમારા જેવી થોડીક વિદ્યાર્થીનીઓને લીધે જ આ કૉલેજમાં બધે અજવાળું દેખાય છે! મારા જેવા કેટલાય યુવાનો ફક્ત રોમાન્સની આશાએ જ જીવી રહ્યા છે. માટે માનુની ગુસ્સાનો અભિનય પડતો મૂકી જે હૈયે હોય તે હોટે લાવો અને આ જલતા જિગરને બુઝાવો! હુંએ માનસશાસ્ત્ર ભણ્યો છું અને તેના આધારે કહી શકું છુ કે:

"હૃદયના ભાવ જુદા મુખ તણા પણ ભાવ જુદા છે;
સનમ સરકારના એ ચેનચાળા સાવ જુદા છે!"

"મોઢાથી હા કહેતાં શરમાતાં હોવ, તો લ્યો આ કાગળના જવાબમાં 'હ' કારની આશા રાખું છું." આમ કહી દીનેશે તો પાટલૂનના ખિસ્સામાંથી એક અપ–ટુ–ડેટ ઍનપાકીટ કાઢીને વિનુના હાથમાં આપ્યું.

વિનુના ચહેરાનો રંગ ગુસ્સાથી રાતો ટમાટા જેવો થઈ ગયો હતો. તેણે વગર વાંચ્યે જ કાગળ ફાડીને ફેંકી દીધો અને ચેઇન સહિતનું લૉકીટ દીનેશના મોઢા પર મારી કૉલેજમાં ચાલી ગઈ! દીનેશ તો બાઘાની જેમ ઉભો જ રહી ગયો. થોડેક દૂર ઉભી રહી વાતો સાંભળતી, બોબ્ડહૅરવાળી વીનુની બેન્ચ પર જ તેની સાથે બેસતી, બીજી એક વિદ્યાર્થીની દીનેશની પાસે આવી અને તેના પગો આગળ પડેલી પેલી સોનાની ચેઇન તથા લૉકીટ ઉઠાવીને પોતાને ગળે પહેરી લેતાં બોલી: "કુપાત્રે દાન કરતાં પહેલાં કંઈ વિચાર પણ ન આવ્યો? જાઓ તમારા પ્રેમી દિલને વિનુએ જે ઘા કર્યો છે; તે પર મલમપટો લગાડવા હું દયાભાવે પ્રેરાઈ છું! મી૦ દીનેશ

તમને પુરા પ્રેમી બનતાંય આવડતું નથી! આ કંઈ નાટકનો તખ્ત
કે સીનેમા સ્ક્રીન નથી કે ધડશુંને આશક પડી જવાય અને હીરો
ગળે હીરોઈન વળગી પડે!" આટલું કહી જરાક હસીને ફ્રે
પણ કૉલેજમાં ચાલી ગઇ અને વિનુ પાસે જઈને તેના કાનમ
કહેવા લાગી કે "આવા ઉલ્લુઓને લટ્ટુ બનાવી ફેરવતાં તં
આવડતું નથી. એવા તો વાર્યા ન વરે પણ હાર્યા વરે! પણ
જે કંઈ પ્રિન્સિપાલની પાસે દીનેશના પાપનો ઘડો ફોડી દેતી?
ફ્રેનીની સમજાવટથી વિનુએ પ્રિન્સિપાલને કહ્યું નહિ, ને દીનેશ
દિવસે તો મિત્રોમાં માથું દુઃખવાનું બ્હાનું કરીને ઘેર ચાલ્યો ગયે

આજકાલના પ્રેમીઓ પણ રબર જેવા સ્થિતિસ્થાપક હૃદયન
હોય છે! પ્રેમના આઘાતોથી તેમનાં દિલો ઘવાતાં નથી; કારણ
તેમનો પ્રેમ સાર્વજનિક હોય છે. દીનેશે પણ દિલ વાળ્યુ
"**પોંક નહિ તો પાપડી**" એ કહેવત પ્રમાણે વિનુ પરનો પ્રે
પ્રવાહ ફ્રેની તરફ વહેવરાવવા માંડ્યો. કૉલેજના નૉલેજમાં આવ
પ્રેમપ્રવાહોને એક દિશાથી બીજી દિશામાં વહેતાં જરાય વાર લાગત
નથી! ફ્રેની પણ રૂપરંગમાં સાવ નાખી દેવા જેવી ન હતી. તેન
બૉબ્ડ હૅઅરની ઘટા, અને ચાલવાની છટાએ પણ કંઇક કૉલેજીયનો
પોતાના તરફ જોતા કરી દીધા હતા. દીનેશ પણ જુદી જુદી વસ્તુઅ
ભેટ આપી આપીને ફ્રેનીને વધુ ને વધુ પોતાની નિકટ આકર્ષ
રહ્યો હતો. બીજા વર્ષના ગેધરીંગમાં તો ઉદયશંકર અને સીમકી
નૃત્યનું આબાદ અનુકરણ દીનેશ અને ફ્રેનીએ કરી બતાવ્યું હ
પછી તો 'ખજાનચીની ફિલ્મ આવી. આ બંને પ્રેમીઓએ ૧૧-૧
વાર એ ફિલ્મ જોઈ નાખી. ઘણીવાર કૉલેજમાં એ સાઇકલ પ
બેસીને સાથે આવતાં અને રસ્તામાં '**સાવનકે નઝારે હેં!**'
ગાયન લલકારતાં. બીજા ઘણાય કૉલેજીયનો એમના પ્રેમને શ્વાન
વૃતિથી નિરખતા. હવે દીનેશ બીજા કોઇ મિત્રની પરવા કરતો નહિ
પરીક્ષા આવી ફ્રેની પાસ થઈ બી. એ.ની કલાસમાં ગઇ અ

દીનેશ તો ત્રીજીવાર પણ ઈંટરમાં અટવાઇ ગયો! ક્લાસો જુદી થતાં પ્રેમમાં જરાક અંતરાય થયો; પણ કઠણ કાળજું કરીને તેને સહન કર્યા વિના છુટકો જ ક્યાં હતો? બી. એ.ની ક્લાસમાં વળી ફ્રેનીનો એક બીજો ક્રિશ્ચીયન ફ્રેન્ડ ફુટી નીકળ્યો. મનમાં દીનેશ તેનાથી બળતો હતો; પણ ફ્રેની હસીને કહેતી કે "ફલાણી ફિલ્મની ત્રણ ટીકીટો લઈ રાખજો." એટલે દીનેશનો છુટકો જ ન થતો. બોકસમાં પેલા નવા ફ્રેન્ડ અને દીનેશની વચ્ચે ફ્રેની બેસતી, અને ઘડીકમાં દીનેશ સાથે તો ઘડીકમાં પેલા નવા સાથે હાથતાળી લેતી. પેલા નવા ફ્રેન્ડનું નામ મી. આલ્ફ્રેડ હતું. વર્ણે સ્હેજ શામળો છતાં, તેય કમણગારો તો હતો જ! અને વળી ફ્રેનીને નોટ્સ તૈયાર કરવામાં ઘણી મદદ કરતો. દિવસે દિવસે દિનેશને વહેમ પડવા લાગ્યો કે ફ્રેની કંઈક આલ્ફ્રેડ તરફ વધુ ઢળતી જાય છે અને પોતાના પૈસે પોતાના હરિફને મોજ કરાવે છે. એને કંઈક પ્રેમનો સોદો મોંઘો પડવા લાગ્યો.

'**લગન**' ની ફિલ્મ ચાલતી હતી. કૉલેજીયનો જથાબંધ તે ફિલ્મ જોવા જતા હતા. ફ્રેની પણ દીનેશ તથા આલ્ફ્રેડ સાથે ગઇ. ફિલ્મ જોઈ રહેતાં જ દીનેશ મુંઝવણમાં પડયો. ફ્રેનીને સીનેમાના કપાઉન્ડમાંથી બહાર નીકળતાં જ તેણે કાનમાં કહ્યું. "મારે આજે એક વાતનો ખુલાસો કરવો છે માટે આલ્ફ્રેડને એની હોસ્ટેલમાં મારી કારમાંજ રવાના કરી આવીએ, અને પછી આપણે તે વાતનો ખુલાસો કરીએ."

"ભલે ઘણી જ ખુશીથી." એટલું ફ્રેનીએ કહ્યું. ને ત્રણે કારમાં ગોઠવાયાં. આલ્ફ્રેડને હોસ્ટેલમાં પધરાવી પાછાં વળતાં દીનેશે ફ્રેનીને કહ્યું; "અત્યાર સુધી હું જાણતો હતો કે તું મ્હારા પ્રત્યે શુદ્ધ સ્વદેશી પ્રેમ રાખે છે; પણ હવે જણાય છે કે ત્હારા પ્રેમમાં કંઈક વિલાયતી પ્રેમની ગંધ આવે છે! 'લગન' ની ફિલ્મમાં જેમ હીરોઈનના પતિ દીનદયાલ તથા તેના પ્રેમી કવિની જેમ હું કયા પાત્ર તરિકે

શું તે જ મને સમજાતું નથી? આજે તું ચોકખા દિલે ખુલાસો કર કે આમ એક મ્યાનમાં બે તલ્વાર કયાં સુધી નભશે?"

"જુવો મી. દીનેશ મેં પણ ખુલ્લા દિલે મારા પપ્પાને આપણા પ્યારની વાત કરી છે. તેમણે કહ્યું કે પ્યાર બ્યાર એ બરફના ગોલા જેવી વસ્તુ છે! બરફના ગોલાની જેમ પ્યારને ઓગળતાં વાર લાગતી નથી; માટે લગ્નની વાત કરો! જો તમે ક્રિશ્ચિયન બની મારી સાથે લગ્ન કરવા તૈયાર થાવ તો ઘણી જ ખુશીથી હું તે કબુલ કરીશ પણ જો ધર્માન્તર કરવા તૈયાર ન હોવ તો આઈ એમ વૅરી સૉરી?"

"પણ ફેની તારા જેવી કેળવાયલી અને આઝાદ વિચારની છોકરી પ્રેમના બગીચામાં ધર્મના આખલાને કયાં ઘુસાડવા ચાહે છે?"

"જાનવરોની જેમ હું રસ્તા પરનો પ્રેમ કરવા ચાહતી નથી. મારે મન પ્રેમના અભ્યાસની કસોટી એ લગ્ન છે, અને લગ્ન સાથે તો ધર્મને ગાઢો સંબંધ હોય જ!"

"ફેની હું આવો ઉપદેશ સાંભળવા તારી સાથે પ્રેમથી જોડાયો નથી. પતંગીયાં ફુલ પર બેસી મધુરસ ચૂસે તેમ બે યુવાન હૃદયો યૂવાનીની વસંતની બહાર લૂટે એનું નામ પ્રેમ! અને તે પ્રેમની કબાબમાં આલ્ફ્રેડ જેવું હાડકું વચ્ચે ન આવવું જોઈએ!"

"પણ હું બગીચાનું પુષ્પ બનવા ચાહતી નથી. હું તો તેનાથીએ આગળ વધીને તમારા ગળાનો હાર બનવા ચાહું છું મી. દીનેશ! પણ તે કયારે બને? કે તમે મારા ધર્મમાં દાખલ થાઓ ત્યારે જ!"

"તે નહિ બને. દીનેશ પ્રેમ ખાતર ધર્મને વેચવા માગતો નથી!"

"તો ભલે, હું પણ તમારા ટેમ્પરરી પ્રેમને ત્યાગી આલ્ફ્રેડ સાથે અદરાઈ જઈશ!"

"ઠીક છે, હું જોઈ લઈશ કે મારા પ્રેમમાં પંચર પાડનારના કેવા હાલ થાય છે?" અને આમ લડતાં ઝઘડતાં એ બંને પ્રેમીઓ કબુતરની જેમ ફડફડાટ કરી પોતપોતાના માળામાં ઘુસી ગયાં.

માણુસ માના પેટથી જ કવિ તરિકે તો જન્મે છે; પણ જ્યારે તે ભણેલો હોય અને પ્રેમમાં આઘાત કે નિરાશા સાંપડે છે; તો 'કલાપી' ની જેમ પ્રેમની ગઝલો ગાવા લાગી જાય છે. ગઝલનો અર્થજ પ્રેમની પરિભાષા છે. દીનેશે પણ ગઝલની એક પંક્તિ શિઘ્રતાથી રચી કાઢી. પાકીટમાં બીડી પોતાના રસોઈયા સાથે ફેનીને હાથોહાથ પહોંચાડી.

**"મળ્યો છે ભેટ ધુતારો કંઈ ગુલાબ નથી;**
**અમરતો આપ્યો મેં આપને જુલાબ નથી!"**

જવાબમાં એને બીજું કંઈ ન મળ્યું. ફક્ત ફેનીના આલ્ફ્રેડ સાથેના લગ્નની કંકોત્રી મળી! દીનેશ ગુસ્સાને ગળી જઈને પૂર્વવત ચોપડાં બગલમાં મારી કૉલેજમાં ગયો. માહીમના ઓરસમાંથી પાછા ફરતા મિયાંભાઈ જેવું એનું ડાચું નિહાળીને પુરાણા મિત્રોએ એને શાંતવન આપવાનો પ્રયત્ન કર્યો.

"અરે! ભલા માણુસ, શોધખોળ કરનારને નવી દુનિયાં પણ મળી જાય છે તો તને નવી સનમ નહિ મળે?" ચીમન પીઠ થાબડતાં બોલ્યો.

"બગીચામાંથી એક ફુલ ખરી પડતાં કંઈ ભ્રમર આપઘાત કરતો નથી!" ચીમનના શબ્દોને ટેકો આપતાં ત્રિવેદી બોલ્યો.

"બુઠ્ઠાં હથિયારોને જેમ સરાણ પર ચઢાવવાથી તેજ થાય છે; તેમ ખડતલ પ્રેમીઓ પ્રેમમાં નિરાશ થતાં વધુ ચંચળ થાય છે. પ્રેમીઓની હાલત ફુટબૉલ જેવી હોય છે માશુકોની લાતો ખાઇને જ તેને સફળતા સાંપડે છે! તને ખબર નહિ હોય કે આપણા ફારસી પ્રોફેસર મી. કાઝી પણ પ્રેમની પહેલી પથારીમાં નાપસ થતાં ખુદ જાહેર કરતા હતા કે:

**"હમસે શબે વિલાસ વો બે મેલ હો ગયે;**
**અફસોસ! ઈન્ટ્રસમેં હમ ફેલ હો ગયે!"**

અને તે છતાં ય પ્રયત્ન કરી ફાવી ગયાને! તો પછી તારા જેવો રોમેન્ટિક યોદ્ધો નિરાશ થાય એ કેમ સંભવે?" ઝહીરે વધુ ટેકો આપ્યો.

"અરે દોસ્ત! વિશ્વામિત્રની જેમ પ્રેમનું તપ કર! કોઈ પણ મેનકા મળી જશે! કૉલેજમાં મેનકાઓનો કયાં દુકાળ છે?" પાછો ચીમન બોલ્યો. એટલે દીનેશે સીગારેટનો મોટો દમ લગાવીને ઉદ્દગારો કાઢ્યા:

"અરે! એ શિઆળ જેવા લાંબા ડાચાવાળી ફેનીમાં બળ્યું પણ શું હતું? વિશ્વાસી માશુકોનો વિશ્વાસ શો? એના કરતાં પેલી સ્પોર્ટ્સમેન સ્પીરીટવાળી મીસ ગુલાં શું ખોટી છે?" અને પછી ધીમે ધીમે દીનેશનું સુકાન ગુલાં તરફ વળ્યું. દીનેશ ગુલાંને ફ્રુટ ભેટ મોકલાવે, તો બીજા દિવસે ગુલાં તે ફ્રુટનાં છોતરાં તેજ ફ્રુટની ટોપલીમાં ભરીને મોકલાવે! દીનેશ ચૅાકલેટનાં ફેન્સી પૅાકેટ મોકલાવે, તો ગુલાં પીસ્તાનાં ખાલી કોટલાંનું પડીકું મોકલાવે. આમ સામે સામે ભેટ આપવાની ક્રિયા પ્રતિક્રિયા થતી ચાલી. એવામાં દીનેશે કોઇ કમનસીબ ચોઘડીએ પેરિસથી ખુલ્લા કાર્ડો યાને નગ્ન ફોટાઓ મંગાવ્યા હતા, તેમાંનો એક કાર્ડ જે નગ્નતાની પરાકાષ્ટાએ પહોંચી યુરોપીય સંસ્કૃતિની ધજા બાંધે એવો હતો, તે ગુલાં પર નાતાલની ભેટ તરિકે મોકલાવ્યો. કર્મસંજોગે તે કાર્ડ ગુલાંના 'ખાઉંકરડું' સ્વભાવના પિતાજી ધનજીશા ધાંધલીયાના હાથમાં જઈ પડ્યો. પાકીટ ફાડી કાગળ જોતાં જ ગુસ્સાથી તેમના ચશ્મા પણ નીચે પડી ગયા! ઘરનાં બીજાં માણસોની સાથે પણ તેરીમેરી પર આવી ગયા હતા, તેવામાં ગુલાંની સવારી સવારની વૅાક લઇને ઘરમાં આવી. ડોસો તેના પર તપ્યો.

"દુકતી આય સું છેય? સું આવા નાગા ફોતાઓ જોવા, ને લવ મેતર કરવા તું કૅાલેજમાં જાયથ કે ભનવા? આય કોન અક્કલના બારદાને તારી ઉપર નાગો ફોતો મોકલાવીયોચ? નીચે

દિનેશ નામ લખીયુંચ; તો સું એ તારો સ્કૂલ ફ્રેંદ છેય ? સું પારસી પોરીયા મરી પરીયાચ કે આય ધોતીયાદાસ સાથે ફ્રેન્દસીપ જોરીચ ? હું જોઉંચ કે આવા નાગા માનસને કૉલેજમાં જવાનો સું હક્ક છેય ? પારકી પોરીયોને ફોસલાવવા એ બેત્તીબાપ કૉલેજમાં જાયચ કે ભનવા જાયચ ? ખબરદાર ! દુકતી જો કાલે કૉલેજમાં ગઈ તો ! એ હરામખોર દીનેશને કૉલેજમાં જઇને પાંસરો ના કરી નાખું તો મારૂં નામ નંઈ !"

અને બીજે દિવસે કૉલેજ ઉઘડતાં જ ધનજીશા ધાંધલીયાએ પ્રિન્સિપાલની ઑફિસમાં જઈને ધાંધલ મચાવી દીધું.

"સું મારા સાહેબ, તમારી કૉલેજ તે કૉલેજ છે કે લવ મેતરની મારકીટ છેય ? મારી ભોલી ગુલ્લ પર કોઈ દીનેશ નામના નાલાયક પોરીયાએ આવો નાગો ફોટો કાર્ડ મોકલીયોચ ! સું કોઈ પન બાપ પોતાની પોયરીનું આવું અપમાન ખમી સકે ? એ બેત્તીબાપ દીનેશના થતાને મારી સામે તો લાવો ! હું એનો ટોટો પીસી નાખસ ! એ મારો દીકરો એના મનમાં સમજેચ સું ?"

"દીનેશની બૅડ કૅરેક્ટર વિષે મારે કાને પણ વાત આવી છે. આપ આ કાર્ડ મૂકી જાઓ, હું ઘટતી તપાસ કરીને એને કૉલેજમાંથી ડીસમીસ કરીશ." પ્રિન્સિપાલ બોલ્યા.

"હવે તપાસ સું બાપના કપાલની કરવાનીચ ? ને દીસમીસ કરસો એમાં તમુએ સી મોત્તી ધાર પાછી વાલી ? તે અક્કલના અદુખરાનું મોન્નું તો મને બતાવો ! એકાદ બે મપારા આય જરથોસ્તી બચ્ચાના હાથના તેના બોચાં પર પરસે ત્યારેજ એ સજાતના ફરજંદને ખબર પરસેને ?" ધનજીશા બોલ્યા.

અંતે ઘણી ઘણી રીતે સમજાવીને ધનજીશાને ઘરભેળા કર્યા, ને દીનેશનો ગુનો પુરવાર થતાં તેને કૉલેજમાંથી ડીસમીસ કર્યો. દીનેશ ડીસમીસ થયો; છતાં કૉલેજ ઉઘડતાં કે બંધ થતાં કૉલેજની છોકરીઓને ફક્ત જોવા ખાતર પણ રોજ દિવસમાં બે વાર આંટા મારતો. હડખાયાં કુતરાં તો સારાં કે તેમને લાકડી વતી

હાંકવાથીય જાય છે, પણ આવા અડખાયા આશકો તો લાકડીથી હાંકો તોય ન નાસે !

દીનેશની છેડતી દિવસે દિવસે વધતી ચાલી; જેથી કૉલેજની છોકરીઓએ એક અરજી કરી પ્રિન્સિપાલને ચેતવણી આપી. પ્રિન્સિપાલે દીનેશના બાપને સુદ્ધાં લખી જણાવ્યું. જેથી જિંદગીમાં પહેલી જ વાર એ મા-બાપના લાડકવાયાને ઘરની ચાર ભીંતોમાં નજર કેદ રહેવું પડયું. કોઈ જ્ઞાતિ કન્યા સાથે લગ્ન ગોઠવવાની દીનેશના માવતરે કોશિષ કરવા માંડી. પણ પુરાણી રીતે વાલીઓ જયાં પરણાવે ત્યાં ન પરણવાની દીનેશે ભિષ્મપ્રતિજ્ઞા લીધી હતી. અંતે પ્રેમની બીમારીએ ખરી બીમારીનું રૂપ ધારણ કર્યું. ને દીનેશ માટે ડૉક્ટર બોલાવવો પડ્યો. ડૉક્ટરે સેવા માટે એક અપ-ટુ-ડેટ નર્સની નીમણુંક કરી. નર્સ ફુટડી હતી. સેવા સુશ્રુષાથી દીનેશને સારો કર્યો. પણ સારો થતાં જ નર્સ સાથે દીનેશને દોસ્તી બંધાઈ ગઈ. અંતે એક દિવસે અર્ધી રાત્રે દીનેશ નર્સને લઈને ભાગી ગયો. સાથે બાપાની તિજોરીમાંથી પાંચ હજારનું બંડલ પણ લઈ ગયો !

બાપે જાહેર પેપરમાં દીનેશને પોતાને ઘેર પાછો આવવાની અપીલ કરી. પણ દીનેશ તો પુનાની એક અપ-ટુ-ડેટ હૉટલમાં સનમની સેવામાં જ દિવસો વિતાવવા લાગ્યો ! પણ કોઈ કમનસીબ ચોઘડીએ બંદગાર્ડન પર ટહેલતાં દીનેશની, એ સનમ, સીનેમાવાળાઓની નજરે પડી. સ્ક્રીન મોડલ સારૂં હોઈ તેને ફોસલાવીને સીનેમાવાળા લઈ ગયા, જેથી દીનેશભાઈ તો પાછા ધોએલા મૂળા જેવાજ રહ્યા ! હવે સાથે લીધેલી મૂડી પણ ખપી જવાની તૈયારીમાં હતી. સીનેમા લાઈનમાંજ જોડાવા તૈયાર થયા. કારણ કે સનમની શોધ કરનારોઓને માટે કૉલેજ કરતાંય ફિલ્મ સ્ટુડીઓ વધુ અનુકૂળ જગ્યા થઈ પડે છે! દીનેશનો સુડોળ ચહેરો અને ટાપટીપ, તેને સીને લાઈનમાં ઠીક કામ લાગ્યાં. વાતચીતમાં તો એ એક્કોજ હતો, અને વળી જરાતરા,

સીનેમાના ગાયનોની નકલો કરી કરીને ગાતો પણ થયો હતો; જેથી ફિલ્મ લાઈનમાં સફળ થવા લાગ્યો. એને પગારનો ચૅક મળતો તે બારોબાર સીને સુંદરીઓના ગજવામાંજ જમા થતો; ટેમ્પરરી સનમો તો ઘણીય મળતી, પણ હીરોઈનને એ ફસાવવા માંગતો હતો. અંતે એનેય હીરોની ભૂમિકા મળી. ધારેલી હીરોઈન સાથે પહેલું જ કામ કરવાનું હતું. આનંદમાં પૂર ઝડપે પોતાની મોટર હંકારી જતો હતો. મોટરની સ્પીડ ૬૦ ઉપર પહોંચી હતી. હીરોઈનને હાથ કરવાની ઈંતેજારીમાં એક વળાંક પર મોટર પૂર ઝડપે ઝાડ સાથે અથડાઈ પડી. અને દીનેશ જેવો સનમનો શોધક કાયમને માટે આ સંસારને ત્યાગિ ગયો. પણ પોતાના વારસદારો કૉલેજોમાં અને સ્ટુડીઓમાં છોડી ગયો! દીનેશ આજે નથી પણ એવા દીનેશો અને પ્રેમઅફીણોનો કૉલેજોમાં કે સીને સ્ટુડીઓમાં તોટો ક્યાં છે?

**बहुरत्ना वसुंधरा ॥**

